# વીરાંગના કે દેવાંગના ?

અથવા

## અબળા કે પ્રબળા ?

કર્તા,

**મુનશી હામીદમીયાં ડોસામીયાં.**

ખાનપુર સૈયદવાડા-અમદાવાદ.

પ્રકાશક.

**પઠાણ નીઝામખાન તુરખાન વકીલ.**

લાલ દરવાજા-અમદાવાદ.

હી. સ. ૧૩૩૯ ખ્રિસ્તાબ્દ ૧૯૨૧

પ્રથમાવૃતિ. પ્રત ૫૦૦

કિંમત રૂ. ૨-૮-૦

# ઉપોદ્ઘાત.

પરમ કરૂણાનિધાન જગત્ પ્રચાલકના પરમ કરૂણા પ્રસાદથી હું આજે " વિરાંગના કે દેવાંગના " નામક મારી નવિન કૃતિ વાંચકવૃંદના કરકમળમાં સાદર સમર્પિત કરવાને શકિતમાન થઇ શકયો છું.

આ પુસ્તક એક ઐતિહાસિક પુસ્તકની વસ્તુ સંકલનામાં ઘણોજ સુધારો વધારો કરી અને કલ્પનાનું પુષ્કળ મિશ્રણ કરીને તદન નવિન સ્વરૂપે તૈયાર કરવામાં આવ્યું છે. એટલુંજ નહિ પણ તેમાં જનસ્વભાવના ભિન્ન ભિન્ન દૃસ્યો આપવામાં આવ્યાં છે. સ્પેન જીત્યા પછી પીરીનીઝ પર્વતની પેલી બાજુએ ફ્રાંસની સરહદમાં આવેલા પ્રદેશો ઉપર ચઢાઇ કરી મુસલમાનોએ કેવા શૂરાતનથી દિગ્વિજય પ્રાપ્ત કર્યો તેનો આબેહુબ ચિતાર દેખાડવામાં આવ્યો છે. એટલુંજ નહિ પણ તે સમયના મુસલમાનો જીતાયલી પ્રજા સાથે કેવી રીતે વર્તતા અને ધર્મના પક્ષપાત વિના વિધર્મીઓ પ્રત્યે કેવો ભાવ ધરાવતા હતા તેનો પણ કાંઇક ભાસ આપવામાં આવ્યો છે.

આ પુસ્તકમાં વીર અને શૃંગારરસનું યથા પ્રમાણમાં મિશ્રણ કરવામાં આવ્યું છે. એટલુંજ નહિ પણ શોખીન વાંચકોને આનંદ આપવા માટે શૃંગારરસને ગૌણ પદ આપ્યું છે. એટલે પુસ્તક શૃંગારરસ પ્રાધાન્ય છે એમ કહેવામાં આવે તો તે ખોટું કહેવાય નહિ.

નાયક અને નાયિકા તથા ઉપનાયક અને ઉપનાયિકા આ પ્રેમવિનોદ વાંચકોને પ્રેમરસમાં તલ્લીન કરી નાખશે એવી આશા છે. તેમજ વાટિકામાં અમિર અબ્દુલરહેમાનને ઇસ્લામ વિષે પૂછાતા પ્રશ્નો અને તેના અપાતા ઉત્તરો પાઠકોને નિજ ધર્મ અને પોતાના

મહાન ઉપદેશક સ. અ. વ. વિષે કાંઇક માહિતી આપશે એ પણ નિઃસંદેહ છે. તેમજ દરબાર વખતે ના. ખલીફા પોતાના સુબાઓને જે ઉપદેશ આપે છે તે પહેલાના મુસલમાનો જીતાયલી પ્રજા સાથે કેવી રીતે વર્તતા હતા તેનો કાંઇક ચિતાર પાઠકગણને આપ્યા વિના રહેશે નહિ.

સાંપ્રત સમયમાં પ્રગટ થતા ઘણા ખરા પુસ્તકોમાં મુખ્યત્વે કરીને વાદવિવાદના પ્રસંગો વિશેષ જોવામાં આવે છે. એટલુંજ નહિ પણ તેમાંના કેટલાકનો માત્ર વાદવિવાદથીજ ભરેલા હોય છે. આ કારણથી વાંચકોને તેમાં જોઇએ તેવો આનંદ પ્રાપ્ત થતો નથી. વાદ-વિવાદની સાથે મુખ્ય સ્થળો, ઋતુઓ, નાયક નાયિકાનું સૌંદર્ય, તેમનો પ્રેમવિનોદ આદિ વિષયોનું વર્ણન પણ આપવું જોઇએ. કેમકે તે વિના કોઇ પણ પુસ્તક ભાગ્યેજ સંપુર્ણ ગણી શકાય ? એટલુંજ નહિ પણ તેવા વિષયોના અભાવે કરીને પાઠકો પુસ્તકનો યથાર્થ ચિતાર ભાગ્યેજ કલ્પી શકે. પણ જો વાદવિવાદની સાથે પુસ્તકમાં આલેખાયલા મુખ્ય મુખ્ય વિષયોનું પણ વર્ણન આપવામાં આવે તો તેના વાંચનથી પાઠકો પોતાની સામેજ તેવું દસ્ય આલેખી શકે અને તેમને આલેખાયલા વિષયોનું યથોચિત્ત ભાસ થયા વિના રહે નહિ. આ પ્રમાણે વાદવિવાદ અને વિષયોનું વર્ણન આપવાથી વાંચકોને વધુ આનંદ મળે એવા હેતુથી આ પુસ્તકમાં સ્થળે સ્થળે ઋતુઓ, મહેલો, બેરો, સૌંદર્ય આદિ વિષયોનું વર્ણન આપવામાં આવ્યું છે.

મારા ઇસ્લામી બંધુઓ પુસ્તકાલેખનમાં કેવા પછાત છે એ હું પોલિટિકલ ભોમીઓ પેપરમાં ઉપતંત્રી અથવા સબ એડીટર તરીકે કામ કરતો હતો ત્યારે પૂરેપૂરી રીતે મારા જોવામાં આવ્યું

હતું, અને આજે પણ તેવીજ સ્થિતિ જોઇને મને ઘણો ખેદ થાય છે. મારા ધર્મ બંધુઓની આવી નિષ્કાળજીને લીધેજ કેટલાક દ્વેષીલા લેખકો પુસ્તકો ચોપાનીઆઓ, વર્તમાનપત્રો અને માસીકોદ્વારા તેમના મહાન ધર્મોપદેશક, ન્યાયપરાયણ રાજકર્તાઓ અને શીળવ્રતધારી શાહજાદીઓ ઉપર તદ્દન કપોળ કલ્પિત આક્ષેપો મૂકવાને ચુકતા નથી. આ પ્રકારના કેટલાક પુસ્તકો, નાટકો અને લેખોનું ખંડન હું અગાઉ પોલીટીકલ ભોમીઓ પેપરમાં " આજ કાલના લેખકો અને તેમના લેખો." એ શિર્ષક તળે કરી ચુકયો છું. જો મારા ઇસ્લામી બંધુઓ પુસ્તકો લેખનની ટેવ રાખી ઇસ્લામને આક્ષેપયુક્ત ગણાતા પુસ્તકોનું ખંડન કરતા રહે તો ભવિષ્યમાં તેવાં પુસ્તકોનું પ્રમાણ ઘણું ઓછું થાય એ નિસંદેહ છે. આ પ્રમાણે લખી હું પ્રજા વચ્ચે કુસંપ કરાવવા માગતો નથી. હું પોતે સલાહ શાંતિનો પરમ ચાહક છું. એટલુંજ નહિ પણ હિંદની ભિન્ન ભિન્ન પ્રજાઓ વચ્ચે કુસંપ મટીને ઐકય થાય, ભાઇચારો વધે અને તે દ્વારા દેશહિત સાધિત થાય એ જોવાને હું ઉત્સુક છું. પ્રજા વચ્ચે ઐકયતાની ખરેખર આવશ્યકતા છે. પણ તે કેવી રીતે સાધિત કરવી એ એક મહાન પ્રશ્ન છે. ખરી રીતે જોતાં તો પ્રજાએ એક બીજાની સાથે સગાભાઇની પેઠે વર્તવું જોઇએ. પણ જો તેને બદલે માત્ર પોતાનાજ સ્વાર્થ ઉપર લક્ષ આપવામાં આવે તો ધારેલો હેતુ કદી પણ સાધિત થાય નહિ. ઐકયતા સાધિત કરવા માટે સ્વાર્થનો ભોગ આપવાની અગત્ય છે. એટલુંજ નહિ પણ હૃદયની વિશુદ્ધતા પણ તેમાં આવશ્યક છે. એટલે માત્ર મોઢેથીજ " ભાઇ, ભાઇ " નહિ કરતાં કર્તવ્યદ્વારા તેનો પુરાવો આપવો જોઇએ, એટલુંજ નહિ પણ જેમ સગાભાઇની સાથે વર્તવામાં આવે છે તેમ પોતાના દેશ બંધુઓ સાથે પણ વર્તવું જોઇએ. અર્થાત તેમની ઉન્નતિ થાય, રાજ્ય પ્રકરણમાં તેમનો લાગવગ વધે અને વિદ્યા તેમજ કળા કૌશલ્યમાં તેમની પ્રગતિ થાય એવો પ્રયાસ કરવો જોઇએ. આ

વિષયમાં સૌથી વિશેષ લક્ષ આપવા જેવું એ છે કે ૧૮૫૮ ના ઢંઢેરા અનુસાર કોઇએ કોઇના ધર્મ કાર્યમાં હાથ ઘાલવો નહિ અથવા ધર્મને અંગે એક બીજાની લાગણી દુઃખાવવી નહિ. જો પ્રજા વચ્ચે ઐક્ય સાધિત કરવુંજ હોય તો દેશના નેતાઓએ સ્થળે સ્થળે ઉપદેશ આપીને તેમજ ચોપાનીઆ વિ. છપાવીને લોકોને બતાવી આપવું જોઇએ કે હવે કુસંપનો સમય જતો રહ્યો છે. માટે કોઇએ કોઇની લાગણી દુઃખાવવી નહિ પણ તેને બદલે પોતાના પછાત પડેલા ભાઇઓની ઉન્નતિને માટે ભગીરથ પ્રયાસ કરવો જોઇએ. પ્રજાની સાથે દેશના નેતાઓએ પણ તન મન અને ધનથી આ કાર્ય કરવું જોઇએ. એટલુંજ નહિ પણ નિશાળોમાં વિદ્યાભ્યાસ કર્તા પાઠાર્થીઓને પણ એવા પુસ્તકો શિખવવા ન જોઇએ કે જેથી તેમના હૃદયમાં શંસ્કાર અને અરસપરસ વૈરભાવ ઉત્પન્ન થાય. લેખકો બંધુઓ પણ આ કાર્યમાં સારી મદદ કરી શકે તેમ છે. પ્રથમ તો તેમણે બીજાઓની લાગણી દુઃખાય અને પરિણામે અરસપરસ કુસંપ થાય એવાં પુસ્તકો ઉપરથી હાથ ઉઠાવી લેવો જોઇએ. જો આ પ્રમાણે કરવામાં આવે તો પ્રજા વચ્ચે કુસંપ દુર થાય એ નિસંદેહ છે.

આ આખા પુસ્તકમાં જો કાંઈ ભુલ રહી ગઇ હોય તો વાંચકો મને ક્ષમા કરશો એવી આશા છે.

અંતે જે પ્રેમમય જગતકર્તાની કૃપા દૃષ્ટિથી આ વાર્તા સમાપ્ત કરવાને હું શક્તિમાન થયો છું તેનો મહાશય તેમજ પ્રકાશકનો અંતઃકરણ પૂર્વક આભાર માનીને આ સંક્ષિપ્ત ઉપોદ્ઘાત અત્રેજ પુરો કરૂં છું.

ખાનપુર સૈયદવાડા
**અમદાવાદ.**
તા. ૧૫-૬-૨:
બુધવાર.

લી. સાહિત્યાનુરાગી,

**મુનશી એચ. ડી.**

# અનુક્રમણિકા.

# વિરાંગના કે દેવાંગના?

## પ્રકરણ ૧ લું.

### યુરોપનું કાશ્મીર.

આપણી આ વાર્તાનો આરંભ ક્રી. સ. ૭૧૦ ની સાલથી થાય છે. સાલ મજકુરમાં પશ્ચિમના કાશ્મીર સમાન ગણાતા પેરીનીઝ પર્વતનો પહાડી પ્રદેશ સુન્નહિદ આરબ લોકોને સ્વર્ગ રૂપ થઇ પડ્યો છે. વસંતઋતુ પોતાનો પ્રભાવ દેખાડી રહી છે. અને પુષ્પ વાટિકાઓ નવપ્રફુલ્લિત સુગંધીદાર પુષ્પ ગુચ્છો વડે શોભી રહી છે. જો કે પહાડોએ આરબ લોકોની સાદાઇનું અનુકરણ કરીને બરફરૂપી પોતાના સફેદ વસ્ત્રો દુર કર્યાં નથી, પરંતુ તેમની આસપાસ વસંતઋતુનું જે વાતાવરણ ફેલાયેલું છે તેનાથી તેઓ સર્વાંશે તો બચી શક્યા નથીજ. અર્થાત્, વસંતઋતુએ તેમના ઉપર પણ પોતાની સત્તા જમાવી છે. અને તેથી પોતાની આસપાસની સઘળી વસ્તુઓને નીલવસના સુંદરીના વેશમાં સજ થએલી જોઇને તેમને પણ કોઇ કોઇવાર તેવાંજ વસ્ત્રો પહેરવાનો શોખ થઇ આવે છે. પોતાના પિતાને વસંતઋતુની બહાર મહાલતો જોઇને સરિતા રૂપી તેની પુત્રીઓને પણ કોઇ કોઇવાર પોતાના પિતાનું અનુકરણ કરવાનો શોખ થઇ આવે છે. સવારમાં જ્યારે સુર્ય ઉગે છે, ત્યારે આ નદીઓનો દેખાવ ઘણો મનોહર લાગે છે. વસંતઋતુની તેમના ઉપર એવી તો અસર થએલી છે કે તેઓ

દિવસમાં જુદા જુદા રંગો ધારણ કરે છે. સવારમાં સુર્યોદય વખતે તેઓ સોનેરી રંગના વસ્ત્રો પરિધાન કરે છે. અને રાતના ચંદ્રોદય વખતે સફેદ રંગના વસ્ત્રો પરિધાન કરે છે.

શિતળ ઋતુની ટાઢ અસહ્ય થઇ પડવાથી જે ભમરાઓ આ પહાડી પ્રદેશનો ત્યાગ કરીને ફ્રાંસ અને સ્પેનમાં ચાલ્યા ગયા હતા. તેઓ વસતઋતુ આવતાજ સ્વદેશમાં પાછા ફર્યા છે. અને બાગ બગીચામાં ફરી ફરીને સુગંધીદાર પુષ્પોની આસપાસ ગુંજારવ કરી રહ્યા છે.

ટુંકમાં વસંતઋતુએ આ પહાડી પ્રદેશની સોંદર્યતામાં દશ ગણો વધારો કર્યો છે. અને તેથી મનહર પહાડી પ્રદેશનો દરેક વિભાગ લીલા રંગના ઝાડ પાનોથી શોભી રહ્યો છે. જે તરફ નજર કરીએ તે તરફ કુદરતનો પ્રભાવ જણાઇ આવે છે. તેમાં પણ ખાસ કરીને પેરીનીઝ પર્વતની ખાડીઓ કે જ્યાં થઇને દરેક ઋતુ દરમ્યાન સ્પેનમાંથી ફ્રાંસમાં જવાય છે; તેમણે એવું તો અપુર્વ રૂપ ધારણ કર્યું છે કે તેમનો ત્યાગ કરવાનું કોઇને પણ ગમતું નથી. દરેક બાજુએ ઉંચા ઉંચા પર્વતો બરફના સફેદ સાફા બાંધી, અને લીલા રંગના વસ્ત્રો પહેરીને વરરાજાના જેવા ઠાઠમાઠથી ઉભા છે. કુદરતે તેમની વચ્ચે કુદરતી ઘુમટો ઉપસ્થિત કરેલો હોવાથી તેઓ એક બીજાના દર્શન ભાગ્યેજ કરી શકે છે. આ પર્વતોની મધ્યમાં કેટલીક નદીઓ આવેલી છે. તેમાંની એક ગરૂને નામક નદી આ પહાડી પ્રદેશની પશ્ચિમ દિશામાં વહેતી વહેતી ફ્રાંસના મેદાનોમાં થઇને તુલુસ શહેર તરફ ગએલી છે. અને કિન્ચે નામની એક બીજી નદી કે જે ઉસરેહના ઝરાને નામે પ્રખ્યાત છે, તે આ પહાડી પ્રદેશની પુર્વ દિશામાં વહેતી વહેતી બસ-કિન્ચ શહેરમાં ગએલી છે.

આ બન્ને નદીઓના મધ્યમાં એક ઉંચા પહાડ ઉપર એક નાનકડું શહેર વસેલું છે. આ શહેર એક એવા ઉંચા પર્વત ઉપર આવેલું છે કે જ્યાંથી ઘણુા દુર સુધીના દેખાવો નજરે પડે છે. આ શહેરનું નામ બસકિન્શ છે. અને તે અરબ લોકોની એક પ્રાચીન છાવણી તરીકે પ્રખ્યાત છે. ફ્રાંસ ઉપર હુમલો કરવાને માટે આ છાવણીમાં દશ વીશ હજાર માણસની ફોજ દરેક વખતે તૈયાર રહે છે. આ સ્થળે કિન્યા નદી સુધી જવાને માટે એક પાકો રસ્તો બાંધેલો છે. ઉપર બતાવ્યા પ્રમાણે બસકિન્શ શહેર એક પર્વત ઉપર આવેલું હોવાથી આ સડક ઢોળાવવાળી છે. શિયાળાની ઋતુમાં જ્યારે આ સડક બરફથી ઢંકાઇ જાય છે, ત્યારે તેના ઉપરથી પસાર થવાનું કામ ઘણું કઠણ થઇ પડે છે. પણ હમણા ત્યાં વસંતઋતુનું સામ્રાજ્ય પ્રચલિત હોવાથી લોકોના અવરજવરનો વહેવાર ચાલુ છે.

આ વખતે જ્યારે સુર્યાસ્ત થવાને બે કલાકની વાર છે, ત્યારે કેટલાક અરબ સૈનિકો બસકિન્શ શહેરથી નીકળીને કુદરતનું સૌંદર્ય નિહાળતાં નિહાળતાં ઉસરેહના નહેરને કિનારે કિનારે થઇને અલબાબ શહેર તરફ જઇ રહ્યા છે તેમની બાજુમાં ઉસરેહની નહેર ઘુંઘું કરતી, પહાડી ઘાટીઓ સાથે અથડાતી, અને પહાડી જમીન ઉપર માથું અફાળતી, પોતાનો પ્રવાહ વહેવડાવી રહી છે. તેની આવી અપુર્વ લીલા જોતાં જોતાં તે અરબ ટુકડી ઉંચી નીચી ટેકરીઓ વટાવતી આગળ વધી રહી છે.

સઘળા સૈનિકોએ માથા ઉપર સફેદ રંગના સાફા બાંધ્યા છે. જેવી રીતે તેમના ખભાના પાછલા ભાગ ઉપર નેજાની સંગીનો શોભી રહી છે, તેવી રીતે અગ્ર ભાગમાં તેમની લાંબી લાંબી દાઢીઓ શોભી રહી છે. ટાઢથી બચાવ માટે તેમણે પોતાના શરીર ઉપર ગરમ

લુગડાં પહેરેલાં છે. અને લુગડાંની અંદર કટાર, ખંજર આદિ લડાયક હથીઆરો છુપાવેલાં છે રસ્તા ઉપર પડેલા કાંટા અને અણીદાર પથ્થરો પગમાં ભોકાય નહિ, એટલા માટે તેમણે પગનાં મજબુત જોડા પહેર્યા છે. અને ચામડાના પટાવડે તેમણે પોતાની કમ્મરો કસેલી છે. આ સૈનિકો પૈકીના કેટનાક સ્પેન દેશના મજબુત, અને પહાડી રસ્તાઓ ઉપર ચાલવાને ટેવાએલા ઘોડાઓ ઉપર સવાર થએલા છે. મજકુર ઘોડાઓ પહાડી રસ્તાઓ ઉપર ચાલવા ઉપરાત ઉંચી નીચી પહાડી ટકરીઓ ઉપર ચઢવાને પણ ટેવાએલા છે. જેવી રીતે સૈનિકોએ ટાઢથી બચવા માટે ગરમ લુગડાં પહેરેલાં છે, તેવીજ રીતે પોતાના ઘોડાઓને પણ ટાઢથી બચાવવા માટે તેમના ઉપર ગરમ લુગડાંની ઝુલો નાખેલી છે.

કેટલીકવાર સુધી ચુપચુપ પ્રવાસ કર્યા પછી તેમનો સરદાર કે જે ઘણો ખુબસુરત અને લગભગ ૩૦ વરસની ઉમરનો હતો; તેણે અબુ આમિર નામના એક સૈનિકને સંબોધીને કિસરેહની નહેર તરફ આંગળી બતાવતાં કહ્યું. "જુઓ ! આ નહેર કેવી લીલા દેખાડી રહી છે? પર્વત ઉપરથી પાણી એવી રીતે પડે છે કે જાણે કુદરતે પર્વતના માથા ઉપર રૂપેરી સહેરો બાંધ્યો ન હોય? અહા ! કેવો અપુર્વ દેખાવ? ખરેખર કુદરતની આવી અપુર્વ લીલા જોઇને મનને ઘણો આનંદ થાય છે. જુઓ ! ઝરાની પેલી તરફ લોકો કેવા આનંદથી પાણીમાં સ્નાન કરી રહ્યા છે."

અબુઆમિર—સરદાર ! આપનું કહેવું યથાર્થ છે. ઝરાનો દેખાવ ઘણો રમણીય લાગે છે. જો પાણી સ્થિર થાય તો તેમાં ઉતરીને ન્હાવાનો અને માછલાં મારવાનો વિચાર થાય છે.

સરદાર—શું શિકાર? બેશક આ દુનિઆ એક શિકારગાહ છે.

અને તેમાં વસતા સઘળા મનુષ્ય, અને પ્રાણીઓ શિકાર કરવાને માટેજ પેદા થએલા છે. વાઘ અને દિપડા બકરાં, ઘેટાંનો શિકાર કરે છે. રીંછ હરણાએનો શિકાર કરે છે, ચિત્તાઓ પોતાના મન પસંદ પ્રાણીઓનો શિકાર કરે છે. બિલાડી ઉડતા પક્ષીઓનો શિકાર કરે છે. સમડી મરઘીના બચ્ચાઓનું શિકાર કરે છે. ઘુડ ઉંદરોનો શિકાર કરે છે. મરઘી નાના નાના જીવડાંઓનો શિકાર કરે છે. અને સૈનિકો પોતાના પ્રતિ પક્ષીઓનો શિકાર કરે છે. જ્યારે આ પ્રમાણે દુનિઆના સઘળા પ્રાણીઓ એક બીજાનો શિકાર કરે છે ત્યારે ઇબ્ન અબીલ વકાસ નો પુત્ર પણ શિકાર કરે તો તેમાં આશ્ચર્ય જેવું શું છે?

અબુઆમિર—સરદાર! આ સંસારથી વિરક્ત થએલા અને ઘરના એક ખુણામાં બેસીને ખુદાની બંદગીમાં મશગુલ રહેનારા ધાર્મિક વૃતિવાળા મનુષ્યો કહે છે કે પ્રાણી અથવા મનુષ્યનો વધ કરવો તે એક મોટામાં મોટું પાપ છે. તેઓ કહે છે કે આ પ્રમાણે કતલોખુન નહિ કરતાં ખુદાતાલાની ઇબાદતમાંજ આપણો સમય વ્યતિત કરવો જોઇએ. હું ધારૂં છું કે અમારા સરદાર ઉસમાન આ વાતને કદાચ પસંદ નહિ કરે?

સરદાર—આમિર! તમારૂં કહેવું ખરૂં છે. આવા વિચારો માત્ર ખ્રિસ્તિ સાધુઓજ ધરાવે છે. ધર્મચુસ્ત મુસલમાનોના વિચારો એવા હોવા જોઇએ કે ઇબાદત કરવાના સમયે ઇબાદત કરે, અને આનંદ કરવાના સમયે આનંદમાં પોતાનો કાળ વિતાડે. સુલેહના વખતમાં શાન્તિથી વર્તે, અને યુદ્ધ વખતે દુશમનો ઉપર પોતાની તાકાત અજમાવે કેમ ખરૂં કે નહિ?

અબુઆમિર સરદાર! આપનું કહેલું ખરૂં છે.

સરદાર—આમિર! જે લોકો જિહાદ કરતાં નમાઝને વધુ પસંદ

કરે છે, તે લોકોને હું બિલકુલ પસંદ કરતો નથી. મારી માન્યતા પ્રમાણે તો જિહાદ એક મહાન પુન્યનું કામ છે.

અબુઆમિર—સરદાર ! એ વાત નિસંદેહ છે. હું પણ આપનાજ અભિપ્રાયનો છું.

સરદાર—માત્ર એટલુંજ નહિ, પણ જે માણુસ આ દુનિઆમાં અવતરીને દરેક પ્રકારના વિલાસ ઉપભોગની શોધખોળ કરતો રહે છે, તેને હું એક મહાન કર્મનિષ્ટ માણસની ઉપમા આપું છું. જેમ ધર્મના અહેકામો ઉપર અમલ કરવાની આપણી ફરજ છે, તેમ આ દુનિઆમાં આપણે માટે નિર્માણ થએલા કામો કરવાની પણ આપણી ફરજ છે. જેવી રીતે તે મહાન કિરતારે આપણા ઉપર રોઝા રાખવાની, નમાઝ પઢવાની, ઝકાત આપવાની, અને હજ કરવાની ફરજ ઉતારી છે, તેવીજ રીતે તેણે દુનિઆના કામો કરવાની પણ આપણા ઉપર ફરજ ઉતારી છે. જેમ ધાર્મિક ફરજ બજાવ્યા વિના આપણો છુટકો નથી, તેમ સંસારિક ફરજ બજાવ્યા વિના પણ આપણો છુટકો નથી. તેથી આપણે સંસારિક કામોમાં પ્રવૃત્ત રહીનેજ ધર્મના કામો કરવાં જોઇએ. બલકે ખુદાતાલાએ તો એટલે સુધી કહ્યું છે કે જે માણસ સંસારથી વિરક્ત થઇને સિત્તેર રકાત નમાઝ પઢે છે, તેના કરતાં જે માણસ સંસારમાં રહીને માત્ર બે રકાત નમાઝ પઢે છે, તે પહેલાના જેટલુંજ પુન્ય પ્રાપ્ત કરે છે. આ ઉપરથી જણાય છે કે આપણે સંસારિક કામોનો ત્યાગ કરીએ એવી તે કિરતારની ઇચ્છા નથી. એટલુંજ નહિ પણ આપણા ધર્મમાં વાનપ્રસ્થ વા સંસારથી વિરક્ત થવાની સાફ મના કરી છે. અને તેમાં ઉંડો ભેદ રહેલો જણાય છે. પ્રત્યક્ષ વસ્તુ ઉપરતો દરેક માણુસ પ્રેમ રાખી શકે છે. પણ પરોક્ષ વસ્તુ ઉપર તેટલોજ પ્રેમ રાખવો એજ ખરો પ્રેમ. અને દુનિ-

આને તેનીજ જરૂર છે. કહેવત છે કે:—આંખો થઇ ચાર. તો દિલમાં આવ્યો પ્યાર." જગતમાં દરેક સ્થળે આ પ્રકારનો પ્રેમ મુખ્યત્વે કરીને જોવામાં આવે છે. અને તે કૃત્રિમ પ્રેમ છે. ખરો પ્રેમતો તેજ કે જે પ્રત્યક્ષ અને પરોક્ષ બન્ને પ્રકારે વહેવારમાં આવતો હોય. હું તમારી સાથે ઉભો છું, ત્યાં સુધી તમે મને સન્માન આપો, અને મારા ગયા પછી મને યાદ સરખા પણ ન કરો તો તે ખરો પ્રેમ કહેવાય નહિ. પણ તે તમારો સ્વાર્થજ ગણાય. પરંતુ જો મારી ગેરહાજરીમાં પણ તમે મને સંભારો, તો તેજ ખરો પ્રેમ ગણાય. મૂર્તિપૂજકો એવીજ દલીલ કરે છે. અને પ્રતિમાપૂજન પણ તેજ કારણથી કરવામાં આવે છે. તેઓ કહે છે કે જે વસ્તુ સામે હોય છે. તેના ઉપર સ્વાભાવિક રીતે પ્રેમ ઉત્પન્ન થાય છે. પણ જે વસ્તુ પરોક્ષ હોય છે તેના ઉપર પ્રેમ ઉત્પન્ન થતું નથી. તદનુસાર જગતકર્તા અમારાથી અનંત કોટિ માઇલ છેટે હોવાથી, અને તે નિરંજન નિરાકાર હોવાથી તેના પરત્વે અમારૂં આકર્ષણ થઇ શકતું નથી. કેમકે જે વસ્તુ અમે કદી પણ જોઇ ન હોય, તેના ઉપરતો મનનું આકર્ષણ કેવી રીતે થાય? અને તેથી અંતઃકરણમાં તેનો ભક્તિભાવ ઉત્પન્ન કરવાને માટેજ મૂર્તિપૂજન કરવામાં આવે છે. આ દલીલ સબળ નથી. એટલુંજ નહિ પણ તે ખુદાતાલા ઉપર ખરો ભક્તિભાવ સુચવતી નથી. પ્રત્યક્ષ વસ્તુ ઉપર પ્રેમ રાખવો એ ખરેખર સ્વાર્થજ ગણાય. પરંતુ પરોક્ષ વસ્તુ ઉપર પ્રેમ રાખવો એજ ખરો પ્રેમ. આ સુત્રાનુસાર માત્ર મુસલમાનોજ વર્તે છે. તેથી ખરી ઇબાદતતો તેમનીજ ગણાય. ઇસ્લામે વાનપ્રસ્થ થવાની એટલા માટેજ નાં પડી છે કે તેથી ખુદાતાલાએ નિમેલા નિયમનો ભંગ થાય છે. ખુદાતાલાએ માત્ર ઇબાદત કરવાને માટેજ આ જગતના લોકોને ઉત્પન્ન કર્યા નથી, પરંતુ દીન અને

દુનિઆ બન્નેના ફાયદો કરવા માટેજ સરજેલા છે. તેથી ઉભયમાંથી એકનો પણ ત્યાગ કરવો એ ખુદાતાલાની આજ્ઞાનો ભંગ કરવા જેવું છે. એટલુંજ નહિ પણ તેમાંના એકનો પણ ત્યાગ કરવાથી કાંઇ વિશેષતા પ્રાપ્ત થતી નથી. બલકે સંસારના કામોને વળગી રહીનેજ બંદગી કરવી એ વધુ ઉત્તમ છે. કેમકે સંસારમાં અનેક પ્રકારની ઉપાધિઓ રહેલી હોય છે. વળી બાયડી, બચ્ચાં, કુટુંબીઓ વિગેરેની જંજાળ તો જુદીજ. આવી અનેક જંજાળોમાં લપટાયલા માણસોને પોતાના નિત્ય કર્મો સિવાય બીજું કાંઇ કામ કરવાની ફુરસદ ભાગ્યેજ મળી શકે છે. તેમ છતાં જો તે પોતાના કાર્યક્રમમાં કાપકુપ કરીને થોડો વખત બચાવે. અને તે દરમ્યાન ખુદાતાલાની બંદગી કરે તો તેની બંદગી કુદરતી નિયમનો ભંગ કરીને સંસારથી વિરક્ત થએલા ત્યાગીઓ કરતાં વિશેષ મહત્વતા વાળી કેમ ન ગણાય? વળી સંસારી મનુષ્યોને પુત્ર પુત્રાદિકની માયા પણ લાગેલી હોય છે. એટલુંજ નહિ પણ તેમને પોતાના કુટુંબીઓના નિર્વાહની ચિંતા પણ રાખવી પડે છે એટલું કર્યા છતા પણ જો તેઓ યથાશક્તિ ખુદાતાલાની બંદગી કરે તો તેમની બંદગી ત્યાગીઓ કરતાં વધુ પુણ્યદાયક કેમ ન ગણાય? કેમકે ત્યાગીઓને તો આમાંનું કાંઇપણ કરવાનું હોતું નથી. એટલુંજ નહિ પણ તેઓ પોતાના કુટુંબીઓને રઝળતા મુકીને સંસારનો ત્યાગ કરે છે. તેથી તેઓ એક રીતે કુદરતના નિયમનો ભંગ કરે છે. તેમને જે બે ફરજો બજાવવાની છે, તેમાની એક તેઓ બજાવે છે, અને બીજીનો ત્યાગ કરે છે. તેથી તેમને ઉભય ફરજો બજાવનાર જેટલું પુન્ય પ્રાપ્ત થઇ શકે કે કેમ એ વિચારવા જેવું છે. આ ન્યાયે જોતાં તો ત્યાગીઓ કરતાં સંસારીઓનીજ બંદગી વધુ ઉત્તમ ગણાય.

અમીર—સરદાર! આપનું કહેવું યથાર્થ છે. અને હું

પણ તેનોજ અભિપ્રાય ધરાવું છું.

સરદાર— એટલા માટેજ અલબામ નગર તરફ જાઉં છું કે ત્યાં જઇને કુદરતના અપૂર્વ લીલા નિહાળું. અને વસંતઋતુની લીલા નિહાળું. મારા અભિપ્રાય પ્રમાણે તો મજકુર નગર દુનિઆમાં સ્વર્ગ સમાન છે, કે જ્યા ખુદાતાલાએ આનંદ વિહારની સઘળી વસ્તુઓ ઉત્પન્ન કરી છે. હું નથી ધારતો કે તેના મુકાબલામાં આવી શકે એવું એક પણ નગર આ દુનિઆમાં હશે.

અબુઆમિર—સરદાર સાહેબ ! હાલમાં આ પહાડી ઘાટીઓના સઘળા રસ્તાઓ ખુલ્લા અને તરફ વિઘ્ન હોવાથી ત્યાં માત્ર મોજ-મઝાને માટે જવા કરતાં તો જેહાદ લઇ જવી એજ વધુ ઉત્તમ છે.

સરદાર—તમારૂં કહેવું યથાર્થ છે. અને મારી પણ એવીજ ઇચ્છા થાય છે કે એશઆરામને તિલાંજલી આપીને ફ્રાંસના ખ્રિસ્તિઓ સામે જિહાદનો આરંભ કરૂં. કેમકે વસંતઋતુમાં મને જિહાદ કરવાનું બહુજ ગમે છે. કદાચ તમે જાણતા હશો કે ના. ખલિફાની આજ્ઞાથી પહેલાં હું સ્પેન દેશનો કારભાર હકિમ બિન ઉબેદ ને સોંપીને જિહા-દને માટે ત્યાંથી રવાના થયો હતો. પરંતુ તલતલા નગરમાં પહોંચ-તાંજ એવા સમાચાર જાણવામાં આવ્યા કે મારો જાનશીન હકિમ લોકો ઉપર અનેક પ્રકારના જુલમ કરી રહ્યા છે. તેથી લોકોની લા-ગણી તેના વિરૂદ્ધ ઉશ્કેરાઇ ગઇ છે. તેણે એટલે સુધી જુલમ કર્યો છે કે નગરના પ્રતિષ્ઠિત નાગરિકોને પણ તે કેદખાનાની શિક્ષા કર-વાને ચુક્યો નથી. એટલુંજ નહિ, પણ ઝિઆદ બિન ઝાબેદા જેવો એક મહાન વિદ્વાન પરહેઝગાર અને લોકપ્રિય માણસ પણ તેના જુલ-મમાંથી બચી શક્યો નહિ. આવી આવી વાતો સાંભળીને હું તલેત-લાથી આગળ નહિ વધતાં બસકિન્સમાં પાછો ફર્યો. અને જિહાદને

માટે કાંઇપણ ઢિલચાલ કર્યા વિના કેટલાક દિવસ સુધી ત્યાંજ બેસી રહ્યો. તમેજ વિચાર કરો કે જ્યારે દેશમાંજ આવી અંધાધુંધી અને અરાજકતા ચાલી રહી હોય, ત્યારે વિદેશી રાજ્ય ઉપર જિહાદ કેમ કરી શકાય ? કેમકે તેમાં અનેક પ્રકારનાં જોખમ સમાયલા છે. જો વખતે મદદની જરૂર પડે તો તે કોની પાસેથી મેળવવી ? અને આવી અંધાધુંધીમાં બાળબચ્ચાં અને જમીન જાગીર કોને સોંપી જવી ? તે વાતનો તમેજ વિચાર કરો. આવા આવા વિઘ્નોને લીધેજ તે વખતની જિહાદ મુલતવી રાખવી પડી.

અબુઆમિર—આહ ! હશિમે તો આ મુલકને બરબાદ કરી નાખ્યો. ખરેખર તે ઘણો નિર્દય, ઘાતકી, અને ઝાલિમ છે.

સરદાર—આમિર ! તમારૂં કહેવું ખરૂં છે. પણ હવે તો તેનો બંદોબસ્ત થઇ ગયો છે.

અબુઆમિર—શું તેને તેના હોદ્દા ઉપરથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો. ઓ ખુદા ! તારા લાખ લાખ અહેશાન કે તેં ગરીબ પ્રજાને એક ઝાલિમના પંજામાંથી વખતસર બચાવી લીધી. પરંતુ સરદાર સાહેબ ! એ તો કહો કે તેને કેવી રીતે પદભ્રષ્ટ કરવામાં આવ્યો. કેમકે મેં તો તેના વિષે કાંઇ પણ સાંભળ્યું નથી.

સરદાર—આજેજ બસકિન્શ શહેરમાં મને તેના સમાચાર મળ્યા. એક ઘણો નવાઇ જેવો બનાવ બન્યો કે જેના પરિણામે હશિમના ઝુલમની વાતો અમીરૂલ મોમિનિનના જાણવામાં આવી. અને તે ઉપરથી તેમણે જે પગલાં ભર્યાં તે તેમની કાર્યદક્ષતા અને રૈયતપરવરી પુરવાર કરે છે. જ્યારે હશિમના ઝુલમની વાતો તેમના જાણવામાં આવી ત્યારે તેમણે તે વાતની તપાસ કરવા માટે મહમદ બિન અબદુલ્લાને સ્પેનમાં મોકલ્યો અને ગુપ્ત રીતે હશિમના ઝુલમોની તપાસ કર-

ત્યાંની તેને આજ્ઞા કરી. અને તેની સાથે એવી પણ ભલામણ કરી કે જો તેના ઘાતકી કામો સાબીત થાય તો મારા આ ફરમાન અનુસાર તેને પદભ્રષ્ટ કરીને તેની જગ્યાએ કોઇ બીજો સુબો મુકરર કરવો. એટલુંજ નહિ, પણ જે લોકોને હશિમના ઝુલમોથી નુકસાન વેઠાવવું પડયું હોય તે બધાને તેની પાસેથી યોગ્ય બદલો અપાવવો. અમીરૂલ મોમિનિનની આજ્ઞાનુસાર મહમદ બિન અબદુલ્લા ત્યાં જઇને છ માસ સુધી રહ્યો. અને ગુપ્ત રીતે તપાસ કરીને હશિમના અત્યાચારોની સઘળી બીના જાણી લીધી. અને એક દહાડો દારૂલઇમારત ( પાટ-નગર ) કોરડોવામાં જઇને હશિમને શાહી ફરમાન દેખાડયું. અને તેની પાસેથી સલતનતનો કબજો લઇ લીધો. હશિમને પહેલાં તો ગધેડા ઉપર સવાર કરીને આખા નગરમાં ફેરવ્યો. અને ત્યાર પછી એક લશ્કરી ટુકડીની દેખરેખ નીચે તેને દમિસ્કમાં મોકલી દીધો. આ કાર્ય થઇ રહ્યા પછી તેણે નગરમાં એવો ઢંઢેરો ફેરવ્યો કે જે લોકોને હશિમના હાથે નુકસાન થયું હોય તેમણે અમારી પાસે આ-વીને પોતાને થએલી નુકશાની સાબીત કરી બતાવવી. પુરતી સાબીતી મળવાથી તેમને યોગ્ય બદલો આપવામાં આવશે.

અબુઆમિર—ખરેખર ! રૈયતને હશિમના ઝુલમમાંથી છોડા-વવામાં અમીરૂલ મોમિનિને તેમના ઉપર મોટો ઉપકાર કર્યો છે. આવા આદીલ અને રૈયતપરવર રાજકર્તા માટે પ્રજા ખરા અંતઃકરણથી દુવા શા માટે ન માગે ? પરંતુ એ વાત જાણવામાં આવી નથી કે તેમણે મજકુર રીયાસતની કેવી વ્યવસ્થા કરી ? શું તેમણે મહમદ બિન અબદુલ્લાનેજ ત્યાંના વાલી મુકરર કર્યા ?

સરદાર—એ વાત તો ખુદા જાણે. પરંતુ મેં તો એવું સાંભળ્યું છે કે અમીરૂલ મોમિનિને તેમને ત્યાં માત્ર અસ્થાયિ

દુર કરીને શાંતિ સ્થાપવા માટેજ મોકલ્યા છે. અને તેથી કદાચ તે મજકુર નગરમા શાંતિ પ્રસારીને અમિરૂલ મોમિનિનની સેવામાં હાજર થશે.

અબુઆમિર—જોઇએ હવે સ્પેનનો વાલી કોને મુકરર કરવામાં આવે છે. ? ઇન્સાફની રૂયે જોતા તો આપજ તેને માટે ખરા હકદાર છો.

સરદાર—આમિર ! મારા તરફની તમારી આવી લાગણી માટે હું તમારો આભાર માનું છુ. પણ હવે મને સ્પેનના વાલી થવાનો મોહ રહ્યો નથી. કેમકે હું એ વાર તેનો ઓધ્ધો ભોગવી ચુકયો છું. ખાસ કરીને આફ્રિકાવાસીઓ સ્પેનના વાલી તરીકે મનેજ પસંદ કરે છે. જો હશિમ શાહીફરમાન લઇને ન આવી પહોંચ્યો હોત તો સ્પેનના વાલી તરીકે મારીજ નિમણુંક થાત એ નિસંદેહ છે. પણ હવે તેવો સંભવ નથી. કેમકે અમીરૂલ મોમિનિન તરફથી પ્રતિનિધી તરીકે આવેલો મહમદ બિન અબદુલ્લાહ મારા વિષે માહિતગાર નથી. તોપણ જ્યારે તેનાજ કોઇ વતનીને સ્પેનના વાલી તરીકે નીમવાની તેની ઇચ્છા છે, ત્યારે મારી ખાત્રી છે કે તે મારા સિવાય બીજા કોઇને પસંદ કરશે નહિ.

અબુઆમિર—અલબત ! તેમાં કાંઇપણ શક નથી. એટલુંજ નહિ પણ જ્યારે આપ જિહાદ કરવાને માટે તૈયાર થયા છો, ત્યારે તે આપના તરફ આકર્ષાયા વિના કેમ રહેશે ?

સરદાર—એ વાત ન કહો ! બલકે નગરથી આટલે દુર પડી રહેવામાં મને અંદેશો છે. જ્યારે કોરડોવા નગરમાં વાલી મુકરર કરવાની હિલચાલ ચાલી રહી છે, ત્યારે આપણે નગરથી આટલે દુર પડયા છીએ, તો આપણી ગેરહાજરીમાં મહમદ બિન અબદુલ્લાને

મારા માટે ભલામણ કોણ કરશે ? જો કે વસંતઋતુની આ લીલાનો ત્યાગ કરીને ત્યાં જવાનું તો મને ગમતું નથી પણ જો તમારી ઇચ્છા હોય તો આપણે થોડા દિવસને માટે ત્યાં જઇ આવીએ.

અબુઆમિર—નહિ ! એ વાત મારા ખ્યાલમાં તો આવતી નથી. તેમ છતાં જો આપણે ત્યાં જઇશું તો મહમદ બિન અબ્દુલ્લા એવું અનુમાન કરી લેશે કે આપને સ્પેનના વાલી થવાનો મોહ છે. તેથી આપ ત્યાં જાતે જાઓ તેના કરતાં તો મને અને લચ્મ બિન અન્ઝલેને આપના પ્રતિનિધી રૂપે ત્યાં મોકલવાનું સલાહકારક છે. અમે તેની આગળ આપની શુજાઅત અને સદગુણોના વખાણ કરીશું. અને અમારાથી બની શકશે ત્યાં સુધી મહમદ બિન અબદુલ્લાને આપનો તરફદાર બનાવીશું.

સરદાર—બેશક ! તમારી સલાહ ઘણીજ ઉત્તમ છે. ખુદાની મહેરબાનીથી હમણા લચ્મ પણ અલબાબ શહેરમાંજ હાજર છે. તેથી ઘણું કરીને હું આવતી કાલેજ તમને બંનેને ત્યાં રવાના કરી દઇશ.

આ પ્રકારના ટોલટપ્પાએ સરદાર ઉસમાનનું ધ્યાન કુદરતી દેખાવ ઉપરથી બિલકુલ ખેંચી લીધું. ઉપર પ્રમાણે વાતચીતથી પરવારીને તેણે આકાશ તરફ જોયું તો સુર્યાસ્ત થવાની તૈયારી હતી. વિશાળ પહાડોની પાછળ છુપાયલા સુર્યની રોશની ઉપર લાલી છવાઇ રહી હતી. અને અલબાબ શહેરનો કિલ્લો દુરથી દેખાતો હતો. તેથી પ્રવાસીઓએ પોતાના ઘોડાઓને એડ મારીને તેમને છોડી મૂક્યા. અને જોત જોતામાં તો તેઓ કિલ્લાના બારણા પાસે આવી પહોંચ્યા. અને ગોથક ફેશનની તે વિશાળ ઇમારત કે જે શાહી અમલદારોને પ્રવાસ દરમ્યાન ઉતરવા માટેજ બાંધવામાં આવી હતી, તેમાં તેમણે મુકામ કર્યો. સઘળા લોકો અમીર ઉસમાનના આગમનની

આતુરતાથી વાટ જોઇ રહ્યા હતા. તેથી તેમના આગમનના સમાચાર મળતાંજ તેમની મુલાકાત ઇચ્છનારા લોકો એક પછી એક ત્યાં આવવા લાગ્યા. તેમને સઘળાને પોતાની પાસે સ્નેહપુર્વક આવતા જોઇને ઉસમાનને ઘણો આનંદ થયો. અને તેમાં પણ મુખ્યત્વે કરીને લય્સ બિન ખન્ઝલેને જોઇને તેના આનંદનો પાર રહ્યો નહિ. તેને જોતાંજ તેણે આગળ વધીને તેની સાથે મુસાહફો ( હસ્ત ધુનન ) કર્યો. અને અરસપરસની ખેર આફીયત પૂછીને કહ્યું:-"ભાઇ લય્સ ! મારે તમારૂં એક જરૂરી કામ પડ્યું છે. માટે આજે મારી સાથેજ જમજો. અને મને પૂછ્યા વિના અહિંથી જતા નહિ.' આ પ્રમાણે લય્સને ત્યાં થોભવાની સુચના કર્યા પછી બીજા લોકો તરફ ફરીને તેમની સાથે પણ મુસાહફો કર્યો અને ખેર આફીયત પૂછી. આ કામ થઇ રહ્યા પછી માત્ર લય્સ અને આમિર સિવાય સઘળા માણસોને કિલ્લાના બીજા ભાગમાં મોકલી દીધા. અને પોતાને માટે મુકરર કરેલા ખાસ ઓરડામાં જઇને પ્રવાસ દરમ્યાન પહેરેલા લુગડાં ઉતારીને બીજા નવિન વસ્ત્રો પહેરી લીધાં. અને દિવાનખાનામાં આવીને બેઠો. એટલે એક નોકર હુક્કો ભરી લાવ્યો. એટલે મોઢામાંથી ધુમાડાના ગોટેગોટ કાઢતાં આમિરે લય્સને મહમદ બિન અબદુલ્લાના આગમનની સઘળી હકીકત નિવેદન કરીને કહ્યું:-"ભાઇ લય્સ ! મહમદ બિન અબદુલ્લાહ સ્પેનના વાલી તરીકે કોઇ લાયક માણસની નિમણુંક કરવા માગે છે, કે જેને માટે ખરા હકદાર અમારા સરદાર અમીર ઉસમાન છે. પણ તે કોરડોવા નગરથી ઘણે દુર હોવાને લીધે તેજને એવો વ્હેમ છે કે મહમદ બિન અબદુલ્લાને કદાચ તેમનો ખ્યાલ પણ ન આવે. તેથી મારી સલાહ એવી છે કે આપણે બન્નેએ કોરડોવામાં જઇને તેમને મળવું. અને આપણા સરદારની કાબેલિયત ( યોગ્યતા ) જાહેર કરવી.

કહો આ બાબતમાં આપની શી સલાહ છે?

લક્સ—હું ખરા અંતઃકરણપુર્વક આપના કથનને અનુમોદન આપું છું. અને હું ઘણી ખુશીથી આપની સાથે આવવાને માટે તૈયાર છું.

ઉસમાન—તો બસ હવે વધુ ચર્ચા કરવાની કાંઇપણ અગત્ય નથી. પણ જો જો આ ભેદ કોઇને કહેતા નહિ. અને જેમ બને તેમ જલદીથી આ કામને માટે તમે બન્ને કોરકોવા તરફ ઉપડી જાઓ. મારા ધારવા પ્રમાણે તો આવતી કાલે સવારેજ તમારા પ્રવાસનો આરંભ કરો તો વધારે સારૂં છે.

આટલી વાતચીત થઇ રહ્યા પછી દસ્તરખાન પાથરવામાં આવ્યું. એટલે ત્રણે જણાએ સાથે બેસીને ભોજન આરોગ્યું. અને જમી રહ્યા પછી હાથ ધોઇને આરામ કરવાને માટે પોતપોતાના ઓરડામાં ચાલ્યા ગયા. આમિર અને લક્સે રાતોરાત પ્રવાસની તૈયારી કરી લીધી. અને સવાર થતાંજ પોતાના મજબુત ઘોડા ઉપર બેસીને કોરકોવા તરફ રવાના થયા.



## પ્રકરણ ૨ જું.

### પ્રાચીન સ્પેનની રાજદ્વારી સ્થિતિ.

અરબોનો પહેલો સિપેહસાલાર તારિક ઇબ્ન ઝિઆદ કે જેનું નામ જિબ્રાલટરની ભૂમી બદલ ઇતિહાસમાં મશહુર છે, તેની મજકુર ફતેને હમણા માત્ર ઓગણીસ વરસ વીત્યાં છે તેણે ઈ. સ. ૭૧માં મજકુર દેશ ઉપર ચઢાઇ કરી હતી ત્યાર પછી બીજી ચઢાઇ કે જેની સાથે આ નવલકથાનો ખાસ સંબંધ છે; તે ઈ. સ. ૧૧૦ ની સાલમાં કરવામાં આવી હતી. પણ આટલા ટુંકા વખત દરમ્યાન સ્પેનમાં લગભગ ચૌદ વાલીઓ નિમાયા દમિશ્કના ખલીફાને સ્પેનની બનેહોજ હાલતની કંઇ માહિતી ન હતી. તેથી તેમણે તેની વ્યવસ્થા કરવાનુ કામ આફ્રિકામા આવેલા મોરક્કો, અલજિરિઆ અને તરાબલિસના હાકેમોને સોંપ્યું હતું. એટલુંજ નહિ પણ તેમને પોતાની ઇચ્છાનુસાર વાલી નિમવાની પણ સત્તા આપી હતી. ઈ. સ. ૧૦૫ માં જ્યારે હિશ્શામ બિન અબદુલ મલકે ખલીફા પદ ધારણ કર્યું; ત્યારે આફ્રિકાનો ગવર્નર બશિર બિન મન્ઝલે કલબી હતા. અને સ્પેનનો વાલી તેનો એક સગો અઝિઝ અંબસે બિન સહિમ કલબી હતો. તેણે સારી રીતે રાજકારભાર ચલાવ્યો. અને પ્રજા તરફના સઘળી શિકાયતો દુર કરી. એટલુંજ નહિ પણ માત્ર થોડાજ વખતમાં તેણે એવાં સારાં અને ન્યાયી કામો કર્યાં કે જેના પરિણામે મુસલમાન, યાહુદી, ખ્રિસ્તી આદિ સઘળા લોકો તેના ઉપર ઘણા પ્રસન્ન થયા. આ પ્રમાણે દેશમાં યોગ્ય સુધારા વધારા કર્યા પછી તેણે પેરીનીઝ

પર્વત ઓળંગીને ફ્રાંસ ઉપર ચઢાઇ કરી. અને બે એક શહેરો જીત્યા હશે; તેવામાં લડાઇ દરમ્યાન ઘાયલ થઇને તે મરણ પામ્યો. મરતાં પહેલાં તેણે સેનાધિપતિનું કામ હુઝિર બિન અબદુલ્લા ફ્હેરીને સોંપ્યું. પણ આફ્રિકાના વાલી બશિરે હુઝિરને સ્પેનના વાલી તરીકે ના મંજુર કર્યો. અને તેની જગ્યાએ પોતાના એક સગા યહયા બિન સલમે કલ્બીને નિમ્યો. યહયા હજી મુલકની હાલત પુરેપુરી રીતે સમજવા પણ પામ્યો ન હતો, એટલામાં આફ્રિકાના ગવર્નર બશિરને તેના ઓદ્ધા ઉપરથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો. અને તેની જગ્યાએ કલશુમ બિન આમ નિમાયો. જ્યારે આ વાત સ્પેનવાસીઓના જાણવામાં આવી, ત્યારે તેમણે તરતમાં નિમાયલા વાલી યહયાને દુર કરાવવાની કોશીશ કરી. જો કે તેમને તેની શિકાયત કરવાનું અત્યાર સુધી કાંઇપણ કારણ મળ્યું ન હતું, તોપણ તેમની એવી ધારણા હતી કે જો તે પોતાના ઓદ્ધા ઉપરથી દુર થશે તો તેની જગ્યાએ કદાચ કોઇ એવા માણસની નિમણુંક કરવામાં આવશે કે જે તેમની સાથે ગાઢી મિત્રતા ધરાવતો હોય. એવો વિચાર કરીને તેમણે ના. ખલીફાની હજુરમાં યહયાની શિકાયત લખી મોકલી. એટલે ના. ખલિફાએ યહયાને તેના ઓદ્ધા ઉપરથી દુર કરીને તેની જગ્યાએ ઉસમાન બિન અબી મસઅની નિમણુંક કરી. આ પ્રમાણે આપણી વાર્તાનો નાયક કે જે વાંચકોના પરિચયમાં અત્યાર આગમચ આવી ચુક્યો છે તે હીજરી સન ૧૦૭ ની સાલમાં સ્પેનના વાલી તરીકે નિમાયો. તેણે રાજ્યની લગામ હાથમાં લેતાંજ કેટલાક મુલ્કી સુધારા કર્યા. અને તે કામ પુરૂં કર્યા પછી ફ્રાંસ ઉપર જિહાદ લઇ ગયો. કેટલાક લોકો કે જેઓ પોતાના સ્વાર્થને માટે વારંવાર સુબાઓની ફેરબદલી ઇચ્છતા હતા તેમણે પોતાના નવા રાજકર્તા ઉસમાન વિરૂદ્ધ પણ ના. ખલીફાને

અરજ કરી. એટલે ખલીફાએ મજકુર અરજીથી ખોટે રસ્તે દોરાઇને ઉસ્માનને પણ તેના હોદ્દા ઉપરથી પદભ્રષ્ટ કર્યો. અને તેની જગ્યાએ હઝિફા ઇબ્ન અહવસની નિમણુંક કરી. આ નવા નિમાયલા સુબામાં રાજસત્તા ચલાવવાની લિયાકત ન હતી. તેથી પોતાના હોદ્દાનો ચાર્જ લીધા પછી પ્રજાના ભલા માટે તે કાંઇપણ કરી શક્યો નહિ. તેથી તેની વિરૂદ્ધ પણ ઉપરાઉપરી અરજીઓ થવા લાગી. તેથી લાચાર થઇને આફ્રિકાના વાલી કલશુમે તેને પદભ્રષ્ટ કર્યો. અને તેની જગ્યાએ એકવાર ફરી આપણી વાર્તાના નાયક ઉસમાનની નિમણુંક કરી. અને તેને બ્હાલી આપવા માટે ખલિફા હિશ્શામને ભલામણ કરી. પરંતુ સ્પેનવાસીઓએ પહેલાં તેની શિકાયત કરેલી હોવાથી ના. ખલિફાએ તેની નિમણુંકને અનુમોદન આપ્યું નહિ. અને હશિમ બીન અબિદા અલ કલાબિને સ્પેનના વાલી તરીકે નિમિને મોકલ્યો. એટલુંજ નહિ, પણ જતી વખતે તેને પ્રજા સાથે સારી રીતે વર્તવાની ભલામણ કરી. હવે કોની મકદુર હતી કે ના. ખલિફાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે? આફ્રિકાનો વાલી કલશુમ કે જેણે ઉસમાનની નિમણુંક કરી હતી, તેનું પણ કાંઇ ન ચાલ્યું. સ્પેનનો નવો વાલી હશિમ અતિ ક્રુર અને અત્યાચારી માણસ હતો. તેથી જે સ્પેનવાસીઓ વારંવાર અરજીઓ કરીને વાલીઓને બદલાવતા હતા, તેમને આ નવા વાલીના હાથે સારી શિક્ષા થઇ. તેણે આવતાંની સાથેજ ઉસમાનને જિહાદની આજ્ઞા આપીને ફ્રાંસ તરફ રવાના કરી દીધો. અને દેશમાં અનેક પ્રકારના અત્યાચાર કરવા માંડયા. તેથી સમસ્ત નગરમાં તેના નામની રડારોળ શરૂ થઇ ગઇ. પણ તે ખાસ ખલીફા તરફથી નિમાયલો હોવાથી આફ્રિકાના રાજકર્તા કલશુમથી પણ આ બાબતમાં કાંઇ બની શક્યું નહિ. પ્રજાજનો તેના ત્રાસથી કંટાળી ગયા. અને પરિણામે કેટલાકે

તો તેને મારી નાખવાનો તાગડો રચ્યો. પણ તે પકડાઇ જવાથી હ-શિમે સઘળાં કાવત્રાંખોરોને મારી નાખ્યા. જો કે આ નવા હાકેમ વિરૂદ્ધ પણ ના. ખલીફાના દરબારમાં ઘણી અરજીઓ ગઇ હતી. પણ તેમણે તેના ઉપર કાંઇપણ લક્ષ નહી આપતાં અભરાઇ ઉપર મુકી છાંડી હતી, પણ જ્યારે અરજીઓનો પાર રહ્યો નહી, ત્યારે તેમણે કંટાળીને મહમદ બિન અબદુલ્લાને પોતાનું ફરમાન આપીને કહ્યું:-"તમે ગુપ્ત રીતે સ્પેનમાં જાઓ. અને કેટલાક દીવસ સુધી પોશીદા રહીને તપાસ કરો કે ત્યાંની પ્રજા તરફથી આવેલી અરજીઓમાં કાંઇ પણ વજુદ છે કે નહિ? જો તે ખોટી હોય તો ત્યાંના વાલીને કહીને તેમને શિક્ષા કરાવો, અને જો ખરાં જણાય તો મારા આ ફરમાન અનુસાર વાલીને પદભ્રષ્ટ કરીને તેની જગ્યાએ કોઇ લાયક માણસની નિ-મણુંક કરજો. અને જે લોકોને નુકસાન થયું હોય તેમને તેનો બદલો અપાવજો. આટલું કામ કર્યા પછી મારી પાસે પાછા આવજો."

ના. ખલીફાની આજ્ઞાનુસાર અબદુલ્લા લગભગ બે મહિના સુધી સ્પેનમાં રહ્યો. અને તે દરમ્યાન તેણે ઘરેઘર ફરીને હશિમના અત્યા-ચારની બાતમી મેળવી. અને જ્યારે તેની ખાત્રી થઇ કે હશિમ ઝાલિમ છે ત્યારે તે એક દહાડો તેના દરબારમાં ગયો કે જે વખતે તે પોતાના દરબારીઓ સાથે બેઠો બેઠો પોતાના પરાક્રમની વાતો કરી રહ્યો હતો. તેણે દરબારમાં પગ મૂકતાંજ કહ્યું કે: "હશિમ! હું ના. ખલીફાની આજ્ઞાથી અહિં આવ્યો છું" ખલીફાનું નામ સાંભળતાંજ હશિમે તેને યોગ્ય માન આપ્યું. અને પોતાની પાસે તખ્ત ઉપર બેસાડીને તેની ખૈર આફીયત પૂછવા લાગ્યો. આમ તેમની બેચાર વાતો કર્યા પછી અબદુલ્લાએ પોતાના ગંજવામાંથી નામદાર ખલી-ફાનું ફરમાન કાઢીને તેને દેખાડ્યું. શાહી ફરમાનને જોતાંજ હશિ-

મનો ચહેરો ફિક્કો પડી ગયો. અને તેજ વખતે અબ્દુલ્લાને રિયાસ-તનો અખ્ત્યાર સોંપીને પોતે તખ્ત ઉપરથી નીચે ઉતરી પડયો. એટલે તેના ઉપર મૂકવામાં આવેલા તમામ ઇલઝામોની ટીપ કે જે અબ્દુલ્લા પોતાની સાથે લાવ્યો હતો તે તેણે તેને વાંચી સંભળાવી, અને તેનો જવાબ માગ્યો. પણ હશિમે તેનો કાંઇ પણ જવાબ આપવાને બદલે માથું નમાવી લીધું. ત્યાર પછી અબ્દુલ્લાએ સઘળા અરજદારોને પોતાની રૂબરૂ બોલાવીને હશિમ ઉપર મૂકવામાં આવેલા સઘળા આરોપો તેમની જુબાનીઓ મારફતે સાબીત કરી બતાવ્યા. અને હશિમને ગધેડા ઉપર બેસાડીને નગરમાં ફેરવવાની પોતાના સેવકોને આજ્ઞા કરી. અરજદારો સમક્ષ તેને આ પ્રમાણે શિક્ષા કર્યા પછી એક મજબુત ટુકડીના પહેરા તળે નામદાર ખલીફાને હાથે ઘટિત ફેંસલો પહોંચવા માટે તેને દમિસ્કમાં મોકલી આપ્યો.

આ કામ થઇ રહ્યા પછી તેણે શહેરમાં ઢંઢેરો ફેરવીને જાહેર કર્યું કે જે લોકોને હશિમને હાથે કાંઇ પણ નુકશાન થયું હોય તેમણે દરબારમાં આવીને પોતાને થયેલું નુકસાન સાબીત કરી બતાવી યોગ્ય બદલો લઇ જવો. હું કાંઇ સ્પેન ઉપર રાજસત્તા ચલાવવા માટે આવ્યો નથી. પણ નામદાર ખલીફાની આજ્ઞાનુસાર માત્ર બંદોબસ્ત કરવા માટેજ આવ્યો છું. અને તે કામ પુરૂં થયાથી તરતમાં પાછો જવાનો છું. માટે જેને અરજ કરવી હોય તેણે તેમ કરવામાં કાંઇપણ વિલંબ કરવો નહિ.

હવે તેને માત્ર બે કામ કરવાના બાકી રહ્યા. એકતો હશિમના હાથે જુલમ સહન કરી રહેલા માણસોને, તેમને થએલા નુકસાન બદલ યોગ્ય બદલો આપવો. અને સ્પેનના વાલી તરીકે કોઇ લાયક માણ-

સની નિમણૂંક કરવી. આ બીજા કામને યોગ્ય અન્જામ આપવા માટે તેણે આખા શહેરમાં ફરીને કોઇ લાયક માણસની શોધ કરવા માંડી.

એક દિવસે તે એજ ચિંતામાં બેઠો હતો, એટલામાં અબુઆમિર અને લય્સ બિન ખન્ઝલાએ તેની સેવામાં હાજર થઇને કહ્યું: "અસ્સલામોઅલય્ક યા અમીર !" અબ્દુલ્લાએ સલામનો જવાબ આપીને મુસાફહો કર્યો. અને પૂછયું: " આપ કોણ છો અને કયાંથી આવ્યા છો?" આવો પ્રશ્ન સાંભળીને તેમણે પોતાના નામ ઠામ આપીને કહ્યું: " અમે આપની કદમબોશીને માટે જબાલુલબુરતાતથી[1] આવેલા છીએ.

અબ્દુલ્લા—એમ કે? શું આપ લોકો જબલુલ બુરતાતથી આવેલા છો? ખરેખર તે એક જોવા લાયક શહેર છે. ઘણા દિવસ થયાં ત્યાં આવવાની મારી ઇચ્છા હતી. પણ અત્યાર સુધી તેવો જોગ બન્યો નહિ. મેં સાંભળ્યું છે કે તમારા દેશના પર્વતો ઘણા રળીઆમણા અને જોવા લાયક છે, કેમ ખરૂં કે નહિ? પણ તેથી ઉલટું અમારા દેશના પર્વતો ઘણા બિહામણા છે.

લય્સ—હા ! આપનું કહેવું અક્ષરશઃ ખરૂં છે. જો આપ મારી સલાહ માનતા હો તો આપે એકવાર જરૂર આવવું જોઇએ. હમણા ત્યાં વસંતઋતુનો પ્રચાર હોવાથી અલબુરતાતનો પ્રત્યેક વિભાગ જોવા લાયક થઇ પડયો છે. થોડે થોડે અંતરે પાણીના ઝરાઓ વહેતા

---

૧ પીરીનીઝના -પહાડી પ્રદેશને અરબ લોકો જબાલુલબુરતાત કહેતા હતા. અને સ્પેનિસ લોકો તેને "પુરતાસ" કહેતા હતા કે જે પોર્ટનો અપભ્રંશ છે. પોર્ટનો અર્થ દરવાજો થાય છે. મજકુર પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જવા માટે ઘણા નિકાલ હોવાથી સ્પેનિશ અને અરબ લોકોએ ઉપર પ્રમાણે તેના નામો રાખ્યા હતા.

જણાય છે. જગ્યાએ જગ્યાએ હરીઆળી ખીલી રહી છે; એટલું જ નહિ પણ જુદા જુદા રંગના સુગંધીદાર ફુલો કુદરતની અપુર્વ લીલા દેખાડી રહ્યાં છે. ટુંકમાં તે સ્થળ એવું તો મનોહર લાગે કે તેને જોતાંજ આ ઉદ્‌ગારો માણસના મોઢામાંથી નિકળી પડે છે. "ફતબારેકલ્લાહ હસનુલ ખાલેકિન," અને તેને એવુંજ જણાય છે કે તે આ પૃથ્વી ઉપર નથી, પણ બાગે બહેસ્તમાંજ છે.

અબદુલ્લા—હું જરૂર ત્યાં આવત. પણ અફસોસ કે અમીરૂલ મોમિનિન તરફથી મને અહિં વધુ રોકાવાની પરવાનગી મળી નથી. અને બીજી મુસ્કેલી એ છે કે હશિમને હાથે ઝુલમ સહન કરનારાઓના ટોળે ટોળાં દરરોજ મારી પાસે આવતા રહે છે. તે માણસે અહિંઆં ઘણા ઘણા ઝુલમ કર્યાં છે.

અબુઆમિર—અત્રે આપનું આગમન ખુદાની રહેમત સમાન છે. જો અમિરૂલ મોમિનિને થોડા દિવસ વધુ આ દેશની ખબર લીધી ન હોત તો અલબત આ મુલક બરબાદ થઇ જાત.

અબદુલ્લા—આપનું કહેવું ખરૂં છે. આમાં માત્ર વાલીનોજ દોષ નથી. પરંતુ તપાસ કરતાં જણાય છે કે અહિંના લોકો પણ પોતાના રાજકર્તા વિરૂદ્ધ ખોટી ખોટી ફરીઆદો કરવાને ટેવાએલાં છે. અને તે કારણથીજ આ વખતે તેમની શિકાયતો ઉપર લક્ષ આપવામાં વિલંબ થયો છે.

લય્સ—ખરી રીતે જોતાં નનામી અરજીઓ ઉપર કાંઇ પણ લક્ષ આપવું જોઇએ નહિ. પણ અલબત જે લોકો પોતાની સહી સાથ અરજી કરે તેમની અરજી ઉપર વાજબી ધ્યાન આપવું જોઇએ.

અબદુલ્લા—હવે પછી તેમજ કરવામાં આવશે.

લ્યસ—હશિમના પહેલાં અહિંના હાકેમ ઉસમાન બિન યસઅ હતા, જેમને આફ્રિકાના વાલીએ પદભ્રષ્ટ કર્યા. જો કે તેમને તેમના ઓહ્દા ઉપરથી દુર કરવાનું કાંઇપણ કારણ ન હતું, પરંતુ માત્ર બેબુનીયાદ શિકાયતો ઉપર ધ્યાન આપીનેજ તેમને ઓહ્દા ઉપરથી ખસેડવામાં આવ્યા છે.

અબ્દુલ્લા—આ ઉસમાન કોણ છે, અને કેવા માણસ છે ? મેં જુદા જુદા માણસોથી તેમની હકીકત જાણવાની કોશીશ કરી. પણ કાંઇ ભરોસા લાયક હકીકત મળી નહિ. તેમજ તેમને મળવાનો મોકો પણ મળ્યો નહિ.

લ્યસ—તે ઘણાજ લાયક, બુદ્ધિશાળી, કામના પાબંદ, અને આહોશ માણસ છે. હીજરી સન ૧૦૭ ની સાલમાં કલશુમે તેમને સ્પેનના વાલી તરીકે મુકરર કર્યા હતા.

અબદુલ્લા— જ્યારે તે આવા લાયક માણસ છે, ત્યારે લોકોએ તેમની શીકાયત શા માટે કરી ?

લ્યસ—એ તો આપ હમણાજ કહી ચુકયા છો કે સ્પેનવાસીઓ ખોટી ખોટી શિકાયતો કરવાને ટેવાએલા છે. આપ આફ્રિકાના વાલી, તેમજ અહીંના સારા સારા ગૃહસ્થોને પૂછવાથી જાણી શકશો કે અત્રેના માજી હાકેમ ઉસમાન કેવા માણસ છે ? તેમણે રાજસત્તાનો ચાર્જ લેતાંજ મુલકમાં ઘટિત વ્યવસ્થા કર્યા પછી ફ્રેંચ લોકો સામે જિહાદનો આરંભ કર્યો.

અબદુલ્લા—હાલમાં તે કયાં છે ?

લ્યસ—જબાલુલબુરતાતની સરહદમાં આવેલા અલબાબ શહેરમાં હાલ તેમનો મુકામ છે.

અબદુલ્લા—શાયદ તેમને પહાડો જોવાનો શોખ વધારે હશે.

લય્સ—તે માત્ર પોતાના શોખની ખાતર ત્યાં ગયા નથી. પણ હશિમની આજ્ઞાથીજ ત્યાં ગએલા છે. હશિમે રાજ્યનો અખત્યાર હાથમાં લેતાંજ જાણી લીધું કે જો ઉસમાન અહીં રહેશે તો તેને લુટ-ફાટ કરવાનું ઠીક પડશે નહી. આવો વીચાર કરીને તેણે તેમને પોતાના લશ્કર સહીત સરહદ તરફ જવાની આજ્ઞા કરી. ઉસમાનને તો જિહાદ કરવાનો શોખ પહેલાંથી હતોજ. તેથી આવી આજ્ઞા થતાંજ તેમણે લશ્કર એકઠું કરીને જબાલુલબુરતાત તરફ કુચ કરી. હજી સો તેમણે દુશ્મનો ઉપર ચઢાઇ કરી ન હતી એટલામાં તેમને હશિમ પ્રજા ઉપર જે ઝુલમ કરી રહ્યો હતો તેના સમાચાર મળ્યા. તેથી તેમને જિહાદ કરવાનું મુનાસિબ લાગ્યું નહિ. જો આવા આવા કારણો ઉભા થયા ન હોતતો તે હમણા ફ્રાંસમાં હોત અને અત્યારે તો ઇસ્લામનો વાવટો ફ્રાંસના મશહુર શહેરો ઉપર ફરકી રહ્યો હોત.

અબ્દુલ્લા—આવા નાજુક વખતે જિહાદ નહિ કરવામાં તેમણે પોતાની અક્કલનો સદઉપયોગ કર્યો છે. પણ તેમણે હશિમના અત્યાચારો વિષે આફ્રિકાના વાલી કે અમીરૂલ મોમિનિનને વાકેફ શા માટે ન કર્યા?

લય્સ—તેમ નહિ કરવાના ઘણા કારણો છે. એકતો એ કે તેમણે મજકુર બનાવો પોતાની આંખે જોયા ન હતા. કેમકે તે વખતે તે કારડોવામાં મોજુદ ન હતા. તેથી જો તેમણે માત્ર સાંભળેલીજ વાતો લખી મોકલી હોતતો આફ્રિકાના વાલી અને અમીરૂલ મોમિનિનના દિલમાં એવી શંકા પેદા થાત કે તેમને હકુમતનો શોખ છે.

અબ્દુલ્લા—ઠીક! જે હોય તે ખરૂં! હવે મારે અહિં એકજ કામ બાકી છે. અને તે એ છે કે કોઇ લાયક માણસને અહિંનો હાકેમ બનાવીને નામદાર અમીરૂલ મોમિનિનની સેવામાં હાજર થવું.

અબુઆમિર—તો પછી આ કામને માટે આપે કોઇ લાયક માણસને શોધી કાઢયો છે ?

અબદુલ્લા—હાલ હું તેનીજ ચિંતામાં છું. હજી સુધી હું કાંઇ પણ નિર્ણય ઉપર આવ્યો નથી. અને જ્યારે કાંઇ નિર્ણય ઉપર આવીશ ત્યારે તેને એકદમ અમલમાં મૂકીશ. હું એક એવા માણસની શોધમાં છું કે જે પુરેપુરો કેળવાએલો હોય, કુશળ લડવૈયો હોય, અને તેની સાથે ધર્મનો પુરેપુરો પાબંદ હોય.

લબ્સ—કેળવણીની બાબતમાં તો હું કાંઇપણ કહી શકતો નથી. પણ જો હજુરને એક અનુભવી, ન્યાયી, બુદ્ધિશાળી અને બહાદુર માણસની જરૂર હોય તો હું કહીશ કે ઉસમાન કરતાં વધારે લાયકીવાળો માણસ આપને ભાગ્યેજ મળી શકશે.

અબદુલ્લા—આપનું કહેવું ઠીક છે. પણ તેમ કરવામાં એક વાંધો છે. અને તે એ છે કે એકવાર તેમની શિકાયત થઇ ચુકી છે. તેથી જો તેમની નિમણુંક કરૂં તો અમીરૂલ મોમિનિન તરફથી એવો સવાલ પૂછાવાનો સંભવ છે કે જે માણસની એકવાર શિકાયત થઇ ચુકી છે, તેની નિમણુંક શા માટે કરી ? જો આવો સવાલ પૂછવામાં આવે તો મારે શો જવાબ આપવો તેનો આપે વિચાર કરવો જોઇએ.

અબુઆમિર—પણ એતો આપ પણ જાણી ચુકયા છો કે અમીર ઉસમાન વિરૂદ્ધ કરવામાં આવેલી શિકાયતો પાયા વિનાની હતી ?

અબદુલ્લા—હું કબુલ કરૂં છું કે તેમના વિરૂદ્ધ કરવામાં આવેલી શિકાયતો આધાર વિનાની હતી. પણ નામદાર અમીરૂલ મોમિનિનની શંકા કોણ દૂર કરશે ? તેતો કદાચ એવુંજ અનુમાન કરશે કે એક-

વાર જે પ્રજાનો દુશમન સાબીત થઇ ચુકયો છે, તેનાજ હાથમાં રાજકારભાર સોંપવામાં આવ્યો.

લઃસ—પણ હું તો એમ માનું છું કે અમીર ઉસમાનના મનમાં અજકુર શિકાયતોનો ખ્યાલ સરખો પણ નહિ હોય.

અબદુલ્લા—પણ અમીરૂલ મોમિનિનને તેની ખાત્રી કેમ આપી શકાય? મને તો એજ યોગ્ય લાગે છે કે અમીર ઉસમાન જેવા એક બહાદુર સિપેહસાલાર કે જેમને જિહાદનો ઘણો શોક છે, તે જિહાદના કામ પાછળજ મંડયા રહે. અને સ્પેનના વાલી તરીક કોઇ બીજા લાયક માણસની નિમણુંક કરવામાં આવે કે જે તેમના કરતા ઇલ્મોફઝલ, અને નેકનફસીમાં ચઢીઆતો હોય.

લઃસ—તે વાતનો આપને ઇખત્યાર છે પણ જો ખરૂં પુછો તો આ ઓહ્દાને માટે ખરા હકદારતો ઉસમાનજ છે.

અબુઆમિર—અને જો તેમની નિમણુંક નહિ કરવામાં આવે તો તેમનું દીલ તુટી જશે. રાજ તરફથી કોઇપણ કામ એવું ન થવું જોઇએ કે જેથી કરીને શુરવીર સરદારોના દીલ તુટી જાય.

અબદુલ્લા—જો તમે આ ખરૂંજ કહેતા હો તો મારે કહેવું જોઇએ કે અમીર ઉસમાન ઘણા ખરાબ માણસ છે. જેને હુકમત કરવાની ઇચ્છા હોય તે માણસ એક મુલ્કના વાલી તરીકે હકદાર ગણાય નહિ. યાદ કરો કે જયારે અમીરૂલ મોમિનિન હઝરત ઉમર બિન ખત્તાબ રદી. એ હઝરત ખાલીદ[1] બીન વલીદ રદી. ને ઓહ્દા ઉપરથી

---

[1] જે વાંચકોને આ શુરવીર સેનાપતિનું જીવનચરિત્ર પુરેપુરૂં વાંચવું હોય તેમણે આ પુસ્તકના પ્રયોજકની કલમથી લખાયેલું ખાલીદ બીન વલીદ નામનું પુસ્તક ૦-૧૨-૦ કિમ્મતે પોલીટીકલ ભોમીયાની ઓફીસમાં-થી મંગાવી લેવું. પ્રયોજક.

ખસેડયા તે વખતે તેમની તૌહિન કેટલી હદ સુધી થઇ હતી? અને તેમના હકોને કેટલું નુકસાન થયું હતું? પણ તેમણે કેવા સ્વાર્થ રહિતપણે અને કેટલી ખુશીથી નામદાર અમીરૂલ મોમિનિનની આજ્ઞાનું પાલન કર્યું તેનો કાંઇક વિચાર કરો. એટલુંજ નહિ પણ તેમની લિયાકતને તમારા અમીર ઉસમાન સાથે સરખાવો. ખરેખર અમીર ઉસમાન તેમનાથી કોઇપણ રીતે વધી શકે તેમ નથી.

અબ્દુલ્લાની આ તકરીરે ઉસમાનના બન્ને પ્રતિનિધિઓની જીભ બંધ કરી દીધી. અને તેઓ જે કામને માટે આવ્યા હતા, તે સફળ કર્યા સિવાય ત્યાંથી પાછા ફર્યા. તેમના ગયા પછી અબ્દુલ્લાએ કાઝી ઝિઆદ બિન ઝાએદ કે જે તેની પાસે બેસીને અમીર ઉસમાનના પ્રતિનિધીઓની સઘળી વાતો સાંભળી રહ્યા હતા તેમના તરફ ફરીને કહ્યું: " મહાશય! મને તો એમ જણાય છે કે અમીર ઉસમાને આ બન્ને પ્રતિનિધિઓને ખાસ કરીને મોકલ્યા હતા. કાંઇ તેઓ પોતાની મેળે આવ્યા ન હતા. કેમ આ બાબતમાં આપનો શો અભિપ્રાય છે?"

ઝિઆદ—આપનું અનુમાન સત્ય છે.

અબ્દુલ્લા—તે ઉસ્માન કયો માણસ છે? આપ તેમને ઓળખો છો?

ઝિઆદ—હા, હું તેમને બરાબર ઓળખું છું. તે કાંઇ ખરાબ માણસ નથી. પણ ઘણા સારા, કાબેલ, અનુભવી, બહાદુર, અને ન્યાયી માણસ છે. પરંતુ આ સઘળી ખુબીઓની સાથે તેમનામાં એક ખામી છે. અને તે એ છે કે તે ઘણા શોકિન અને વિલાસી માણસ છે.

અબદુલ્લા—તો આવા એક વિલાસી માણસના હાથમાં સ્પેન જેવા એક વિશાળ મુલકની સત્તા કેમ સોંપી શકાય?

ઝિઆદ—તો પછી આપે સ્પેનના વાલી તરીકે કોને પસંદ કર્યો છે ?

અબદુલ્લા—હમણાં સુધી તો મેં કોઇને પણ પસંદ કર્યો નથી. પણ હવે જેમ બને તેમ તાકીદે તે વાતનો બંદોબસ્ત થવાની જરૂર છે. ઘણું કરીને આજ રાત્રેજ હું છેવટનો નિર્ણય કરી લઇશ. અને ઇન્શાઅલ્લાહ આવતા શુક્રવારે નમાઝ પઢયા પછી બધા અમીર ઉમરાવોના દેખતાં જાહેર કરી દઇશ કે મેં સ્પેનના વાલી તરીકે કોને મુકરર કર્યો છે ?

આ પ્રમાણે કહીને અમીર અબદુલ્લા લોકોના ટોળામાંથી ઉભા થયા. અને જાહેર કર્યું કે આવતા શુક્રવારે નમાઝ પછી સ્પેનના વાલી તરીકે કોઇ લાયક માણસની નિમણુંક કરવામાં આવશે. આખા કોરડોવા નગરમાં અને આસપાસના ગામડાઓમાં વિજળી વેગે આ વાતની ખબર પડી ગઇ. તેથી તેમણે શુક્રવારની નમાઝ કોરડોવાની જામે મસ્જીદમાં પઢવાનો ઠરાવ કર્યો.

છેવટે મુકરર કરેલા શુક્રવારનો દિવસ આવી પહોંચ્યો. અને તે દિવસે કોરડોવાની જામે મસ્જીદમાં એટલી તો ભીડ થઇ હતી કે લોકોને બેસવાની જગ્યા પણ મળતી ન હતી. મસ્જીદની બહાર યાહુદી અને ખ્રિસ્તી નાગરિકો નવા વાલીનું નામ સાંભળવા માટે આતુર ઉભેલા હતા. જમાઅત અબદુલ્લાએ પોતે કરાવી. અને તે કામથી પરવાર્યા પછી બુલંદ અવાજે ખુતબો પઢયો. અને ખલીફાએ વક્ત હિશ્શામ બિન અબદુલમુલ્કની તરક્કી માટે દુવા માગ્યા પછી મિમ્બર ઉપરથી ઉતરીને નમાઝ માટે આવેલા લોકોની પહેલી પંગતમાં ફરી વળ્યો. અને પોતાની ગશ્ત પુરી કર્યા પહેલાં એક કેળવાયેલો નોજવાન કે જેનું નામ અબદુલરહેમાન બિન ઓબૈદુલ્લા હતું, તેનો

હાથ પકડીને તેને તેની જગ્યાએથી ઉભો કર્યો. અને તેને પોતાની સાથે મિમ્બર ઉપર ઉભો રાખીને લોકોને ભાષણ આપતાં કહ્યું: "ઓ! મઆશરિલ મુસલેમિન! આજથી આ ગૃહસ્થ તમારા અમીર, હાકેમ, અને સ્પેનના વાલી છે. મેં સઘળે સ્થળે શોધ કરી પણ તેમના કરતાં વધુ કેળવાએલો, અને વધારે લાયક માણસ બીજો એક પણ જડયો નહિ, આ કારણથીજ મેં સ્પેનના વાલી તરીકે તેમની નિમણુંક કરી છે."

આ વાક્ય સાંભળતાંજ મસ્જીદના પ્રત્યેક ખુણામાંથી મરહબા, મરહબા, અને બારેકલ્લાહ, બારેકલ્લાહના પોકારો સાંભળવામાં આવ્યા. જ્યારે શોરબકોર ઓછો થયો ત્યારે અબ્દુલ્લાએ કહ્યું: "ગૃહસ્થો! હવે હું મારા આ મિત્રને મિમ્બર ઉપર ઉભા રાખીને નીચે ઉતરી આવું છું. અને આપ લોકોને તેમને હવાલે, અને તેમને આપને હવાલે સોંપું છું. હું જે કામને માટે અહિં આવ્યો હતો તે પુરૂં થયું છે. તેથી આવતી કાલેજ હું અહિંથી રવાના થઇશ. મને આશા છે કે આપ મારી આ ગોઠવણથી ખુશી થયા હશો. તેમજ મારા મિત્ર અમીર અબ્દુલરહેમાન તરફની પણ ઉમેદ છે કે તે રાજ્યમાં સુલેહશાંતિ જાળવી રાખવાનો બનતો પ્રયત્ન કરશે. મારે જે કહેવાનું હતું તે કહી ચુક્યો છું, હવે આપના આ નવા અમીરને આપને જે કાંઇ કહેવાનું હશે તે પોતેજ કહેશે."

આ પ્રમાણે ટુંક ભાષણ કર્યા પછી તે મિમ્બર ઉપરથી ઉતરી પડયા. સ્પેનના નવા નિમાયલા વાલી અમીર અબ્દુલરહેમાન ઘણા નેક અને પરહેઝગાર માણસ હતા. એટલુંજ નહિ પણ તેમણે હઝરત રસુલુલ્લાહના મોટા મોટા અસહાબીઓનો સમય નજરે નજર જોયો હતો. દરેક માણસ તેમની કેળવણી, તેમની લિયાકત, અને તેમની

ખુબીઓનો દાખલ હતો. તેથી જ્યારે સ્પેનના વાલી તરીકે તેમની નિમણૂંક કરવામાં આવી ત્યારે લોકોના આનંદનો પાર રહ્યો નહિ. અમીર અબદુલ્લા મિમ્બર ઉપરથી ઉતરી પડયા પછી અમીર અબદુલરહેમાને બુલંદ અવાજે ખુતબો પડયો. આ કામ થઇ રહ્યા પછી મસ્જીદમાં જમા થએલા લોકો એક બીજાને મુબારકબાદી આપતાં પોતપોતાના ઘર તરફ રવાના થયા.



# પ્રકરણ ૩ જું



## આશામાં નિરાશા.



સંધ્યાનો સમય છે. અને અમીર ઉસમાન અલબાબના કિલ્લામા બેસીને વસંતઋતુનો બહાર અને પહાડોની શોભા નિહાળી રહ્યા છે. કસતલેહ[1] કે જેને અંગ્રેજીમાં કસટાઇલ કહે છે ત્યાંની લોંડીઓ હાથ જોડીને સરદારની સેવામાં હાજર છે. વસંતઋતુનો બહાર જોતાં જોતાં અમીર ઉસમાન એક પરીસુરત નાઝનીન તરફ જોવા લાગ્યો કે જેને નરબુનેના[2] કિલ્લેદાર ખલફ બિન અબ્બાસ મઝાઇએ એક નઝરાના તરીકે તેની પાસે મોકલી હતી. તેના સૌંદર્ય અને નાઝો અદા તરફ એક તિરછી નજરે જોયા પછી તેણે કસતલા નિ-

---

૧ આ શહેર ઇસાઇઓને સોંપવામાં આવ્યું હતું.

૨ નરબુને ફ્રાંસનું એક શહેર છે, કે જે પીરીનીઝની સરહદ ઉપર આવેલું છે આ શહેર ઉપર લાંબા સમય સુધી અરબ લોકોને કબજો હતો.

વાસી અરબી ભાષા જાણનાર પોતાની દાસી રઇહાનાને આ પ્રમાણે કહ્યું: "રઇહાના ! આ નવજુવાન સુંદરીને તેને લગતી હકીકત પૂછો. અને તપાસ કરો કે તેના દેશમાં તેના કરતાં પણ વધારે ખુબસુરત કોઈ નાઝનીન છે કે નહિ?" પોતાના શેઠના હુકમ પ્રમાણે રઇહાનાએ તે સુંદરીની પાસે જઇને તેનીજ ભાષામાં પોતાના શેઠનો સવાલ પૂછયો. તેને આવો સવાલ પૂછતી જોઇને તે સુંદરીએ હશીને કહ્યું: "બાઇ ! અમારે ત્યાંની સઘળી સ્ત્રીઓ ઘણી ખુબસુરત હોય છે. પણ ખાસ કરીને શાહજાદી ફ્લોરેન્સ જેવું હુસ્ન તો કોઇનું પણ નથી. ખરેખર તે એક અદ્વિતીય સુંદરી છે. આખા, ફ્રાંસમાં તેની ખુબસુરતી વખણાય છે, એટલુંજ નહિ પણ માત્ર તેના એકજ નઝારા બદલ ત્યાંના રાજાઓ પોતાના રાજ્ય આપી દેવાને માટે તૈયાર છે. આ પ્રમાણે જ્યારે તેણે પોતાનું બોલવું પુરૂં કર્યું, ત્યારે રઇહાનાએ અરબી ભાષામાં તેનો સઘળો સાર અમીર ઉસમાનને સમજાવ્યો. એટલે શાહજાદી ફ્લોરેન્સની અપાર ખુબસુરતીના વખાણ સાંભળીને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. અને રઇહાના મારફત તે ફ્રેંચ સુંદરીને પૂછાવ્યું કે આ વખતે શાહજાદી ફ્લોરેન્સ કયાં છે? જવાબ મળ્યો કે "ફ્રાંસમાં." પૂછાયલા સવાલનો આટલો જવાબ આપ્યા પછી શાહજાદીના સૌંદર્ય વિષે વધુ વિવેચન કરતાં તેણે કહ્યું: "શાહજાદીના હુસ્નની ખાસ ખુબી તો એ છે કે તે પોતાના અપાર સૌંદર્ય અને નેત્રોના નઝારા વડેજ રિયાસતની હિફાઝત કરે છે. અને દુશ્મનોને પાયમાલ કરે છે." તેના મોઢે આવો જવાબ સાંભળીને ઉસમાનને ઘણી નવાઇ લાગી. તેથી મજકુર શાહજાદી વિષે કાંઇ વધુ જાણવાના હેતુથી તેણે સામો પ્રશ્ન કર્યો. "લલને ! શું શાહજાદી માત્ર પોતાના સૌંદર્ય વડેજ દેશનું રક્ષણ કરે છે? તે કેવી રીતે! ખરેખર આ

વાત સાંભળીને મને ઘણી નવાઇ લાગી છે. તેથી હું તેના ભેદ જાણવા માટે ઇન્તેઝાર છું. માટે તેને લગતો સઘળો ભેદ મને કહી દે. અમીર ઉસમાનની આવી વાત સાંભળીને તેની શંકા દુર કરવાના હેતુથી તે સુંદરીએ જવાબ આપ્યો કે શાહજાદી ફ્લોરેન્સ મોઢા ઉપર બુરખો નાખીને લડાઇમાં જાય છે. અને જેવો દુશ્મન સાથે મુકાબલો થાય છે કે તરતજ બુરખો દુર કરીને તેને પોતાની ઝેબાએ રૂપ દેખાડે છે. એટલે તે બેહોશ થઇને જમીન ઉપર ઢળી પડે છે. બેહોશ થતાંજ શાહજાદી તેને મારી નાખે છે. શાહજાદી ફ્લોરેન્સને લગતી આવી વાતો સાંભળીને અમીર ઉસમાનને ઘણી નવાઇ લાગી. અને શાહજાદી ફ્લોરેન્સના દર્શન કરવાની તેની ઇચ્છા થઇ. પછી તેણે રયહાના તરફ ફરીને કહ્યું "રયહાના! આ વખતે સંગીન સાંભળવાની મારી ઇચ્છા થાય છે. માટે એક બે ગાયન ગાઇ સંભળાવ.

રયહાના—પણ સાહેબ! બહારની ચીજ ગાઉં કે જુઝની[1] ?

ઉસમાન—કોઇ એવી ચીજ ગા કે જેમાં બન્નેનો સમાવેશ થએલો હોય.

રયહાના—બહુ સારૂં!

એમ કહીને તેણે આ નીચે બતાવેલી બે કડીઓ એવા સુરીલા અવાજથી ગાઇ કે આખો પર્વત ગુંજી ઉઠયો.

" વોહ હમ આગોશ હોરો હો રહીહે એક મજનુંસે,
હે કૈસી હમ કિનાર વોહ કોહકી ચોટી વોહ ગરદનુંસે,
મગર હમ ચાહતે હય ફતેહ. અપની આરઝુ યેહ હય,
રહે યે હાથ હમ આગોશ તેગ તેઝ પુર ખુંસે "

---

[1] અરબ લોકોની શુજાઅતના ગીત.

રેહાનાએ જ્યારે "હાથ" શબ્દનો ઉચ્ચાર કરતી વખતે ઉસમાન તરફ ઇશારો કર્યો ત્યારે તે પોતાના આપામાંથી બહાર નીકળી ગયો. ઉપર વર્ણવેલા અશઆરોનો તે બરાબર આસ્વાદ લઇ શક્યો નહતો કે તેની નજર એક માણુસ ઉપર પડી કે જે બશકિન્શ શહેર તરફથી દોડતો દોડતો આવતો હતો. આ માણુસને જોતાંજ ઉસમાને મનમાં કહ્યું કે "શાયદ તે કાંઇ અગત્યના સમાચાર લાવ્યો હશે. સ્પેનના વાલી પદ ઉપર મારી નિમણુંક થયાના સમાચાર તો તે નહિ લાવ્યો હોય? જો તેવા સમાચાર લાવ્યો હશે તો હું તેને નિહાલ અને માલામાલ કરી દઇશ." આવો વિચાર કરીને તેણે પોતાના ચાકર તલહાને બોલાવ્યો. અને જેવો તે સામે આવ્યો કે તરતજ તેણે તે નવા આવનાર માણુસ તરફ ઇશારો કરીને કહ્યું "આ માણસને સત્વર મારી સમક્ષ લાવીને હાજર કરો." આ હુકમ મળતાંજ તરતજ તલહા તે માણસની સામે દોડી ગયો. અને જોત જોતામાં તો તેને અમીર ઉસમાન સમક્ષ લાવીને ઉભો કર્યો. આ નવો આવેલો માણુસ શ્વાસભેર દોડતો આવેલો હોવાથી તેના મોઢામાં શ્વાસ માતો ન હતો. તેથી અમીર ઉસમાન સમક્ષ આવ્યા પછી પણ તે કાંઇ વાતચીત કરી શક્યો નહિ. થોડીવાર સુધી બેઠા પછી જ્યારે તેનો શ્વાસ વળ્યો. ત્યારે તેણે અમીર ઉસમાન તરફ ઇશારો કરીને કહ્યું "સરદાર સાહેબ! મને બસકિન્શના કાએદે અહિં આપની પાસે મોકલ્યો છે."

ઉસમાન—શા માટે મોકલ્યો છે.?

આગન્તુક—તેમને એવા સમાચાર મળ્યા છે કે સ્પેનના વાલી તરીકે અમીર અબ્દુલરહેમાન બિન અબ્દુલ્લા કલબીની નિમણુંક થઇ છે.

ઉસમાન—શું? અબ્દુલરહેમાન કલબી? બેશક તે ઘણા નેક

અને ધર્મચુસ્ત માણસ છે. પણ તેમને રિયાસત સાથે શી નિસ્બત છે. જ્યારે તેમને રાજકારભારનો અનુભવ નથી ત્યારે તે સ્પેન જેવા એક વિશાળ મુલક ઉપર રાજસત્તા કેમ ચલાવી શકશે ? ખરૂં જોતાં મજકુર ઓહ્દાને માટે મારા કરતાં વધારે હકદાર બીજો કોઈ પણ માણસ નથી. પણ વારૂ ! તમારા શેઠે આ સમાચાર કેવી રીતે જાણ્યા ?

આગન્તુક—અલબત ! આ બાબતને લગતી સરકાર તરફની યાદી તો હજી બ્હાર પડી નથી. જો તેવી યાદી બ્હાર પડીજ હોત તો હું તેજ આપની સામે ન લઇ આવત કે ? કોરડોવાનો એક મુસાફર અમારે ત્યાં આવ્યો છે. તેણે આ સમાચાર મારા શેઠને કહ્યા એટલે તેમણે મારી મારફતે આપને કહેવડાવ્યું.

ઉસમાન—ખરેખર ! તે વાત આધાર વિનાની છે. એવું કદી પણ થઇ શકેજ નહિ. હું નથી માનતો કે અમીર અબદુલ્લા જેવા એક ચતુર માણસે આવી બેહુદી નિમણુંક કરી હોય.

પછી તે મનમાંજ કહેવા લાગ્યો કે: જો તે ખરૂં હોય તો ખરેખર ! ઘણું ખોટું કહેવાય ! અને જો તેમજ થયું હોય તો હું રૈયતને મોઢું દેખાડવાને લાયક રહ્યો નથી. પણ તે કેમ થઇ શકે ? મારા મિત્રો લબ્સ અને અબુઆમિર ત્યાં ગએલા છે. તેમણે મારે માટે સખ્ત ભલામણ અવશ્ય કરીજ હશે. હજી પણ મારા માનવામાં એ વાત આવતી નથી કે અમીર અબ્દુલ્લાએ તેવી બેહુદી નિમણુંક કરી હોય ! ઠીક ! જે કાંઈ થયું હશે, તે બે ચાર દિવસમાં જણાઇ રહેશે.

જો કે અમીર ઉસમાન મજકુર હકીકતને સાચી માનતો નહતો તો પણ તેના અંતઃકરણમાં એક પ્રકારની ચિંતા તો પેદા થઇ ચુકી હતી. તે ઘણીવાર વાતને ભૂલી જવાનો પ્રયત્ન કરતો, પરંતુ કોઇપણ

રીતે ભુલી શકતો નહિ. એટલુંજ નહિ પણ તેનું સ્મરણ થતાંજ તેના ચહેરા ઉપર દિલગીરી છવાઇ જતી હતી. તેણે ઉમ્મીદમાં અને ઉમ્મીદમાં અવળા સવળા ઘણા વિચાર કરી જોયા. પણ છેવટે તેના મોઢામાંથી આ શબ્દો નિકળી પડયા. " આ જમાનામાં જે ન થાય તે થોડું. જો સ્પેનના વાલી તરીકે મારી નિમણુંક ન થઇ તો મારે માટે માત્ર એજ રસ્તા છે. કાંતો હમેશાં જિહાદ કરતા રહેવું, અથવા તો સ્પેન દેશનો ત્યાગ કરીને કોઇ બીજા દેશમાં ચાલ્યા જવું. જે દેશ ઉપર હું એક વખતે રાજ્ય કરતો હતો, તેજ દેશમાં રૈયત તરીકે રહેવાનું મને ગમતું નથી. "

અમીર ઉસમાન પોતાનો ઘણો ખરો વખત બહારે વસંતની મજા લેવામાં, અને જન્નત સમાન આ પહાડી પ્રદેશની અપુર્વ શોભા નિહાળવામાં ગાળતો હતો. પણ જ્યારે ઉપર બતાવેલી અફવા તેના સાંભળવામાં આવી ત્યારે તેના રંગમાં ભંગ પડયો. એશ અશરતમાં પણ તેનું ચિત લાગતું નહિ. અથવા બીજા શબ્દોમાં કહીએ તો એક વાર તેને જે વસ્તુઓ પ્રિય હતી, તે હવે અપ્રિય થઇ પડી. તે નિરંતર એકને એકજ વાતનો વિચાર કર્યા કરતો હતો, અને તે સ્પેનના વાલીની નિમણુંકને લગતો હતો.

સ્પેનના જેટલા મુસાફરો શહેર અલબાબમાં આવતા, તે બધાને તે સ્પેનના વાલીની નિમણુંક વિષે સવાલો પૂછતો હતો. પરંતુ તેમાંનો કોઇ પણ તેને ભરોસાપાત્ર ખબર આપી શકતો નહિ. આવી ચિંતામાં અને ચિંતામાં એક અઠવાડીઉં પસાર થયું. તો પણ તેની ચિંતા ઘટવાને બદલે દિવસે દિવસે વધતી જતી હતી. તે લયલ અને અબુઆમિરની આતુરતાથી વાટ જોઇ રહ્યો હતો, પણ જ્યારે ઘણા દહાડા સુધી તેઓ આવ્યા નહિ, ત્યારે આ શબ્દો તેના મુખમાંથી

નીકળી પડયા. "અબુઆમિર, અને લય્સ પણ ત્યાં જઇને ભરાઇ રહ્યા છે. જો તેઓ આવવાના હોત તો ક્યારનાએ આવી જાત. શું તેમણે પણ સ્પેનના નવા વાલીનો પક્ષ ગ્રહણ કર્યો. અને મારો પક્ષ છોડી દીધો ? નહિ ! નહિ ! તેમ કદી પણ બની શકેજ નહિ. અરબ લોકોમાં ગમે તેટલા એબ હોય પણ તેમને હજી સુધી બેવફાઇનો પાશ લાગ્યો નથી." તે પોતાના ઓરડામાં બેસીને આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો, એટલામાં તલહાએ આવીને કહ્યું. "સરદાર સાહેબ ! અબુઆમિર, અને લય્સ બિન ખન્ઝલે પ્હેરી આવી પહોંચ્યા છે. અને પોતાનો સામાન મૂકવા માટે પોતપોતાને ઘેર ગયા છે.

ઉસમાન—શું તેઓ આવી ગયા છે ? જો આવી ગયા હોય તો તેમને સત્વર અહિં બોલાવી લાવો. તેમને જઇને કહો કે સામાન પછી ઉતારે, પણ પહેલાં મને આવીને મળી જાય. તેમને તમારી સાથેજ લઇ આવજો.

"બહુ સારૂ સાહેબ," એમ કહીને તલહા તેમને બોલાવી લાવવા માટે ઘર બ્હાર ચાલ્યો ગયો. તેના ગયા પછી ઉસમાનના અંતઃકરણમાં પાછું તોફાન ચાલવા લાગ્યું. તેના અંતઃકરણમાં ઉમ્મીદ અને નાઉમ્મીદની લડાઇ ચાલવા લાગી. આ પ્રમાણે તે આશા અને નિરાશાના સમુદ્રમાં ગોથાં ખાઇ રહ્યો છે, એટલામાં લય્સે આવીને તેને સલામ કરી. તેને આવતો જોઇને અમીર ઉસમાને ખુશીના જોશમાં આવીને કહ્યુ:"લય્સ ! તમે મારા માટે શા સમાચાર લાવ્યા ? શું સ્પેનના વાલી તરીકે મારી નિમણુંક થઇ ગઇ ?"

લય્સ—સરદાર ! આપ અમારા અમીર અને અધ્યક્ષ છો.

આ વાક્યે અમીર ઉસમાનની સઘળી આશાઓ ઉપર ટાઢું

પાણી રેડયું. તેથી તેણે નિરાશ થઇને પાછો પ્રશ્ન કર્યો શું હું આખા સ્પેન દેશનો અમીર નથી કે ? "

લય્સ—તેને માટે હક્દાર તો આપજ હતા, પણ અફસોસ કે અબ્દુલ્લાએ નિમણુંક કરવામાં ભુલ કરી.

ઉસમાન—અલબત ! જો તેણે મારી નિમણુંક ન કરી હોય તો હું કહીશ કે તેણે એક ગંભીર પ્રકારની ભૂલ કરી છે.

લય્સ—વાત એમ છે કે તે એક પરહેઝગાર માણુસ હોવાથી ખાસ કરીને પરહેઝગાર માણુસનેજ પસંદ કરે છે.

ઉસમાન—પણ મારી બાબતમાં તમારે તેમની સાથે કાંઇ વાતચીત થઇ હતી કે ?

લય્સ—હા; હું અને અબુઆમિર બન્ને તેમને મળ્યા હતા. અને ઘણીવાર સુધી વાતચીત થઇ હતી. અમે આપની યોગ્યતા, અને કાર્યદક્ષતાના એટલી હદ સુધી વખાણ કર્યા કે તેમણે પણ તે વાતોનો સ્વીકાર કરી લીધો. અને સ્હેજ પણ વિરૂદ્ધતા બતાવી શક્યા નહિ. પણ શું કરીએ કે તેમને એક ગમે તેવા લાયક માણુસને બદલે એક પરહેઝગાર માણુસ વધારે પસંદ પડે છે. મેં તો એટલે સુધી કહ્યું કે રાજકિય અને ધાર્મિક યોગ્યતામાં ઘણો ફેર હોય છે. તે ઉપરાંત અમે આપનો હક અને જિહાદ માટેનો આપનો શોખ પણ તેમને જાહેર કર્યો. આ બાબત પણ તેમણે સ્વીકારી લીધી. અને તેથી અમને કાંઇક સારી આશા બંધાઇ હતી. પરંતુ જ્યારે ત્રીજા દીવસે શુક્રવારની નમાઝ પછી વાલી નિમવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તેમણે અમારી સઘળી આશાઓ ધુળમાં મેળવી દીધી. અને અબ્દુલરહેમાન બિન અબ્દુલ્લા કલ્બીનો હાથ પકડીને મિમ્બર ઉપર લઇ ગયા, અને તેને સ્પેનના વાલી તરીકે મુકરર કર્યો. તે વખતે અમે શું કરી

કતા હતા ? છેવટે અમારૂં કાંઇ ન ચાલ્યું, અને અમે હાથ ઘસતા છા આવ્યા.

પોતાના પ્રતિનિધિઓને મળેલી નિષ્ફળતાની વાતો સાંભળીને સમાન નિરાશ થઇ ગયો. અને તેણે પોતાનું માથું નીચું નમાવી દીધું. તે આવી રીતે નીચી નજરે પોતાની નિષ્ફળતા વિષે કાંઇ ચાર કરી રહ્યો છે, એટલામાં અબુઆમિરે ત્યાં આવીને તેને લામ કરી. ઉસમાન એવો તો નિરાશ થઇ ગયો હતો કે તેણે સલા-નો જવાબ આપવોને બદલે માત્ર એટલાજ શબ્દો કહ્યા " અફસોસ મારો ફેરો ફોકટ ગયો. "

અબુઆમિર--તેને માટે અમને પણ ઘણી શરમ લાગે છે. મે તેમને સમજાવવામાં કાંઇ પણ કચાસ રાખી નથી. પણ શું ીએ કે પાસા અવળા પડયા ?

ઉસમાન—અબદુલરહેમાનની નિમણુંક વિષે કારડોવાની પ્રજા-ા કેવો મત છે?

ક્ષ્સ--સરદાર ! અનુભવી અને કુશળ માણસો તો તેમને કાંઇ ેાછાજ પસંદ કરવાના હતા; પણ જે સાધારણ લોકો તેમના ઉપર આસ્થા ધરાવતા હતા, તેઓ તો તેમની નિમણુંક થયાનું સાંભ-ળીને જુસ્સાના આવેશમાં ઉછળવા લાગ્યા. તેમની વર્તણુંક ઉપરથી તો એવુંજ જણાતું હતું કે કારડોવાવાસીઓએ તેના કરતાં વધુ આનંદનો સમય ભાગ્યેજ જોયો હશે.

અબુઆમિર--પરંતુ તેમની તે ખુશી માત્ર થોડા દિવસ માટેજ સમજવી. જ્યારે તેનાથી રાજ્યની વ્યવસ્થા થઇ શકશે નહિ, ત્યારેજ ઓ જાણશે કે એક મુલ્લાં માત્ર ધાર્મિક કામો કરવા સિવાય રા-જ્યની વ્યવસ્થા કદી પણ કરી શકે નહિ. આવો પ્રસંગ આવતાંજ

રાએતા પ્રમાણે શિકાયતોના દફતરો ના. અમીરની સેવામાં રજુ થશે. એટલે ના. અમીર તરફથી કદાચ આપનીજ નિમણુંક કરવામાં આવશે.

ઉસ્માન--પણ એતો બતાવો કે હવે મારે કરવું શું? કેમકે હવે હું સ્પેનવાસીઓને મોઢું દેખાડવા લાયક રહ્યો નથી. બસ હવે તો એજ વિચાર છે કે અહિંથી ફ્રાંસ ચાલ્યો જાઉં, અને નરબુનેથી વહાણમાં સવાર થઇને આફ્રિકા, અને ત્યાંથી શામ તરફ નિકળી જાઉં.

લબ્સ—સરદાર! આપ નિરાશ ન થાઓ. એક સમય એવો પણ આવશે કે જ્યારે આ દેશના વાલી તરીકે આપનીજ નિમણુંક કરવામાં આવશે. અમીર અબ્દુલરહેમાન એક વરસથી વધારે ટકી શકશે નહી. તો પછી તેમની જગ્યાએ આપના સિવાય કોની નિમણુંક થશે એ વાતનો આપજ વિચાર કરી લો.

ઉસમાન—હકદાર તો આ વખતે પણ હુંજ હતો. પણ મને મહેરૂમ રાખવામાં આવ્યો. અને મારી જગ્યાએ એક નવા માણસની નિમણુંક કરી. હવે જો તમારા કહેવા પ્રમાણે હું સબર કરૂં તો મારે આમ બેસી રહીને કરવું શું એ પણ બતાવશો? શું મારે હાથ જોડીને અહીંજ બેસી રહેવું? ના. તે કામ મારાથી બનશે નહિ.

લબ્સ—આપ ચુપચાપ બેસીને જુઓ કે અબ્દુલરહેમાન શું કરે છે? અને આપની બાબતમાં કેવો હુકમ કાઢે છે? મને ખાત્રી છે કે જિહાદના કામ ઉપર આપજ કાયમ રહેશો. અને તેમ કરવાનું અમીર અબ્દુલ્લાએ મને વચન પણ આપ્યું હતું. અને કદાચ તેમણે અબ્દુલરહેમાનને પણ તે વિષે ભલામણ કરી હશે.

અબુઆમિર—સરદાર! આપ થોડા દિવસ સુધી આ પહાડી પ્રદેશમાંજ નિવાસ કરો. અને બહારે વસંતનો લુત્ફ ઉઠાવો. ખુદાને

મહેરબાનીથી આપની પાસે અપ્સરાઓને પણ શરમાવે એવી અનેક દાસીઓ મોજુદ છે. તેથી તેમની નાઝોઅદા નિહાળવામાં વખત જતાં કાંઇ વાર લાગશે નહિ. માટે જો મારૂં કહ્યું માનોતો તમારે માટે અહિં રહેવાનું વધારે સલાહકારક છે.

ઉસમાન—જો તમારો એવોજ વિચાર હોય તો હું આવતી કાલે બસકિન્શ જઇને લશ્કર વધારવાની પેરવી કરૂં.

લુસ—અલબત !

ઉસમાન—પરંતુ લશ્કર વધારવા માટે આપણને સ્પેનના જુદા જુદા ભાગમાં મુસાફરી કરવી પડશે. અને કાંઇ નહિતો છેવટે તલેતલા નગર સુધી પણ જવુંજ પડશે. પણ આવી નિરાશા વચ્ચે મારાથી તે કામ થઇ શકશે નહિ. હું શું મ્હોં લઇને લોકોની સામે જાઉં? તેથી જો આ કામનો બંદોબસ્ત તમેજ કરો તો ઘણું સારૂં.

લુસ—અમે હાજર છીએ. જો કે અમે ઘણા દુરના પ્રવાસથી હમણાજ ચાલ્યા આવીએ છીએ, પણ જો આપની ઇચ્છા આવતી કાલેજ બસકિન્શ જવાની હોયતો અમે પણ આપની સાથે આવવાને માટે તૈયાર છીએ.

ઉસમાન—હા ! હું કાલેજ જઇશ. અને તમને પણ સાથેજ લેતો જઇશ. જો કે મને બહારે વસંતનો આનંદ મૂકીને ત્યાં જવાનું ગમતું નથી. પરંતુ જિહાદમાં શુરાતન દેખાડી ના. અમીર અને લોકોનું ખેંચાણ કરવાની જરૂર હોવાથીજ ત્યાં જવાનું પસંદ કરૂં છું.

અબુઆમિર—મારી માન્યતા પ્રમાણે તો આપને જેટલો આનંદ જિહાદમાં મળે છે, તેટલો રાજકારભારમાં મળતો નથી.

લુસ—કેમકે તેમાં નવ જુવાન હસીનાઓની સોબતનો લાભ અવાર નવાર મળતો રહે છે.

આ પ્રમાણે કહીને લય્સ અને અબુઆમિર બન્ને પોતપોતાના ઉતારા ઉપર ગયા. અને બીજા દિવસે સવારેજ અમીર ઉસમાને તેમને સાથે લઇને બશકિન્શ તરફ કુચ કરી. અને બપોર થતાં સુધીમાં તો તેઓ ધારેલા સ્થળે આવી પહોંચ્યા. અને ત્રીજા દિવસે મુજાહેદિનની સભા ભરવાનો હુકમ પણ આપી દીધો. લડાઇ બંધ હોવાના કારણથી જે લોકો અત્યાર સુધી નવરા બેસી રહ્યા હતા, તેઓ સત્વર સૈન્યમાં જોડાઇ ગયા. અને ઘણા થોડા વખતમાં પંદર હજાર માણસો જિહાદ માટે તૈયાર થઇ ગયા.

આ કામથી પરવાર્યા પછી ઘેર આવીને અમીર ઉસમાન પોતાના સરદારો સાથે લડાઇને લગતી વાતચીત કરી રહ્યા છે, એટલામાં કોરડોવાથી એક દુતે આવીને તેમને અમીર અબ્દુલરહેમાનનો રૂકકો આપ્યો. મજકુર રૂક્કામાં આ પ્રમાણે લખેલું હતું. "હું નામદાર અમીરૂલ મોમિનિનની આજ્ઞાથી સ્પેનનો વાલી નિમાયો છું. અને અમીર અબ્દુલ્લાની ભલામણ અનુસાર મેં આપને જિહાદના અમીર બનાવ્યા છે. રાજ્યની વ્યવસ્થા કરવા માટે આખા દેશમાં ફરવાનો મારો વિચાર છે. તેથી જો હું મારી જાતે જિહાદને માટે તૈયાર થાઉં તો મને ઓછામાં ઓછો એક વરસ લાગે. તેથી જિહાદને લગતું સઘળું કામ આપને સોંપવાથી મને એ લાભ થશે કે હું દેશનો રાજકિય ઇન્તેઝામ સારી રીતે કરી શકીશ. અને આપણા બન્નેની કોશીશથી દેશને ઘણો લાભ થશે. આ કામને માટે હું ૨૦ હજાર માણસોની સેના આપની પાસે મોકલું છું. એટલુંજ નહિ પણ દેશ વિદેશમાં ફરીને આપને મદદ મોકલતો રહીશ. માટે આ પત્ર મળતાંજ આપે જિહાદને માટે ઉપડી જવું. અને અલબુરતાતની પેલી બાજુએ જઇને તે દેશનો કબજો કરવો."

આ કાગળ વાંચીને ઉસમાનને ઘણી નવાઈ લાગી. તેથી તેણે તે કાગળ લાવનાર દુતને પૂછ્યું "અમીર મીસ દન્તર માણસ ક્યાંથી મોકલનાર છે ?"

કાસદ—હું અહિં આવવાને માટે નિકળ્યો, તેના બીજા દિવસેજ મજકુર લશ્કર પણ કારડોવાથી ઉપડી ચુક્યું છે. અને આશા છે કે તે આવતી કાલે અહિં આવી પહોંચશે.

ઉસમાન—તો હવે હું પણ શત્રુ રાજ્ય ઉપર ચઢાઈ કરવા માટે તૈયાર થઈ રહીશ.



## પ્રકરણ ૪ થું.



### પુષ્પ—યુદ્ધ.



જે શહેર પેરીનીઝ ઉર્ફે જમાલુલ બુરતાતની ઇશાન કોણમાં આવેલું છે, અને જે હાલમાં ફ્રાંસની સરહદમાં દાખલ છે, તે તે વખતે મુલ્કે "ફરંગ"ના નામથી પ્રખ્યાત હતું. યુરોપખંડમાં તે જમાનામાં ફયુડલ સીસ્ટમનો રિવાજ પ્રચલિત હતો. એટલે દરેક જમિનદાર, અને દરેક સરદાર પોતાના ઘરનો બાદશાહ ગણાતો હતો. અને તેઓ અરસપરસ લડી મરતા હતા. પણ જ્યારે કોઈ બહારનો શત્રુ તેમના રાજ્ય ઉપર ચઢી આવતો ત્યારે તેઓ એકત્ર થઈ જતા હતા.

પેરીનીઝનો પશ્ચિમ વિભાગ કે જેનું મુખ્ય શહેર નરબુને હતું તે અરબ લોકોએ યુદ્ધ કરીને પોતાના કબજામાં લીધું હતું. અને ત્યાં એક મજબુત અરબ લશ્કર કાયમ રહેતું હતું. પણ તેની સામેના

ભાગ કે જે આકુઇતાનીના નામથી પ્રખ્યાત છે, અને જે બિસ્કેના ઉપસાગરના કિનારે કિનારે પ્રસરેલું છે, તેના ઉપર યુદનિર નામક એક ખ્રિસ્તિ કાઉન્ટની સત્તા ચાલતી હતી. પણ તેના ઉંચા ખાનદાનને લીધે તેને રાજાના નામથી ઓળખવામાં આવતો હતો. અને તે પ્રજામાં ઘણો લોકપ્રિય નિવડયો હતો. તેના તાબાનો દેશ ઘણો રસાળ અને ફળદ્રુપ હતો. અને તેમાં અનેક પ્રકારના ખનિજ પદાર્થો નિપજતા હતા. સુગરાવ નામક નદી પાસેથી તેની સરહદ શરૂ થતી હતી. અને મધ્યમાં ઓડર નામક નદીનું પાણી તેની જમીનને ફળદ્રુપ કરતું હતું. વાયવ્યકોણમાં ગુરૂને નામની નદીના કિનારા ઉપર બુરદીગાલે નામનું શહેર આવેલું હતું કે જે આજે બોર્ડોના નામથી ઓળખાય છે. ૧૯૧૪ ની સાલમાં ઉપસ્થિત થએલા યુરોપના મહા ભયંકર યુદ્ધ વખતે ફ્રાંસની રાજ્યધાની આ શહેર ખાતે બદલવામાં આવી હતી.

શાહ યુદનીર પોતાના જમાનામાં એક શુરવીર પુરૂષ તરીકે ગણાતો હતો. આસપાસના પ્રગણાઓમાં રાજ્ય કરતાં કાઉન્ટોએ વારંવાર તેના નગર ઉપર ચઢાઈઓ કરી. પરંતુ દરેક વખતે તેમને હારીને પાછું જવું પડયું. તેમ છતાં તેમની તરફના ભયને લીધે તેને હમેશાં સાવચેત રહેવું પડતું હતું. અને ફોજી તૈયારીઓ કરી રાખવી પડતી હતી. તે યુદ્ધના સમયે બે લાખ લડવઇયાઓ મેદાનમાં ઉતારવાની શકિત ધરાવતો હતો. સ્પેનના અરબ લોકોએ પણ તેના ઉપર કેટલીક ચઢાઇઓ કરી હતી. જેમાં કોઇ વખતે રાજાની ફતેહ થતી, તો કોઇ વખતે ચઢાઇ કરનારાઓ લડાઇમાં કામયાબ થતા હતા. પરંતુ મુસલમાનો તેના નગરનો કાંઇ પણ ભાગ હસ્તગત કરી શકયા નહિ.

આ વખતે શાહ યુદનિર વસંતઋતુની મોજ ઉડાવી રહ્યો છે. અને તે કાર્યને માટે પોતાના [illegible]ઓ સહિત પેરીનીઝની ઘાટી-

ઓમાં આવીને ઇનુસ નામક એક પ્રાચીન સ્થળે મુકામ કર્યો છે. આ સ્થળ ઘણું રમણીય છે. ચોતરફ હરીઆળી ઉગી છે. તેથી જાણે જમીન ઉપર લીલા રંગનો ફરસ બીછાવ્યો હોય એવો ભાસ થાય ઇનુસની પશ્ચિમ દિશાએ બે માઇલ ઉપર યોહના નામક એક સંતનું સમાધિગૃહ આવેલું છે. અને તે સ્થળે વસંતઋતુમાં લાખો માણસો જાત્રા કરવા જાય છે. ફ્રાંસના શ્રીમંત ઉમરાવોએ યુદ્ધનિરની પરવાનગીથી મજકુર સ્થળે મોટા મોટા દેવળો ખાનકાહો, ધર્મશાળાઓ આદિ લોકોપયોગી ઇમારતો સ્થાપિત કરી છે. અને તેમાં સેંકડો રાહિબો નિરંતર વાસો કરે છે. આ લોકો પહાડી ગુફાઓમાં જઇને ચિલ્લાકશી, રિયાઝત આદિ ક્રિયાઓ કરે છે. અને વસંતઋતુને શાંત રીતે કુદરતના વખાણ કરતી જોઇને તેમના અંતઃકરણોમાં પણ ઇશ્વરોપાસનાના ભાવ ઉત્પન્ન થાય છે. નેવકા નામક એક નહેર કે જે મજકુર દેવળથી એક માઇલ દુર છે, તે પોતાનો પ્રબળ-પ્રવાહ વહેવડાવતી, અને ઉંચી ઉંચી ટેકરીઓ ઉપરથી કુદકા મારતી આ તરફ આવે છે. પણ દેવળની નિકટમાં આવેલા આરસપહાણના ટેકરા ઉપર આવતાં તેનું પાણી ચારે દિશામાં વિખરાઇ જાય છે. અને તે વખતનો દેખાવ ઘણો મનોહર લાગે છે. તે વિષે એવી દંતકથા ચાલે છે કે પ્રાચીનકાળમાં એક ખ્રિસ્તિ મહાત્મા એક દહાડો નદી ઉપર ન્હાવા ગએલા. ન્હાતાં ન્હાતાં તેમણે દુર નજર કરીને જોયું તો એક બીજા મહાત્મા નદીમાં સ્નાન કરી રહ્યા છે. આ દેખાવ જોઇને તેમને ઘણી નવાઇ લાગી. તેથી વધુ માહીતી મેળવવાના હેતુથી તેમણે પાસે જઇને જોયું તો મહાત્મા યોહના સ્નાન કરી રહ્યા છે. આ પ્રમાણે અનાયાસે મહાત્માના દર્શન થવાથી તેમણે તેમના આશિર્વાદની વાંચ્છના કરી. અને તે મળતાંજ તે હરખાતા હરખાતા

પોતાને ઘેર ગયા. અને બનેલી સઘળી બીના લોકોને નિવેદન કરી.

મજકુર બનાવ બન્યો તે દિવસથી તે સ્થળ જાત્રાના એક ધામ તરીકે મશહુર થયું. અને પ્રત્યેક વર્ષે વસંતઋતુમાં હજારો લોકો ત્યાં જાત્રાએ જવા લાગ્યા. એટલુંજ નહિ પણ કેટલાક તો મજકુર નહેરમાંથી પાણી ભરી લાવી શીશીઓમાં ભરી રાખતા, અને શારિરિક વ્યાધિઓ ઉપર ઉપચાર તરીકે તેને ઉપયોગમાં લેતા.

દેવળથી એક માઇલ દુર જ્યાંથી નેવકાની નહેરનો આરંભ થાય છે. ત્યાં આગળ શાહ યુદનિરે એક ભવ્ય ઇમારત બધાવી છે. છે. અને વસંતઋતુ દરમ્યાન તે તેમાંજ નિવાસ કરે છે. મહેલ આગળના ખુલ્લા ચોકમાં એક સુંદર વાટિકા છે, કે જેને નેવકાના પાણીથી પોષણ મળે છે. અને તે હેતુ પાર પાડવા માટે નીકો ખોદીને નહેરનું પાણી બગીચામાં વાળવામાં આવ્યું છે. આ દેખાવ ઘણો રમણીય લાગે છે. જો કે કોહિસ્તાનનો પ્રત્યેક વિભાગ ઘણો રમણીય અને દિલફરેબ છે, પણ ઉપર બતાવેલા બગીચાની શોભા તો કાંઇ ઓરજ છે. એટલુંજ નહિ પણ તેને એવી તો સરસ રીતે શણગારવામાં આવ્યો છે કે અજાણ્યો માણસ તો તેને કામદેવની પત્નિ અને સૌંદર્યની દેવી રતિના નિવાસ સ્થાન તરીકેજ માની લે.

આ વખતે મજકુર બગીચાના મધ્યમાં પુષ્પ વૃક્ષોની ઘટામાં અપ્સરા સમાન પાંચ સુંદરીઓ પુષ્પ—યુદ્ધ કરીને વસંતઋતુનો આનંદ અનુભવી રહી છે. અને વૃક્ષો ઉપરથી પુષ્પો તોડી તોડીને એક બીજા ઉપર ફેંકે છે. આ પ્રકારનું પુષ્પ—યુદ્ધ કેટલાક સમય પર્યંત ચાલ્યું. પ્રત્યેક યુવતી ખોળામાં પુષ્પ લઇ જઇને પોતાની સાથે આવેલી અપ્સરા સમાન રાજકુમારીના માથા ઉપર નાખતી હતી. આ પાંચે સુંદરીઓમાં રાજકુમારીનું લાવણ્ય અનુપમ છે, અને જેની

રીતે પુનમનો ચદ્રમા તારાગણોના પ્રકાશને ઝંખો પાડે છે, તેમ રાજકુમારી પોતાની સાહેલીઓના રૂપને ઝાંખો પાડે છે. અર્થાત જેમ અનંત કોટી તારાઓ વચ્ચે ચંદ્રમા શોભી રહે છે, તેમ ચારે યુવતીઓના મધ્યમાં રાજકુમારી શોભી રહી છે. ઘણા લાંબા સમય પર્યંત રમત ગમત કરવાથી હમણા તે થાકી ગઇ છે, અને તેને પોતાની સાહેલીઓની ચેષ્ટાઓ ગમતી નથી. તેથી તે વારંવાર ક્રોધ કરીને તેમને વારે છે, પરંતુ તેઓ કોઇ પણ રીતે તેને ગણકારતી નથી, અને તેના માથા ઉપર પુષ્પવૃષ્ટિ કરેજ જાય છે.

પાંચે સુંદરીઓની મુખાકૃતિ લગભગ એક સરખી છે અને તેમણે વસ્ત્રો પણ એક સરખા પહેર્યા છે. શુશોભીત રંગીન સાડીઓ તેમના સુઘડ શરીર ઉપર શોભી રહી છે. તેમણે ગરદનથી તે પગ સુધી આખા શરીરને સાડીઓ વડે એવી રીતે આચ્છાદિત કર્યું છે કે તેમાંથી શરીરના ઉચ્ચ પ્રદેશનો આકાર સ્પષ્ટ દેખાય છે. મુખ્યત્વે કરીને રાજકુમારીના વસ્ત્રો ઘણા શોભીતા અને અવર્ણીય છે, આગળ બતાવ્યા પ્રમાણે રાજકુમારી પુષ્પયુદ્ધથી કંટાળી ગએલી હોવાથી તેણે પોતાની સાહેલીઓને વ્યર્થ ચેષ્ટા કરતી અટકાવવાને ઘણો પ્રયત્ન કર્યો. પણ તેની તેમના ઉપર કોઇ પણ અસર થઇ નહિ. અર્થાત તેમણે રાજકુમારી ઉપર પુષ્પવૃષ્ટિ કરવાનું ચાલુજ રાખ્યું. તેથી રાજકુમારીએ ક્રોધ કરીને કહ્યું "બસ, સિલવરીઆ! હવે હદ થઇ. માટે આટલેથીજ અટકો તો સારૂં છે. કેમકે હું તમારી ચેષ્ટાઓથી છેક કંટાળી ગઇ છું."

સિલવરીઆ—તો એમ કહોને કે હું હારી ગઇ?

આ પ્રમાણે કહીને તેણે પોતાની બાજુમાં ઉભેલી એક સુંદરી કે જે ખોળામાં ફુલ ભરી લાવી હતી, તેને ઉદ્દેશીને કહ્યું "કેમ ફ્લા-

વીઆ ખઇને ! જ્યાં સુધી રાજકુમારી પોતાની હાર કબુલ ન કરે ત્યાં સુધી આપણે કેમ માનીશું. ? ”

ફ્લાવીઆ—હરગિઝ નહિ ! આવા પ્રેમ યુદ્ધમાં આપણે કોઇની પણ શરમ રાખવી જોઇએ નહિ.

રાજકુમારી—બેન ! રમત ગમતની પણ હદ હોય છે. કોઇ પણ માણસને એટલે સુધી ન સતાવવો કે તે ગભરાઇ જાય ?

ફ્લાવીઆ—ઠીક ! એતો જાણે સમજ્યા. પણ આ જે ફુલ લાવી છું તેનું કેમ ? હું મારી મહેનત ફોકટ જવા દેવી ? નહિ, નહિ. આ વખત તો હું તમારા ઉપર પુષ્પવૃષ્ટિ કરીશજ.

પછી બીજી બાજુએ ફરીને તેણે એક સાહેલીને કહ્યું “ કેમ ? રૂમિલડા ! તમે શું કરો છો ? આપણે રાજકુમારી ઉપર વૃષ્ટિ કરવી કે નહિ ? ”

રાજકુમારી—બેન ! કૃપા કરીને હવે મને સતાવશો નહિ ! કેમકે હું બિલકુલ થાકી ગઇ છું.

ફ્લાવીઆ—તો શું મારે આપની શરમ રાખવી ? અને આ પુષ્પોનો કાંઇપણ ખ્યાલ ન કરવો ? શું તેઓ કાંઇ પણ શિકાયત નહિ કરે ?

રૂમિલડા—ઠીક ! એક કામ કરો. બેન પુલશરીયા ચુપચુપ ઉભી છે, તેને પૂછી જુઓ. તે આ વિષે જે કહે તે ખરૂં.

રાજકુમારી—હું કોઇની પણ સલાહ લેવા ઇચ્છતી નથી.

પુલશરીયા—તો શું આપને મારો પણ વિશ્વાસ નથી ? અને જો તેમજ હોય તો મારો ઠરાવ એકવાર સાંભળીતો લેવો હતો ?

રાજકુમારી—હું લાંબા સમયથી તમારી વાતો સાંભળી રહી

છું, આખરે તમે પણ ફલાવીયાનીજ બેન છોને? તેથી તમે આ લોકો કરતાં વિશેષ શું કહેવાના હતા?

રૂમિલડા—હા! પુલશરીયા! તમે રાજકુમારીની વાતને ટેકો આપો. કેમકે તે આપણી શીરતાજ છે. માટે આપણે તેની આજ્ઞા માનવી જોઇએ.

રાજકુમારી—બેન! હું તમને મારા મતને અનુમોદન આપવાની ફરજ પાડતી નથી. પણ માત્ર વિનંતી રૂપેજ કહું છું. તેમ છતાં જો તમે મારી જગ્યાએ હો, અને તમને બધા લોકો આ પ્રમાણે સતાવે તો તમે શું કરો?

સિલવરીઆ—હાં! હાં! ત્યારે એમ કહોને કે તમે નાજુક છો?

ફલાવીયા—બેન! એમની નજાકત અને સૌંદર્યની કદર આપણે શું કરી શકવાના હતા? તેની ખરી કદરતો કોઇ રંગીલો દિલબર મળી જશે ત્યારેજ થશે.

પુલશરીય—એમ કે? અરે આતો તમે વળી નવો ઝઘડો ઉત્પન્ન કર્યો.

ફલાવીઆ—બેન! તમારે પણ જે કહેવું હોય તે કહો. આપણી રાજકુમારી ઘણી ઉદાર છે, તેથી તે કોઇપણ રીતનું માઠું લગાડશે નહિ. પણ જો જો, એવું ન થાય કે મારે આ પુષ્પોને ફેંકી દેવા પડે. કેમકે હું તેમને ઘણી મહેનતે લાવી છું. તેથી હું તેમને એમને એમ ફેંકી દેવા ઇચ્છતી નથી.

પુલશરીયા—બેન! શા માટે દુરાગ્રહ કરો છો? શું એમ નથી થઇ શકતું કે રાજકુમારી ઉપર પુષ્પવૃષ્ટિ કરવાને બદલે તેને પુષ્પહાર બનાવીને પહેરાવવામાં આવે?

ફલાવીયા—એ પણ કબુલ! પણ રાજકુમારી એ વાત કબુલ

કરશે એવી તમને ખાત્રી છે ? જો તે કબુલ કરે તો અમને કાંઇપણ વાંધો નથી.

રાજકુમારી—બેન ! જો તમે મારા ઉપર પુષ્પવૃષ્ટિ કરશો તો તેમાં મારૂં કાંઇપણ જવાનું નથી. માટે તમારી ઇચ્છા હોય તેમ કરો. મને એ વાતનો ક્રોધ ચઢેલો કે તમે બધા મળીને મને પજવતા હતા. તે વખતે મેં તમને ગમે તેટલી આજીજીઓ કરી, પણ તેની તમારા ઉપર કાંઇપણ અસર થઇ નહિ. પરંતુ હવે તમે પોતાની મેળે સમજી ગએલી હોવાથી મને સંતોષ થયો છે. તેથી તમારે જેમ કરવું હોય તેમ કરો. જો મારા ઉપર પુષ્પ વૃષ્ટિ કરવાની ઇચ્છા હોય તો તેમ કરો. અને જો મને પુષ્પહાર પહેરાવવાની ઇચ્છા હોયતો તેમ કરો.

આટલા મળતાંજ ફુલાવીયાએ પોતાના ખોળામાંનાં પુષ્પો રાજકુમારીના માથા ઉપર નાખ્યા. એટલે તેણે માથા ઉપરથી ફુલ ખંખેરતાં એક દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યું “બેનો ! આ વસંતઋતુની બહાર લુંટાય તેટલી લુંટો, અને જેટલા પ્રકારના આનંદ કરી શકાય તેટલા કરી લો. કેમકે આ બગીચામાં આપણે આજના દિવસ માટેજ રહેવાનું છે.

ફુલશરીયા—કેમ ? ખેરીયતતો છે ? હું તો એમજ સમજતી હતી કે રાબેતા મુજબ વસંતઋતુ આપણે અહિંજ વિતાડીશું. અને વર્ષાઋતુના આરંભમાં સ્વદેશમાં પાછા ફરીશું. પણ તેને બદલે આમ એકાએક જવાનું કેમ થયું ?

સિતરીયા—અરે ! હજી તો યોહનાના સમાધિસ્થળની જાત્રાનો રસ્તા પણ પુરો થયો નથી.

રાજકુમારી—પણ અફસોસ ! આપણા ઉપર એક એવી આફત નાખી પડી છે કે જેનું વર્ણન પણ થઇ શકે તેમ નથી.

ફલાવીયા--એવું તે શું છે? કાંઇ કહેશો પણ ખરા કે માત્ર આફત આફતના પોકારોજ કર્યા કરશો? આપણા ઉપર એવી કંઇ આફત આવી પડી છે કે જેના લીધે આમ એકાએક સ્વદેશમાં જવાનું થયું?

રૂમિલડા—મને તો એમ જણાય છે કે આપણી રાજકુમારીએ કોઇ કાઉન્ટની સાથે લગ્ન કરવાની કબુલાત આપી છે. તેથી હવે તે આપણી સાથે અહિં આવવાને બદલે પોતાના સ્વામી સાથેજ આવશે. કેમ બેન! મારી કલ્પના ખરી છે કે ખોટી?

પુલશરીયા—અરે, વાહરે તમારી બુદ્ધિ! બેન! તમારી બુદ્ધિની બલીહારી તો કાંઇ ઓરજ છે. રાજકુમારીનો વિવાહ થાય, અને આપણને ખબર પણ ન પડે એ વાત શું સંભવીત છે? મારી ખાત્રી છે કે રાજકુમારી આપણી સલાહ લીધા વિના લગ્ન કદી પણ કરશે નહિ.

રાજકુમારી—બેનો! શા માટે તરંગના ઘોડાઓ દોડાઓ છો. તમારી કલ્પનાઓ તદન ખોટી અને પાયા વિનાની છે, હમણા ન તો મારો વિવાહ થયો છે કે નતો મારૂં લગ્ન થવાનું છે. પણ અરબ લોકોએ અમારા દેશ ઉપર ચઢાઇ કરેલી હોવાથીજ હું સ્વદેશમાં જવાનું કહુંછું. તે સિવાય બીજું કાંઇપણ કારણ નથી.

ફલાવીયા—શું અરબ લોકોએ આપણા દેશ ઉપર ચઢાઇ કરી છે? છટ! આમાં ગભરાવા જેવું શું છે? હું તો સમજી કે આપણા ઉપર કોઇ મહાન વિપત્તી આવવાની હશે! આપણે અરબ લોકોની બીક શા માટે રાખવી જોઇએ? જે દેશ ઉપર ફ્લોરેન્સ જેવી રાજકુમારીની સત્તા પ્રચલિત હોય, તે દેશની પ્રજાએ શત્રુનો ભય શા માટે રાખવો જોઇએ? અત્યાર સુધી આપણા દેશ ઉપર કરવામાં

આવેલી ચઢાઇઓનું જેવું પરીણામ આવ્યું છે, તેવુંજ પરિણામ હમણા પણ આવશે. આ વખતે પણ અમારી રાજકુમારી રણભૂમીમાં જશે, અને જેવો દુશ્મનનો મુકાબલો થશે કે તરતજ પોતાના ચહેરા ઉપરથી બુરખો કાઢી નાખશે. એટલે તેમના પુનમના ચંદ્રમા સમાન કપોળ જોઇને શત્રુ દળનો સરદાર મુર્છિત થઇને જમીન ઉપર પડી જશે, અને તે મુર્છિત થતાંની સાથેજ આપણા સૈનિકો તેને મારી નાખશે.

પુલશરીયા—બેન! યુદ્ધનું પરિણામ જે આવવાનું હશે તે આવશે. પણ હમણા તો આપણા આનંદોત્સવનો ભંગ થયો ને? અહિં તો આપણે પુષ્પ યુદ્ધની રમત કરી રહ્યા હતા, પણ ત્યાં તો આપણને રણભૂમીમાં જવું પડશે.

ફ્લોરેન્સ—બેન! માત્ર આનંદોત્સવનો ભંગ થશે એટલુંજ નહિ, પણ અનેક પ્રકારની આપત્તિઓ આપણે સહન કરવી પડશે. પહેલાં જે ચઢાઇઓ થઇ હતી તેની વાત જુદી હતી. અને હમણા જે ચઢાઇ થઇ છે. તેની વાત જુદી છે. પહેલાંની ચઢાઇઓમાં આપણે આપણા જાત ભાઇઓ સાથે લડવાનું હતું. અને તેમના સરદારો મારા સૌંદર્ય ઉપર મોહાસક્ત હોવાથીજ તેમ થવા પામ્યું હતું. પણ હમણા તેમ નથી. આ વખતની વાત બિલકુલ જુદી છે. કેમકે અરબ લોકો જુદા ધર્મના અને જુદા આચારવિચારના હોવાથી તેમના ઉપર મારા સૌંદર્યની અસર થશે કે નહિ તેની મને ખાત્રી નથી.

સિલ્વરીયા—એ વાત ન કહો. પ્રભૂએ તમને એવું તો અપુર્વ સૌંદર્ય આપ્યું છે કે માણસ તો શું, પરંતુ પ્રાણીઓ સરખા પણ ક્ષુધા, પિપાસાની કાંઇ પણ દરકાર કર્યા વિના તમારી સામે જોયા કરે.

રૂમિલડા—હું તો આ વાત ઘણીવાર અનુભવી ચુકી છું. જ્યારે જ્યારે રણભૂમીમાં રાજકુમારીએ પોતાના મુખ ઉપરથી બુરખો દુર

કર્યો છે, ત્યારે ત્યારે તેમના મુખચંદ્રના પ્રકાશથી રણભૂમી પણ પ્રકાશિત થઇ ગઇ છે. અને શત્રુ સૈનિકોની આંખો તેમની સામે જોઇ શકી નથી. એટલુંજ નહિ પણ જેના ઉપર રાજકુમારીની નજર પડી છે, તેતો બસ મુર્છિત થઇને જમીન ઉપર પડયોજ છે. એ ફ્રાંસિસ કાઉન્ટોના ભારી રૂગરમાં તેવા હાલ થયા છે.

પુલશરીયા—બેન ! તમારૂં કહેવું ખરૂં છે. પણ દુવા કરો કે ઇસુખ્રિસ્ત આ યુદ્ધમાં પણ આપણી રાજકુમારીના સૌંદર્ય અને નેત્ર કટાક્ષમાં તેવીજ અસર કાયમ રાખે.

ફ્લાવીયા—ઠીક ! જે થવાનું હશે તે થશે. પણ એતો કહો કે આપણે અહિંથી કયારે જવાનું છે ?

ફ્લોરેન્સ—કાલે સવારેજ કુચ કરવાની છે. માટે ચાલો આપણે સરસામાન બાંધીને મુસાફરીની તૈયારી કરીએ.

આ હુકમ મળતાંજ સઘળી સાહેલીઓ રાજકુમારી સાથે મહેલમાં ગઈ. એટલે વાટિકામાં પુનઃ શાંતિ પથરાઇ રહી.

# પ્રકરણ ૫ મું.

## ભીષણ યુદ્ધ.

અરબ લોકોનું એક જબરદસ્ત સૈન્ય પેરીનીઝ પર્વતની પહાડી ઘાટીઓમાંથી નિકળીને તરાસકો શહેર તરફ મુસાફરી કરી રહ્યું છે. આ શહેર પેરીનીઝ પર્વતથી છ માઇલના ફાસલા ઉપર આવેલું છે. ઉપર જે લશ્કરનું વર્ણન કરવામાં આવ્યું છે તેમાં ૨૦ હજાર ઘોડેસવાર, અને ૨૦ હજાર પાયદળ છે. સવારોમાં મુખ્યત્વે કરીને જુવાન માણસો છે કે જેઓ મોરક્કો અને સ્પેનથી આવેલા છે. અને પાયદળમાં મુખ્યત્વે કરીને બરબરી અને સ્પેનિશ મુસલમાનો છે. જો કે તેમના પોશાક એક સરખા નથી, પણ તેમના હથીઆરો લગભગ એક સરખાં છે. સવારોએ હાથોમાં ભાલા, અને કેડમાં તલવાર લટકાવેલી છે. અને તેમાંના ઘણાખરાએ લોઢાના બખ્તર પહેર્યા છે. અને પાયદળ સૈનિકોના હાથમાં "સીફ" ખભાઓ ઉપર કામઠાં, કેડમાં તીરોના ભાથા, કટાર, અને પીઠ ઉપર ગોળ ઢાલ છે.

આ લોકો ચાલતાં ચાલતાં જુસ્સામાં આવી જઇને "તકબીર" પોકારે છે. અને તેમના બુલંદ અવાજો પવન સાથે મળી જઇને દુર દુરના ગામડાઓમાં રહેતા લોકોના અંતઃકરણ ભયભીત બનાવે છે. ચાલતાં ચાલતાં તે લશ્કર તરાસકોની નજીકમાં આવેલી એક નદી કે જે પાસેના એક પહાડમાંથી નિકળે છે, તેની પાસે આવી પહોંચ્યું. આ નદીનું પાણી ઘણુંજ સ્વચ્છ અને નિર્મળ છે. નદીનો

પ્રવાહ જોઇને આપણો પુર્વ પરિચિત ઉસમાન કે જે આ લશ્કરનો અધ્યક્ષ છે, તેણે બની ઉમ્મૈયા વંશની નિશાન લઇને ચાલનારા લય્સ બીન ખન્ઝલેને સંબોધીને કહ્યું "લય્સ હવે તરાસકો ત્રણ માઇલથી વધુ દુર નહિ હોય. પણ આ શહેરમાં દાખલ, થવાની મારી ઇચ્છા નથી. અને કદાચ આવું સ્વચ્છ પાણી પણ આપણને કોઇ બીજી જગ્યાએ નહિ મળે. માટે મારી ઇચ્છા એવી છે કે આપણે અહિંજ મુકામ કરવો. માટે અબુઆમિરને ત્યાં મોકલીને બની શકે તેટલું લશ્કર મંગાવી લો. અને આપણે સર્વે અહિંજ મુકામ કરીને અસરની નમાઝ પઢયા પછી જિહાદની વ્યવસ્થા કરીશું."

લય્સ—આપનું કહેવું મુનાસીબ છે. અમારા સિપાહીઓ પહાડી પ્રદેશમાં મુસાફરી કરી આવેલા હોવાથી કદાચ તેઓ થાકી ગયા હશે. તેથી આપની સુચના પ્રમાણે અહિં મુકામ કર્યાથી તેમનો થાક પણ ઉતરી જશે.

મળેલી સલાહ પ્રમાણે છાવણી નાખવાની આજ્ઞા આપવામાં આવી. એટલે તમામ કબીલાના સિપાહીઓએ પોતપોતાના સોબતીઓ સહિત ત્યાં મુકામ કર્યો. અને થોડી વારમાં નદીનો કિનારો શુશોભીત અને રંગબેરંગી તંબુઓથી શોભી રહ્યો. જે લોકોને તંબુઓની સગવડ ન હતી; તેમણે પોતાની ચાદરો અને કામળોનાજ તંબુ બનાવી લીધા. આ પ્રમાણે ઠરીઠામ થયા પછી તેમાંના કેટલાકોએ તૃષા મટાડવા માટે નદીનું પાણી પીધું. પણ જે લોકોને તરસ લાગી ન હતી તેઓ નમાઝનો સમય નિકટમાં આવેલો જોઇને વઝુ કરવા લાગ્યા. અને હજી તો તેઓ વઝુ કરીજ રહ્યા હતા, એટલામાં બાંગીએ અઝાન પોકારી. એટલે સઘળા માણસો લુગડાં વડે હાથ મ્હોં પૂછતાં પૂછતાં

જમાઅતમાં સામીલ થવા માટે દોડયા. અને સિપેહસાલાર અસકરના તંબુ સામેના ખુલ્લા મેદાનમાં એકઠા થયા. તે સમયે લશ્કરના સેનાધિપતિ લશ્કરને રણભૂમીમાં દોરવા ઉપરાંત પેશઇમામનું કામ પણ કરતા હતા. અને તેજ પ્રમાણે હમણા પણ સરદાર ઉસમાને જમાઅત કરાવી. નમાઝ પઢી રહ્યા પછી સઘળા લોકો પોતપોતાના મુકામે ગયા. અને ભોજન જમીને કુદરતની અપુર્વ કારીગરી નિહાળવા માટે આમ તેમ ફરવા લાગ્યા. બાગે બહેરત જેવા આ રમણીય સ્થળની સરહદ એક બાજુએ પેરીનીઝ પર્વત સુધી લંબાયલી છે. અને બીજી બાજુએ "ઉકુક ફલક" સુધી લંબાયલી છે. અને તેમાં સ્થળે સ્થળે પ્રચંડ વૃક્ષો દષ્ટિગોચર થાય છે. તે ઉપરાંત દુરથી ખ્રિસ્તી ગીરજાઓ પણ પોતાની શોભા લોકોને દેખાડી રહ્યાં છે. આકાશની નગનતા ઢાંકવા માટે શ્વેત રંગના પાણી વિનાના વાદળો પ્રયત્ન કરી રહ્યાં છે. અને આકાશને પોતાની તુટીફુટી ચાદર ઓઢાડી રહ્યાં છે કે જેમાંથી સુર્ય વખતો વખત બ્હાર આવી પુનઃ સંતાઇ જઇ નાસાગોસીની રમત કરે છે. આ પ્રમાણે રમત કરતાં કરતાં તે અસ્ત થઇ ગયો. સુર્યાસ્ત થયા પછી મગરેબની નમાઝ પઢીને સરદાર ઉસમાને ખડીઓ કલમ લઇ નરબુનેના કિલ્લેદારને આ પ્રમાણે કાગળ લખવા માંડયો "હું સ્પેનના વાલી અબદુલરહેમાન બીન અબદુલ્લા કલબીના હુકમથી ફ્રાંસ ઉપર જિહાદ કરવાના હેતુથી અહિં આવ્યો છું. અને અકુઇતાની શહેર ઉપર ચઢાઇ કરીને, તેને ઇસ્લામી સામ્રાજ્ય સાથે જોડી દેવાનો મારો વિચાર છે. મારી પાસે હાલમાં પુરતું લશ્કર છે. અને જો જરૂર પડશે તો સ્પેનથી લશ્કરની મદદ આવતી રહેશે. આ કારણથી હું નરબુનેમાં પ્રવેશ કર્યા વિના અહિંથી બારોબાર શાહ યુડિઝની રાજધાની તરફ જાઉં છું. અને અહિંથી આ-

આગ વધીને પહેલવહેલો હુમલો સન્વાલિઝિર પર કરીશ. અને ત્યાંથી રસ્તે રસ્તે આગળ વધીને ચુડિઝર રાજ્યધાની બુરદીગાલે તરફ જઇશ. માટે આ કાગળથી તમને ખબર આપું છું કે તમારે પુરતું લશ્કર લઇને તુલુસ શહેર ઉપર ચઢાઇ કરવી. અને અગન શહેરનો કબજો લીધા પછી બુરદીગાલે શહેરમાં મને આવી મળવું. અને તેની સાથે એટલું પણ યાદ રાખવું કે આ કામમાં જેટલી ઉતાવળ હું કરૂં છું. તેટલીજ ઉતાવળ તમારે પણ કરવી જોઇએ, કે જેથી કરીને શિયાળો બેસતાં પહેલાં આપણે આપણું કાર્ય પુરૂં કરી શકીએ." આ પ્રમાણે કાગળ લખીને તેમણે એક સવારને આપ્યો. અને કહ્યું "જો કે ચાર દિવસનો રસ્તો છે, પણ તમારે જેમ બને તેમ બે દિવસમાંજ આ કાગળ કિલ્લેદારને પહોંચાડી દેવો. અને રૂબરૂમાં પણ કહેવું કે જેમ બને તેમ જલદીથી લશ્કર લઇને તે લડવાને નિકળી પડે. હું હવે પુરાતન શહેર લુગદુઇનમ કે જે હાલમાં સન્તાઅરતરાન્દેહના નામથી ઓળખાય છે, તેના ઉપર આક્રમણ કરવાને અહિંથી રવાના થાઉં છું." આ પ્રમાણે સવારને જે કહેવાનું હતું તે કહીને તેમણે બાજી તરફ જોયું તો અબુઆમિર ઉપર તેમની દ્રષ્ટિ પડી. એટલે કાંઇ વાત યાદ આવતાં તેમણે કહ્યું "કેમ તમે તરાસકોમાં ગયા હતા. ?"

અબુઆમિર—હાજી, ગયો હતો, અને ત્યાંના શેખને પણ મારી સાથે લેતો આવ્યો છું. આપ પોતે તેની સાથે વાતચીત કરી લો.

ઉસ્માન—આ પ્રમાણે તેમને અહિં તેડી લાવવાની શી અગત્ય હતી ? જો તમે પોતેજ સઘળી બીના તેમને કહી દીધી હોત તો તે વધુ બંધબેસ્તુ થઇ પડત. પણ તમે તેમને અહિં તેડી લાવ્યાથી હવે લશ્કરી વ્યવસ્થા થવામાં ઢીલ થવાનો સંભવ છે. કેમકે હાલમાં

તો તે અહિં આવ્યા છે, એટલે અહિંથી ગયા પછીજ તે લશ્કર ઉભું કરવાની ગોઠવણ કરશે. પણ જો તમે તેમને સઘળી વાત ત્યાંજ કહી દીધી હોત તો તે લશ્કર ઉભું કરવાની વ્યવસ્થા કરી મુકત. પણ જ્યારે તમે તેમને અહિં તેડી લાવ્યા છો, ત્યારે કાંઇ પણ ઉપાય નથી. ઠીક ! તેમને અહિં બોલાવી લાવો.

આજ્ઞા મળતાંજ અબુઆમિર તેને સરદાર ઉસમાન સમક્ષ બોલાવી લાવ્યા. એટલે તેમણે તેને ઉચિત સન્માન આપ્યા પછી કહ્યું "મહાશય ! હું જિહાદ કરવાને માટે જઇ રહ્યો છું. જો કે મારી પાસે પુરતું લશ્કર છે, અને જરૂર પડે સ્પેનથી મદદ આવવાનો સંભવ છે, પણ આવા વખતે દરેક ઇસ્લામીની ફરજ છે કે અમને બનતી મદદ કરવી. કહો, તમે અમને કેટલું લશ્કર પુરૂં પાડી શકો છો ?"

સરદાર—નામદાર ! આપનો હુકમ બજાવવાને માટે તૈયાર છું. પણ અહિંની વસ્તીનો મોટો ભાગ ખ્રિસ્તીઓનો છે, કે જેઓ આપણને જઝીઆવેરો આપે છે. તેથી તે લોકો આપણી સાથે જિહાદમાં સામીલ થઇ શકે નહિ. માત્ર ૫૦ અરબી અને બરબરી સવારો શહેરના રક્ષણને માટે રાખવામાં આવ્યાં છે. અને આ પ્રમાણે તેઓ શહેરના રક્ષણને માટે મુકરર થએલા હોવાથી તેમને ત્યાંથી ખસેડવાનું કામ સલાહકારક નથી.

ઉસમાન--વારૂ ! એ તો ઠીક ! પણ અહિંના ધાર્મિક મદ્રેસાના શા હાલ છે, એ પણ જાણો છો ? મજકુર મદ્રેસા મારફતે કેટલા માણસો ઇસ્લામમાં જોડાયા ? અર્થાત હમણા તમારે ત્યાં કેટલા નવા મુસલમાનો છે ?

સરદાર-બધા મળીને લગભગ પાંચસો નવા મુસલમાનો છે. પરંતુ

તેમાંથી ભાગ્યેજ બસો માણસો પણ યુદ્ધમાં ભાગ લેવાને શક્તિમાન છે. જો આપની ઇચ્છા હોય તો હું તેમને આપની સાથે મોકલું. પણ તેઓ પુરેપુરો વિશ્વાસ રાખવાને લાયક નથી, એ મારે આપને પહેલાંથીજ કહી દેવું જોઇએ.

ઉસમાન—(મનમાં વિચાર કરીને) કાંઇ ફિકર નહિ! ઇસ્લામનો અંગીકાર કર્યા પછી ભાગ્યેજ કોઇ એવો કમનશીબ હોય કે જે ઇસ્લામથી ફરી જાય. માટે તમે કાંઇ પણ ચિંતા કર્યા વિના આવતી કાલે પ્રભાતેજ તેમને અહિં મોકલી દો તો સારૂં, નહિ તો હું અહિંથી ઉપડી ગયા પછી જે સ્થળે મારી છાવણી હોય ત્યાં મોકલજો.

આટલી વાતચીત થયા પછી ત્યાં એકઠા થએલા સઘળા માણસો પોતપોતાના તંબુમાં ચાલ્યા ગયા. તેમના ગયા પછી સરદાર ઉસમાન પણ ઝનાના તંબુમાં જઇને સુઇ રહ્યા. પ્રભાત થતાંજ ઇસ્લામી સેનાએ અકુઇતાની તરફ કુચ કરી. અને લગભગ પંદર સોળ માઇલનો પ્રવાસ કર્યા પછી તે અકુઇતાનીના એક વિભાગ સમાન ગણાતા “ કન્સરાની ” શહેરમાં દાખલ થઇ. અહિં માત્ર ૨૦૦૦ ખ્રિસ્તિ સૈનિકો હતા, કે જેઓ ઇસ્લામી સેના આવી પહોંચવાના સમાચાર મળતાંજ લડવાને માટે તૈયાર થઇ ગયા. અને ત્રણ હજાર નગરવાસીઓને પણ પોતાની સાથે લીધા. પણ જ્યારે તેમને શહેર બહાર ઇસ્લામી ફોજનો મુકાબલો થયો, ત્યારે તેઓ ભયભીત થઇને રણભૂમીમાંથી પલાયન થઇ ગયા. આ પ્રમાણે ઇસ્લામી સેનાને એક પણ માણસનું લોહી રેડયા વિના શહેરનો કબ્જો મળ્યો. રાત ત્યાંજ પસાર કરીને બીજા દિવસે પ્રભાતે ઇસ્લામી સેનાએ પ્રવા-

સનો પુનઃ આરંભ કર્યો. અને બપોર થતાં થતામાં તો "બરન્તરાન્દે" ની નિકટમાં આવી પહોચ્યા. આ શહેર નદીને કાંઠે આવેલું હતું. અને યુડિઝની સેના તેમનો પ્રતિરોધ કરવા માટે નદીને સામે કાંઠે પડી હતી. અને "કન્સરાની" થી નાસેલી સેના પણ તેની સાથે મળી ગઇ હતી. તે ઉપરાંત શહેરમાંથી પુષ્કળ વોલન્ટીયરો મળવાથી તેની સંખ્યામાં સારો વધારો થયો હતો. તેથી તે ઇસ્લામી સેનાને નદી ઉતરતી અટકાવવાને માટે આતુર હતી. આવી બારીક સ્થિતિ જોવા છતાં પણ ઇસ્લામી સેનાધ્યક્ષ કે સેના ઉભયમાંથી કોઇના પણ અંતઃકરણમાં ભયનો સંચાર થયો નહિ. કેમકે તેમના ગુપ્તચરો એવા સમાચાર લાવ્યા હતા કે ખ્રિસ્તી સેનાની છાવણીથી લગભગ બે માઇલ દુર નદીનું પાણી છીછરૂં હોવાથી તે સ્થળે સહેલાઇથી નદી ઓળંગી શકાશે. આ કારણથી સરદાર ઉસમાન પાયદળ લસ્કરને ખ્રિસ્તીઓના મુકાબલામાં રહેવા દઇને, ઘોડેસવારો સહિત ગુપ્ત રીતે તે તરફ ચાલી નિકળ્યા. અને નદી ઓળંગીને સામે કાંઠે પહોંચી ગયા. આ તરફ ખ્રિસ્તીઓ સામેની ઇસ્લામી સેના ઉપર શરવૃષ્ટિ કરી રહ્યા હતા, એટલામાં તેમણે પોતાની ડાબી બાજુએ અરબ લોકોના બ્યુગલનો નાદ સાંભળ્યો. તેથી તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. જોત જોતામાં તો "અલ્લાહો અકબર" નો પોકાર કરતાં કરતાં અરબ લોકો તેમના ઉપર ધસી આવ્યા. આ પ્રમાણે પોતાને બન્ને બાજુએથી ઘેરાયલા જોઇને ખ્રિસ્તી સૈનિકોએ રણભૂમીનો ત્યાગ કરીને જે દિશાએ માર્ગ સુઝ્યો તે દિશાએ નાસવા માંડયું. અને તેમની ભીરૂતાના પરિણામે આ શહેર પણ સહેલાઇથી મુસલમાનોના કબજામાં આવ્યું.

લાગલાગટ બે દિવસ સુધી યુદ્ધ કર્યાથી ત્રીજા દિવસે

દ્ધ નહિ કરતાં સરદાર ઉસમાને પોતાના સૈનિકોને પાંચ
દિવસ સુધી વિશ્રાન્તી લેવાની તક આપી. અને છઠ્ઠા દિવસે
જુમ્માની નમાઝ પઢીને સૈન્ય ઉપડવાની તૈયારીમાં હતું, એટ-
લામાં તશસકોના સૈનિકો આવી પહોંચ્યા. આ નવા આવેલા સૈનિકો
કી ૨૫ ઘોડેસવાર અને બાકીના પાયદળ હતા. ઉસમાને તેમને સ્પે-
ીથ ટુકડીમાં દાખલ કરીને કુચ કરવાની આજ્ઞા આપી. એટલે
સમુદ્રના ઉછળતા મોજાંની પેઠે લશ્કરે કુચ કરી. અને લાંબી લાંબી
મજલો કાપતાં બે દિવસમાં ત્રીસ માઇલની મુસાફરી કરી. અને એક
ળહુપ શહેરમાં મુકામ કરીને અનાજનો સંગ્રહ કર્યા પછી તરબલિસ
ામના એક પ્રખ્યાત શહેર તરફ કુચ કરી. આ સ્થળે શત્રુઓએ
લડાઇની સઘળી તૈયારીઓ પહેલાંથી કરી રાખી હતી. અને ફ્રેડરીક
ામનો એક સરદાર મુસલમાનોનો મુકાબલો કરવા માટે ૨૫ હજાર
ાણસોની એક સેના સહિત સજ થઇને તેમની માર્ગ પ્રતિક્ષા
રી રહ્યો હતો. ઉપર વર્ણવેલું શહેર ઇતુર નામક નદીની એક શા-
ખાના કાંઠા ઉપર આવેલું હતું. અને તેની સામે બાજુએ ફ્રેડ્રીકની
ેના હારબંધ ગોઠવાઇને ઉભી હતી. ઇસ્લામી સેનાએ નદીની આ
ાજુએ છાવણી નાખી. અને ઉભય પક્ષવાળાઓએ પોતાના હરીફો
ઉપર શર વૃષ્ટિ કરીને લડાઇનો આરંભ કર્યો. જો કે નદીનું પટ
ાંબુ ન હતું, તોપણ પાણી ઉંડું હોવાથી નૌકાઓ સિવાય પેલે પાર
ઇ શકાય તેમ ન હતું. પરંતુ આ બાબતની વ્યવસ્થા સરદાર ઉ-
માને પહેલાંથી કરી રાખી હતી. તે પોતાની સાથે કેટલાક ત્રાપા લાવ્યા
તા. તે ઉપરાંત શહેરના વહાણવટી લોકો પાસેથી તેમણે વીસ હો-
ીઓ મેળવી. આ ઉભય સાધનોની મારફતે પોતાની સેના સહિત
દી ઓળંગવાની તેમણે ચેષ્ટા કરી. અને તેમાં સફળ થતાં શત્રુઓએ

તેમને રોકવાની ઘણી ચેષ્ટા કરી. પણ તે વ્યર્થ ગઇ. અને હુમલો કરનારાઓ કાંતો ઘાયલ થઇને કે કાંતો મરણને વશ થઇને નદીમાં પડયા. આ પ્રમાણે ઇસ્લામી સૈનિકો શત્રુ દળનો પ્રતિરોધ કરતાં કરતાં સામે કાંઠે પહોંચી ગયા. અને શત્રુ સેના ઉપર આક્રમણ કરીને તેને સ્થાન ભ્રષ્ટ થવાની ફરજ પાડી. તેમને પાછા હઠતા જોઇને બાકી રહેલી ઇસ્લામી સેના પણ નદી ઓળંગી ગઇ. અરબ લોકોની આવી બહાદુરી જોઇને ફ્રેડ્રીક છક થઇ ગયો. અને પોતાના સૈનિકોને એકત્ર કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. અને તેમાં તે સફળ થયો. તેના નાસતા સૈનિકોએ પાછા ફરીને ઇસ્લામી સેના ઉપર આક્રમણ કર્યું. એટલે બન્ને પક્ષો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું. જેટલા બળથી ફ્રેંચોએ અરબ લોકો ઉપર હુમલો કર્યો, તેટલાજ બળથી તેમણે તેનો પ્રતિરોધ કર્યો. એટલે બન્ને પક્ષો વચ્ચે હાથોહાથની લડાઇ શરૂ થઇ. અને પળે પળે અનેક હતભાગી મનુષ્યો ઘાયલ થઈને અથવા મરણને શરણ થઇને પૃથ્વી ઉપર પડવા લાગ્યા. અને તેમના શબોથી રણભૂમી ઢંકાઇ ગઇ. એટલુંજ નહિ પણ સૈનિકોના વીર પોકારો; અને ઘાયલ થએલાઓની હૃદયભેદક ચિત્કારોથી રણભૂમીમાં એટલો ઘોંઘાટ થઇ રહ્યો હતો કે પાસે ઉભેલા માણસો પણ એક બીજાની વાત ભાગ્યેજ સાંભળી શકે. ફ્રેંચ લોકો સ્વદેશના બચાવ માટે લડતા હોવાથી, તેઓ વીરતા દાખવવામાં કાંઇપણ કચાસ રાખતા નહિ. પરંતુ અરબ લોકોના અદ્વિતીય શુરાતન આગળ તેમની વીરતા નકામી હતી. છેવટે પરાજીત થઇને તેઓ રણભૂમીમાંથી પલાયન થઇ ગયા. એટલે અરબ સેનાએ લગભગ દસ માઇલ સુધી તેમની પુંઠ પકડી. ફ્રેંચ સૈનિકો નાસતાં નાસતાં પાછા ફરીને લડતા હોવાથી દશ માઇલ સુધીમાં તો તેમની અનેક લાશો જમીન ઉપર પડી.

આ પ્રમાણે ફ્રેંચ લોકોનો પરાજય કરીને અમીર ઉસમાન પોતાની સેના સહિત તરઅલિસમાં દાખલ થયા. અને આખા શહેરની પ્રદિક્ષણા ફરીને શહેરની બહાર નદીને કાંઠે મુકામ કર્યો. અને ત્યાં ફરી ઠામ થયા પછી તેમણે પહેલું કામ એ કર્યું કે પ્રજાવર્ગ પાસેથી જઝીઆવેરો વસુલ કરી, પાદરીઓ અને સાધ્વીઓને સ્વતંત્રતાનો પરવાનો આપ્યો. આ કાર્યથી પરવાર્યા પછી તેમણે ઘાયલ થએલા ઇસ્લામી સૈનિકોને રહેવા માટે વિશાળ મકાનો ભાડે રાખ્યા. અને ઇસ્લામનું શિક્ષણ આપવા માટે એક મદ્રેસાની સ્થાપના કરી. મજકુર મદ્રેસામાં ધર્મશાસ્ત્ર ઉપરાંત અરબ્બી ભાષાનું પણ શિક્ષણ આપવામાં આવતું હતું. યુદ્ધ દરમ્યાન તેમણે જે દ્રવ્ય ઉપાર્જિત કર્યું હતું, તેનો પાંચમો ભાગ નામદાર અમીરને મોકલવામાં આવ્યો. અને શેષ રહેલું દ્રવ્ય સૈનિકો વચ્ચે એવી રીતે વ્હેંચી આપવામાં આવ્યું કે જેના પરિણામે અશ્વારોહીઓને બે ભાગ મળ્યા. અને પાયદળોને એક ભાગ મળ્યો. આ પ્રમાણે લુંટમાં મેળવેલા દ્રવ્યની વ્હેંચણી કર્યા પછી પોતાની ઇચ્છાનુસાર તેની વ્યવસ્થા કરવા માટે સૈનિકોને પરવાનગી આપવામાં આવી.

આ પ્રમાણે ઇસ્લામી સેનાને પ્રારંભના યુધ્ધમાં વિજય પ્રાપ્ત થવાથી તેમના ઉત્સાહમાં દશગણો વધારો થયો. એટલે તેમણે પ્રોત્સાહિત થઇને ઓલિરન તરફ કુચ કરી. આ સ્થળ સુવિખ્યાત હોવાથી જીનુસમાં સેન્ટ યોહનાના સમાધિગ્રહની જાત્રાએ જનારા જાત્રાળુઓ કેટલાક દિવસ અહિં ગુજારતા હતા. એટલુંજ નહિ પણ ઇનુસના પ્રવાસે જતાં શાહયુડિઝ પણ અહિં મુકામ કરતો હતો.

ઉપર્યુક્ત શહેર ઓડર નદીની બે શાખાઓના સંગમની નિકટમાં આવેલું હતું. ઉપર્યુક્ત શાખા નદીઓ ઘણી ઉંડી ન હતી. તરઅલિસના

પરાજય પછી યુડિઝની સેનાએ આ સ્થળે આશ્રય ગ્રહણ કર્યો હતો. અને યુડિઝે તેમને મદદ મોકલીને તેમના બળમાં વધારો કર્યો હતો. એટલુંજ નહિ પરંતુ નગરવાસીઓએ પણ ઇસ્લામીઓને આગળ નહિ વધવા દેવાની પ્રતિજ્ઞા લીધી હતી. પરંતુ હિમ્મત હારેલા માણસોને હિમ્મત આપીને પાછા ઉભા કરવા એ કામ કાંઇ સહેલું નથી. અને તેજ પ્રમાણે મહા મહેનતે લડવા માટે તૈયાર થએલા ફ્રેંચ સૈનિકો ઇસ્લામી સેના જોતાંજ ધ્રુજી ગયા. પણ સ્વદેશ અને કુટુંબ રક્ષાનો વિચાર આવતાંજ હૈયું કઠણ કરીને તેઓ લડવાને તૈયાર થયા.

શત્રુ સેનાને યુદ્ધ કરવા માટે તૈયાર ઉભેલી જોઇને અરબ સેનાએ તેના ઉપર આક્રમણ કર્યું. એટલે ઉભય દળોના સૈનિકો વચ્ચે ભીષણ યુદ્ધ ચાલ્યું. જે સ્થળે પહેલાં વરસાદનું પાણી વહેતું હતું, તે સ્થળે આજે લોહીની નીકો વહેવા લાગી. આ યુદ્ધમાં ઉભય પક્ષે એક સરખી વીરતાનો પરિચય કરાવ્યો. અને સુર્યાસ્ત થતાં સુધી તેમાંના એકે પણ રણભૂમીમાંથી પાછી પાની કરી નહિ. પણ સૂર્યાસ્ત થયા પછી રાત્રીના અંધકારને લીધે યુદ્ધ કરવાનું કામ અશક્ય હોવાથી ઉભય પક્ષે લડાઇ બંધ પાડી. પરંતુ આખા દહાડાના પરિશ્રમને લીધે સૈનિકોમાં પોતપોતાના તંબુએ જવાની પણ શક્તિ ન હોવાથી તેઓએ રણભૂમીમાંજ રાત્રી પ્રસાર કરી. અને પ્રભાતમાં સુર્યોદય થતાંજ પ્રાર્થનાના કાર્યથી પરવારીને યુદ્ધનો પુનઃ આરંભ કર્યો. જે સૈનિકો લડાઇની આગલી રાત્રે આખા દહાડાના પરિશ્રમથી થાકીને લોથપોથ અને અશક્ત થઇ ગયા હતા, તેઓ હવે જાણે શરીરમાં ભૂત ભરાયું હોય તેમ સશક્ત થઇને પોતાની વીરતાનો પરિચય કરાવવા લાગ્યા.

યુદ્ધ શરૂ થયાને માત્ર બેજ કલાક થયા હશે, એટલામાં મુસ-

લમાનોની કુમકે બીજા દશ હજાર માણસોનું તાજું લશ્કર આવી પહોંચ્યું. આ નવીન આગન્તુક સૈનિકોએ રણભૂમીમાં પ્રવેશ કરતાં પહેલાં દુરથીજ લશ્કરી વાજીંત્ર વગાડવા માંડયા. આ પ્રમાણે ઇસ્લામી સેનાને તાજા લશ્કરની કુમક મળવાથી ફ્રેંચ સૈનિકોના હાંજાજ ગગડી ગયા. અને તેઓ લડવું વઢવું મૂકી દઇને નાશી જવાને માટે કોઇ સુરક્ષિત સ્થળ શોધવાનો વિચાર કરવા લાગ્યા. તેમની આવી ભીરૂતાનો લાભ લઇને ઇસ્લામી સેનાએ તેમના ઉપર જબરો હુમલો કર્યો, કે જેનો પ્રતિરોધ કરવાને ફ્રેંચ સૈનિકો અશક્ત હોવાથી તેમણે રણભૂમીનો ત્યાગ કરીને જે દિશાએ માર્ગ સુઝયો તે દિશાએ પલાયન થવા માંડયું. તેમના સરદારોએ તેમને રોકવા માટે ઘણા ઘણા પ્રયત્ન કર્યા. પણ તે સઘળા નિષ્ફળ ગયા. અર્થાત ફ્રેંચ સૈનિકો નિજ સરદારોના કહેવા ઉપર કાંઇ પણ લક્ષ ન આપતાં બેવડી ઝડપથી નાસવા લાગ્યા. આ પ્રમાણે ફ્રેંચ સેના રણભૂમીમાંથી પલાયન થઇ ગયાથી મુસલમાનો વિજયી થયા. અને તેમણે શહેરનો કબજો લીધો.



## પ્રકરણ ૬ ઠું.

## પુત્રીનો પ્રેમ, અને પિતાની ચિંતા.

પ્રભાતનો સમય છે. એક પહોર દહાડો ચઢયો છે. અને પુર્વ-દિશામાં સૂર્ય ઝગઝગી રહ્યો છે. આ સમયે ફ્રેંચ નરેશ લુડિઝ સરિતા કિનારે પોતાના મહેલમાં સમયાનુસાર કાંઇક વિચાર કરતો આમતેમ ફરતો જણાય છે. ઉપર્યુક્ત રાજમહેલ એક સરિતાની નિકટમાં આ-વેલો છે. રાજા ઘડીકમાં પોતાના આસન ઉપર બેસીને કાંઇક વિચાર કરે છે, તો ઘડીકમાં મહેલની બારીમાંથી વહેતી સરિતાનું નિરીક્ષણ કરે છે. સૂર્યના કિરણ સરિતાના વહેતા નીર ઉપર પડવાથી તેનો દેખાવ આંખોને ઘણો પ્રિયકર અને મનોહર લાગે છે. જાણે સુર્ય સરિતાના ઉછળતા મોજાંઓ સાથે ગેલ કરી રહ્યો હોય એવો ભાસ થાય છે. અનેક જળસંચારિણી નૌકાઓ જળપ્રવાસ કરી રહી છે. અને પ્રવાસીઓ અરસપરસ વાર્તાલાપ કરતાં સૂર્યની લીલા નિહાળી રહ્યાં છે. નૌકાઓ કિનારા ઉપર આવતાંજ કેટલાક પ્રવાસીઓ તેમાંથી ઉતરી પડે છે. અને નવા પ્રવાસીઓ પ્રવાસ કરવાના હેતુથી નૌકામાં બેસે છે. આવેલા આગન્તુકોને લેવા, અને પ્રવાસે જતા પ્રવાસીઓને વળાવવા આવેલા સગાં સહોદરો, અને આપ્તજનોથી કિનારા ઉપર લોકોની મોટી મેદની જામી ગઇ છે. અને તેમણે પરિધાન કરેલા વિવિધ રંગના વસ્ત્રોથી દેખાવ ઘણો રમણીય લાગે છે.

આગળ બતાવ્યા પ્રમાણે લુડિઝ ઘડીકમાં મહેલની બારીએ આવી આ સઘળી લીલા જુએ છે, તો ઘડીકમાં ચિંતામગ્ન થઇને બારી-

એથી ખસી જાય છે. અને પોતાના ઓરડામાં, પોતાના આસન ઉપર બેસીને કાંઇક ઉંડા વિચારમાં નિમગ્ન બનતો જણાય છે. તેના મુખ ઉપરના ભાવ ઘડી ઘડીમાં બદલાતા જણાય છે. ઘડીકમાં તેના મુખ ઉપર ચિંતાના શ્યામ ચિન્હ જણાય છે. તો ઘડીકમાં અંતઃકરણમાં આશાનો આવિર્ભાવ થતાં તેના મુખ ઉપર ખુશાલીના ચિન્હો સ્પષ્ટ જણાઇ આવે છે. અર્થાત ઘડીકમાં તેનું મુખમંડળ ચિંતાથી મલિન થઇ જાય છે, તો ઘડીકમાં તે અમર આશાના પ્રતાપે ખીલી નિકળે છે. આ ઉપરથી જણાય છે કે તેની ચિંતા કાંઇ જેવી તેવી નથી. તેના અંતઃકરણ ઉપર કાંઇક પ્રચંડ આઘાત થએલો જણાઇ આવે છે. એટલુંજ નહિ પણ તેની ચિંતા કોઇ નબળા પોચાને તો યમસદન-માંજ પહોંચાડી દે તેવી છે. પ્રિય વાંચકો ! ચાલો આપણે રાજમહેલમાં પ્રવેશ કરીને રાજાની સ્થિતિનું અવલોકન કરીએ. અને તે કેવા વિચારો કરે છે તે સાંભળીએ.

આ સમયે રાજા પોતાના ખાનગી ઓરડામાં એક રત્નજડિત આસન ઉપર બેઠો છે. અને નીચી દ્રષ્ટિએ કાંઇક ઉંડો વિચાર કરી રહ્યો છે. તેનું મુખમંડળ ચિંતારૂપી વાદળાંથી આચ્છાદિત થએલું છે. તેની સામે એક નાના આસન ઉપર તેની પ્રાણ સમાન વ્હાલી પુત્રી ફ્લોરેન્સ બેઠી છે. પોતાના પિતાને ચિંતામગ્ન થએલો જોઇને રાજકુમારી પણ ચિંતાતુર થએલી દીસે છે. તેના મુખ મંડળ ઉપર ભય, ચિંતા અને પિતૃ લાગણીના ચિન્હ સ્પષ્ટ જણાઇ આવે છે. એક પિતૃભક્ત પુત્રી પોતાના પ્રાણથી પણ અધિક વ્હાલા પિતાને ચિંતાગ્રસ્ત અને દુઃખી કેમ જોઇ શકે ? તેજ પ્રમાણે રાજકુમારી-થી પણ પોતાના પિતાના શોકનો ભાર સહન થઇ શક્યો નહિ. તેથી કેટલીકવાર સુધી મૌન્ય રહ્યા પછી આજીજીથી તેણે પોતાના પિતાને

આશ્વાસન આપતાં કહ્યું "પિતાજી! આપ વ્યર્થ શોક શા માટે કરી રહ્યા છો? આપની મુખમુદ્રા ચિંતાથી મલિન અને શોકાકુળ થએલી જોઇને મારૂં કાળજું વિંધાઇ જાય છે. અને આપના કારણે સમસ્ત પ્રજામાં પણ શોક વ્યાપી રહ્યો છે. માટે શોકને દુર કરો. ચિંતાને પરહરો. અને આવેલી આપત્તિને ટાળવા માટે કાંઇક ઉદ્યમ કરો. હું આપને યથાશક્તિ સહાયતા આપવાને માટે ઉત્સુક છું."

યુડિઝ—પુત્રી! ખેદિત ન થાઉં તો શું કરૂં? આપણા રાજ્યનો પુર્વ વિભાગ શત્રુઓએ જીતી લીધો છે. અરે એટલુંજ નહિ પરંતુ અનેક વિસ્તીર્ણ, સમૃધ્ધિવાન, અને ધાર્મિક મહત્તાવાળા નગરો તેમણે હસ્તગત કર્યાં છે. સનતાલિઝિર, સનતાખરતરાન્દેહ, કન્સરાની, ઓલીરૂન, અને તરઅલિસ આદિ પ્રખ્યાત નગરો મુસલમાનોએ મારી પાસેથી જીતી લીધાં છે. અરે માત્ર આટલેથીજ ક્યાં પત્યું છે, તેમણે મારા પ્રિય નગર હનુસનો માર્ગ પણ રોકી રાખ્યો છે. તેથી હું ત્યાં પણ જઇ શકતો નથી. યુધ્ધ થયું તે પહેલાં મને મુસલમાનોની શક્તિનો કાંઇ પણ ખ્યાલ ન હતો. પણ હવે મને જણાયું કે તેઓ પ્રચંડ લડવૈયા અને પ્રૌઢ શક્તિશાળી છે. ઓલીરૂન, અને તરઅલિસના યુધ્ધમાં તેમણે એવું તો અપુર્વ પરાક્રમ દેખાડયું કે હું તો તે જોઇને દંગજ થઇ ગયો. અને મારી સઘળી હિમ્મત જતી રહી.

રાજકુમારી—પિતાજી! આપ શુરવીર થઇને આવા ઉદ્દ્ગારો કેમ કાઢો છો? હજી પણ નિરાશ થવાનું કાંઇ કારણ નથી. જો પ્રયત્ન કરશો તો ગએલી બાજી હાથ લાગવાનો સંભવ છે. માટે કમ્મર કસો. અને શત્રુઓ સામે ધસો. હજી આપણા શુરવીર સુભટો એવા છેક નિર્બળ થઇ ગયા નથી, કે તેઓ આપને આવી આપત્તિના સમયમાં નિરાધાર મુકી દે. હજી તેમનું શુરાતન છેક નષ્ટ

થયું નથી. તેઓ વીરજનેતાઓના વીરપુત્ર છે. માત્ર ઉત્સાહ ભગ્ન થઇનેજ તેઓ આમ ચુપચુપ બેશી રહ્યા છે. નહિ તો તેમના શરીરમાંથી શક્ષાતનનું એક બિંદુ પણ ન્યુન થયું નથી. તેમનો શક્ષાતન રૂપી અગ્નિ છારમાં દબાઇ રહ્યો છે, તેને સતેજ કરવાની જરૂર છે. જો આપ તેને સતેજ કરશો તો તે એક પ્રચંડ જ્વાળાના રૂપમાં પ્રગટી નિકળશે. માટે આપ તેમનો મંદ પડી ગએલો ઉત્સાહ પુનઃ સતેજ કરવાનો પ્રયત્ન કરો. આ કાંઇ માંહોમાંહેનું યુદ્ધ નથી કે તેઓ માત્ર દુર બેઠા બેઠા જોયા કરે. કોઇ દહાડો અમારો પણ વારો આવશે એમ સમજીને તેઓ આપને અવશ્ય મદદ કરશે. માટે આપ તેમને કોઇ પણ રીતે પુનઃ ઉત્તેજિત કરો.

યુડિઝ—પુત્રી ! હજી, તું નાદાન છે, તને દુનિઆનો કાંઇ પણ અનુભવ મળ્યો નથી. તેથી યુદ્ધના કાર્ય કેવા વિકટ હોય છે, તે તું ક્યાંથી જાણી શકે ? આપણા શત્રુઓને જેવા તેવા સમજીશ નહિ. તેઓ મહા પરાક્રમી અને અસાધારણ શક્તિવાળા છે, તેમનો વેગ મહાસાગર કરતાં પણ વિશેષ પ્રબળ છે. અને તે કોઇનો રોકયો રોકાય તેમ નથી. જેમ કોટ ચણી લેવાથી મહાસાગરનો વેગ રોકી શકાય નહિ, તેમ ઇસ્લામી સેનાનો વેગ પણ જેવા તેવા સૈનિકોથી રોકી શકાય તેમ નથી. અર્થાત જો મહાસાગરનો વેગ રોકી શકાય તોજ ઇસ્લામી સેનાનો વેગ પણ રોકી શકાય. જેમ મહાસાગરનો વેગ રોકવો અશક્ય છે. તેમ ઇસ્લામી સેનાનો વેગ પણ રોકી શકાય તેમ નથી. જેમ મહાસાગર પોતાની માઝા મુકીને બાંધ કામને તોડી નાખે છે. તેમ ઇસ્લામી સેના પણ પોતાનો પ્રતિરોધ કરવા ઉભેલી સેનાને જોતજોતામાં અસ્તવ્યસ્ત કરી નાખે છે. તેમણે જોતજોતામાં જગતના અર્ધ વિભાગ ઉપર પોતાની સત્તા જમાવી દીધી છે. આવું

વિસ્તીર્ણ રાજ્ય આજ સુધી કોઇ પણ પ્રજાએ મેળવ્યું નથી. યુરોપ, આફ્રિકા, અને એશિઆ આદિ ત્રણે ખંડોમાં તેમની વિજય પતાકા ફરકી રહી છે. એટલુંજ નહિ પણ તેમનું નામ સાંભળતાંજ શૂરવીર યોદ્ધાઓ પણ કંપી ઉઠે છે. રોમન જેવી પ્રબળ સત્તાએ પણ તેમની આગળ પોતાનું ઉન્નત મસ્તક નમાવ્યું છે. અને અવર પ્રબળ સા-મ્રાજ્યોના ઉન્નત મસ્તક પણ તેમની આગળ નમી ગયાં છે. પુત્રી ! આવા પ્રબળ શત્રુ સામે આપણે કામ લેવાનું છે. જ્યાં મોટાં મોટાં સામ્રાજ્યો પણ ટકી ન શકયા ત્યાં આપણું શું ગજું ? સિં-હની સામે શિયાળ કયાં સુધી ટકી શકે ? તેમ છતાં પણ મેં મારૂં બનતું કર્યું છે. અને હજી પણ કરી રહ્યા છું. શૂરવીર સેનાનીયો મારી પતાકા નીચે એકઠા થઇ રહ્યા છે. પરંતુ મને માત્ર નિરાશાનાજ ચિન્હો જણાય છે. ઓલિરૂનના યુદ્ધમાં મેં જે દેખાવ જોયો છે તે અને હતાશ બનાવી રહ્યો છે. ઉકત પ્રસંગે મારી પાસે સુનંદા સૈનિક હોવા છતાં પણ જ્યારે અમારો પરાજય થયો, ત્યારે હવે અનેક યુદ્ધમાં પરાજય પામી હતાશ બનેલા સૈનિકોથી વિજયની આશા કેમ રાખી શકાય ? યુદ્ધના પરિણામ રૂપી વિચાર માત્ર પણ મને ચિંતાતુર બનાવે છે. અને મારી સઘળી ચિંતાઓનું કારણ તેજ છે.

રાજકુમારી—પિતાજી ! આપ આવી રીતે છેક નિરાશ કેમ થઇ જાઓ છો ? એકવાર હાર્યા તો શું થઇ ગયું. ? હજી પણ પ્રયત્ન કરશો તો ગએલી બાજી પાછી હાથ લાગશે. જો આપણા સૈનિકો મુસલમાનો સામે રણભૂમીમાં ઉભા રહીને લડવાને અશક્ત હોય તો કિલ્લામાં રહીને લડવાનું સલાહકારક છે. આપણા કિલ્લાઓ ઘણા મજબુત અને સુરક્ષિત છે. અને મુસલમાનો પાસે દુર્ગનાશક સામગ્રી જોઇએ તેટલા પ્રમાણમાં નથી. તેથી આપણે કિલ્લામાં ભરા

તાંજ તેઓ તેને ઘેરી લેશે. અને તેવી સ્થિતિમાં આપણે કિલ્લામાં સુરક્ષિત રહીને તેમના ઉપર મારો ચલાવી શકીશું. મને તો આજ ઉપાય યોગ્ય જણાય છે.

યુડિઝ—અલબત ! તારી સુચના ઘણી ઉપયોગી અને સમયાનુસાર છે. પહેલાંથીજ અમારી તે ધારણા હતી. પરંતુ પેરીનીઝ પર્વતની સરહદમાં આવેલા આપણા કોઇ પણ નગરને સુરક્ષિત કિલ્લો નહિ હોવાના કારણેજ ના છુટકે મુસલમાનો સામે ખુલ્લા મેદાનમાં અમારે લડવું પડયું. અને તેમ કર્યા વિના અન્ય કાંઇ પણ ઉપાય ન હતો.

રાજકુમારી—હશે, જે થયું તે થયું, તેને માટે ચિંતા કરવી હવે નકામી છે. હવે તો કેવળ ભવિષ્યને માટેજ વિચાર કરવાનો છે. હાલમાં મુસલમાનોના માર્ગમાં આપણા ત્રણ પ્રૌઢ કિલ્લાઓ આવેલા છે. એક કુકુસેલ કે જે અહિંથી એંસી માઇલ દુર સમુદ્ર કાંઠે આવેલો છે. બીજો સોાલુમ કે જે અહિંથી સિત્તેર માઇલ દુર હોઇ નગરના મધ્ય ભાગમાં આવેલો છે. ઉભય નગરો અને તેમને લગતા સઘળા કિલ્લાઓ જીત્યા વિના તેઓ આગળ વધી શકશે નહિ. અને જો કદાચ ત્યાંથી પણ આગળ વધ્યા તો કુસીયોના કિલ્લા આગળ તો તેમને અવશ્ય થોભવુંજ પડશે. માટે પહેલાં તો આ ત્રણે કિલ્લાઓને વધારે મજબુત કરો. અને બે વરસ સુધી ચાલે તેટલી ભોજન સામગ્રી તેમાં એકઠી કરો. અમારા સૈનિકો તેમાં સુરક્ષિત રહીને મુસલમાનોને હંફાવશે.

યુડિઝ—પુત્રી ! હું પણ એજ વાતનો વિચાર કરી રહ્યો છું. કેમકે તેમ કર્યા વિના આપણો છુટકો નથી. પરંતુ ઓલિફનનો પ્રશ્ન હજી પણ મને સાલે છે.

રાજકુમારી—પિતાજી ! નિરાશ ન થાઓ. ધીરા પડો. જો આપણી આ યુક્તિ સફળ થશે તો આપણા શૂરવીર સૈનિકો મુસલમાનોને મારી હઠાવી આપણે ખોએલા નગરો તેમની પાસેથી પાછા જીતી લેશે.

યુડિઝ—પુત્રી ! તારૂં કહેવું ઠીક છે. પરંતુ આ યુક્તિ અમલમાં મૂકતાં પહેલાં અન્ય શૂરવીર અને કાર્યદક્ષ યોદ્ધાઓની સલાહ લેવાની પણ અગત્ય છે. અને તે ઉદ્દેશાનુસાર મેં કેટલાક યુદ્ધકુશળ સૈનિકોને અત્રે બોલાવ્યા છે. હમણા તેઓ આવતા હશે. જો તેઓ આવી જાય. અને આપણી યુક્તિને અનુમોદન આપે તો આવતી કાલે પ્રભાતેજ કાર્યનો આરંભ કરવાનો મારો વિચાર છે. અને જો સંજોગો અનુકુળ હોય તો કાલેજ હું અહિંથી ઉપડી જઇશ. અને કિલ્લાઓનું સમાર કામ કરાવીને પ્રારંભિક વ્યવસ્થા કરી લઇશ.

રાજકુમારી—પિતાજી ! આપની આ યુક્તિ મને તો રૂચતી નથી. મને તો એજ ઉચિત લાગે છે કે આપ અન્ય કોઇ પણ સ્થળે જવા કરતાં કુસીયો તરફ જવાનું સ્વીકારો. ત્યાં જવાથી મુખ્ય લાભ એ થશે કે ખુદીંગાલે હસ્તગત કરીને મુસલમાનો પાધરા ત્યાં આવશે. અને આપ તેમને ત્યાંથી આગળ વધતાં અટકાવી શકશો. કુકુસેહ અને સોલ્યુમના રક્ષણનો ભાર મને સોંપો. અને ત્યાં જવાની આજ્ઞા આપો. હું ત્યાં જઇને કેવું પરાક્રમ કરૂં છું તે આપ જોશો. મને આશા છે કે હું શત્રુઓને ત્યાંજ અટકાવીને આગળ વધવા દઇશ નહિ.

યુડિઝ—પુત્રી ! તારે માટે યુદ્ધમાં જવાનું સલાહકારક નથી. અને તે કાર્ય તારે કરવા લાયક પણ નથી. યુદ્ધનું કાર્ય મહા કઠિન છે. અને તે તારા જેવી કોમળાંગીથી ભાગ્યેજ થઇ શકે. રણભૂમિમાં

ક્ષુધા, તૃષા આદિ અનેક પ્રકારના સંકટો સહન કરવાં પડે છે. અરે પ્રસંગોપાત તો રાત્રી સમયે કાંતો ખુલ્લા મેદાનમાં અથવા ઘોડાની પીઠ ઉપરજ સુઇ રહેવું પડે છે. આ તારા જેવી રંગમહેલમાં ઉછરેલી એક કોમળાંગીથી કેમ બનશે ? વળી જો તું ભાગ્યવસાત શત્રુના હાથમાં કેદ થાય તો આટલી વૃદ્ધાવસ્થામાં મારી શી ગતિ થાય તેનો વિચાર પણ તારે કરવો જોઇએ. આ સઘળા સંજોગો જોતાં તને મારી સાથેજ રાખવાનું મને તો ઉચિત લાગે છે.

રાજકુમારી—પિતાજી ! આપ આમ શા માટે ગભરાઓ છો ? મારા તરફથી નચિંત રહો. જો કે આ દેહ કેવળ રણવાસમાં રહેવાનેજ સરજાએલું છે, તો પણ આપ જોઇ શકશો કે તે યુદ્ધમાં પણ કેવું કામ કરી શકે છે ? આ હાથ કે જે રત્નકંકણ પહેરવાને સરજાયલાં છે તે યુદ્ધમાં કેવું કાર્ય કરે છે તે જોઇને આપ દંગ થઇ જશો. મુસલમાનો તરફથી આપ નચિંત રહો. તેઓ જેટલા શૂરવીર છે. તેટલાજ દયાળુ પણ છે. તેમના અંતઃકરણ દયાથી ભરપુર હોય છે. તેઓ યુદ્ધમાં પકડાયલા કેદીઓ સાથે ઘણી સભ્યતા અને દયા ભાવથી વર્તે છે. યુદ્ધમાં પકડાએલા વૃદ્ધો, અને સ્ત્રીઓ તરફ સભ્યતાથી વર્તવાનો તેમનો ધર્મ તેમને ઉપદેશ આપે છે. ખરેખર, કેદીઓ સાથેની તેમની વર્તણુંક અન્ય પ્રજાઓ કરતાં ઘણીજ ઉત્તમ છે. આજ સુધી તેમણે કેદ પકડાએલી કોઇપણ સ્ત્રી સાથે અસભ્ય વર્તણુંક ચલાવી હોય એવો એક પણ બનાવ ઇતિહાસમાંથી ભાગ્યેજ મળી આવશે. એટલુંજ નહિ પણ કેટલીક રાજકુમારીઓને તો તેમણે માન સહિત તેમના રાજ્યમાં પાછી મોકલી આપી છે. આ પ્રકારના અનેક બનાવો ઇતિહાસમાંથી મળી આવે છે. ટુંકમાં કહેવાનો ભાવાર્થ એજ કે આ બાબતમાં તેમના જેવી વિવેકી અને સભ્ય પ્રજા ભાગ્યેજ

બીજી કોઇ હશે. માટે આપ ચિંતાનો ત્યાગ કરીને મને યુદ્ધમાં જ-વાની આજ્ઞા આપો.

યુડિઝ--પુત્રી ! હું તને મારાથી વિખુટી પાડવા ઇચ્છતો નથી. કેમકે તારી ગેરહાજરીમાં મારાથી કાંઇ પણ બની શકશે નહિ. અને તારી ચિંતામાંને ચિંતામાં હું કાંઇ પણ વ્યવસ્થા કરી શકીશ નહિ. માટે, તને તો મારી સાથેજ રાખવાનું ઉચિત છે.

રાજકુમારી—પિતાજી ! આપ આટલા વ્યાકુળ કેમ થાઓ છો ? શું હું કદી પણ યુદ્ધમાં ગઇ નથી ? અથવા શું આપે મને કદી પણ રણભૂમીમાં મોકલી નથી ? અને જ્યારે હું અનેક યુદ્ધમાં જઇ આવી છું, તો આ યુદ્ધમાં જવાનો શો વાંધો છે ?

યુડિઝ—પુત્રી ! શું તું તે નાના વિગ્રહોની આ મહાભારત યુદ્ધ સાથે સરખામણી કરે છે ? ખરેખર, તે તારી મોટી ભુલ છે. આ યુધ્ધ કાંઇ જેવું તેવું નથી. પહેલાના નિર્જીવ વિગ્રહો અને આ મહા-ભારત યુધ્ધમાં આકાશ પાતાળ જેટલો તફાવત છે. માટે મારૂં કહ્યું માની જા. અને યુદ્ધમાં જવાની હઠ ન લે.

રાજકુમારી—પિતાજી ! આમ દુરાગ્રહ કરીને મને નિરાશ ન કરો. મને આ યુદ્ધમાં જવાની ઘણી હોંશ છે; તેને કોઇપણ રીતે પુરી કરો. જો આપ મને રાજી ખુશીથી જવા નહિ દો તો હું ગુપ્ત રીતે અહિંથી પલાયન થઇ જઇશ. પરંતુ ગમે તેમ કરીને ત્યાં જઇશ તો ખરીજ.

યુડિઝ—પુત્રી ! જો તારી આવીજ ઇચ્છા હોય તો હું તને એક શરતે યુદ્ધમાં ભાગ લેવાની રજા આપું છું. અને તે એ છે કે ત્યારે કોઇપણ સ્થળે જવાનો વિચાર માંડી વાળજો. અને મારી સાથે રહીને શત્રુઓને હંફાવજો.

રાજકુમારી—પિતાજી! આપનું કથન શૂરવીરોને શરમાવનારૂં છે. શત્રુઓ આવતાં સુધી તેમની માર્ગ પ્રતિક્ષા કરવી, અને સામે જઇને યુદ્ધ ન કરવું એ કા પુરૂષનુંજ કાર્ય છે. આપ શૂરવીર થઇને આવી વાતો કરો છો એથી મને ઘણી નવાઇ લાગે છે. માટે, હાથ જોડીને આપની આગળ વિનંતી કરૂં છું કે કૃપા કરીને આપ મને રોકો મા. અને કાંઇપણ વિલંબ ન કરતાં મને મારા ધારેલા કાર્યનો આરંભ કરવા દો. હું શત્રુઓને ત્યાંજ અટકાવીશ. અને એક ડગલું પણ આગળ ભરવા દઇશ નહિ.

યુડિઝ—પુત્રી! જો તારી આવીજ ઇચ્છા હોય તો હું લાચાર છું. તારી હઠથી હવે તો હું છેકજ હારી ગયો છું. હું તને રજા તો આપીશ. પરંતુ તે પહેલાં આ બાબતમાં મારા પ્રધાનોની સલાહ લેવાની અગત્ય છે. માટે સલાહ મળતાં સુધી અહિંથી જવાની હઠ કરીશ નહિ. બેટા! તું જાણે છે કે તારા સિવાય મારે અન્ય સન્તાન પણ નથી કે જે મારી સેવા સુશ્રુષા કરે. અને મારા મૃત્યુ પછી રાજ્યનો કારભાર ચલાવે. હજી પણ મારી ઇચ્છા તો એ છે કે તું કુસીયોના કિલ્લામાં જઇને રહે. અને હું મુસલમાનોના મુકાબલામાં જાઉં.

રાજકુમારી—પિતાજી! બીજા અનેક સુભટો હોવા છતાં એક રાજકર્તા શત્રુઓ સામે યુદ્ધ કરવા જાય એ વાત ભાગ્યેજ કોઇપણ પસંદ કરે. રાજાએ ત્યારેજ શત્રુ સામે ધસવું જોઇએ કે જ્યારે તેના સિવાય અન્ય કોઇપણ સેનાધ્યક્ષ શેષ રહ્યો ન હોય. હું જીવતી હોવા છતાં આપને તેમ કરવા દઉં એ મને તો યોગ્ય લાગતું નથી.

યુડિઝ—પુત્રી! તેં મને છેકજ મહાત કર્યો છે. ઠીક! જેવી તારી ઇચ્છા. પરંતુ આ બાબતમાં મારા પ્રધાનોની સલાહ લેવાની અગત્ય છે. તેમની સલાહ લીધા પછી તને છેવટનો જવાબ આપીશ.

તેમનો આવવાનો વખત થયો છે. માટે, હાલમાં તો તું બીજા ઓર-ડામાં જઇને બેસ. અને તારી સખીઓ સાથે વિનોદ કર.

આ પ્રમાણે કહીને તેણે પોતાના અનુચરને સાદ આપ્યો. એટલે એક સુંદર વસ્ત્રધારી યુવક તે સ્થળે દોડી આવ્યો. અને અદબ કરીને પોતાના અન્નદાતા સામે ઉભો રહ્યો. સેવકને હાજર થએલો જોઇને યુડિઝે તેને આજ્ઞા આપતા કહ્યું "છોકરા! દરબારીઓ દરબાર ગૃહમાં આવ્યા છે કે નહિ તે ઝટ જઇને જોઇ આવ." પ્રતીઉત્તરમાં નમન કરતાં નોકરે કહ્યું "કૃપાળુ! તેઓ સઘળા આવી ગયા છે, અને કાર્ય આરંભવા માટે આપનીજ વાટ જોવાય છે. હમણા હું ત્યાંથીજ આવું છું." "તો ચાલો" એમ કહીને યુડિઝ તે નોકર સહિત દરબારમાં ગયો. રાજા જતાંની સાથેજ રાજકુમારીની સાહેલીઓ કે જે તેના જવાની વાટ જોતી, બીજા ઓરડામાં બેઠી હતી, તે એકદમ ઓરડામાં ધસી આવી. તેમણે ઓરડામાં જેવો પ્રવેશ કર્યો કે તરતજ રાજકુમારીએ તેમને આવકાર આપતાં કહ્યું "પધારો, બેનો! હું તમારા દર્શનને માટે ક્યારની આતુર થઇ રહી છું. કેમ ખુશીમાં તો ખરાંને?"

એક સાહેલી—હા, બેન, આપના આશિષ, અને જગતકર્તાની કૃપાથી અમે સર્વે સારી પેઠે છીએ. અને જ્યાં આપ જેવી રાજકુમારીનો અષ્ટોપ્રહર સમાગમ રહેતો હોય ત્યાં આનંદનું તો પૂછવુંજ શું? ખરેખર, બેન, આપની કૃપાદૃષ્ટિ વડે અમે નિરંતર આનંદ આનંદ, અને આનંદમાંજ રહીએ છીએ. કહો, બેન, આપતો આનંદમાં છોને? પણ વારુ બેન! આપ યુદ્ધમાં જવાનું કહેતા હતા તેનું કેમ થયું?

રાજકુમારી—બેનો! આપ સર્વના આશિષ, અને જગત્ કર્તાની કૃપાદ્રષ્ટિથી હું ક્ષેમકુશળ છું. પરંતુ આજકાલ એક એવા અગત્યના કાર્યમાં રોકાએલી છું કે લેશ માત્ર પણ અવકાશ મળતો નથી. મુસલમાનોએ આપણા દેશ ઉપર ચઢાઇ કરીને તેનો કેટલોક ભાગ જીતી લીધો છે, એ વાત તો તમે પણ જાણો છો. આ લોકો સામે યુધ્ધ કરવાની મને ઘણી હોંશ છે, પણ પિતાશ્રી તેમ કરવાની રજા આપતા નથી.

એક સાહેલી—બેન! જો એમજ હોય તો તેમની આજ્ઞાનો અનાદર કોણ કરી શકે છે?

બીજી સાહેલી—એ તો ખરૂં? પરંતુ મહારાજા રાજકુમારીને યુદ્ધમાં જવાની આજ્ઞા આપતા નથી એ ઠીક થતું નથી. રાજકુમારીની સૌંદર્યતાની કદર થવાનો આ ખરો પ્રસંગ છે. રાજકુમારી પાસે એવાં તો પ્રબળ શસ્ત્રો છે કે જેનો પ્રતિરોધ માનવ, દાનવ કે દેવ કોઇને માટે પણ શક્ય નથી. મહા સમર્થ મહાત્માઓ પણ તેનો પ્રતિરોધ કરી શકે તેમ નથી. માત્ર એકજ મદનશર છુટયો કે જોઇ લો તેનો પ્રભાવ. પરિણામે અનેક યોદ્ધાઓ ઘાયલ થએલાજ સમજવા. અને જ્યાં અદ્રશ્ય કટારનો ઘા વાગ્યો ત્યાં તો પૂછવુંજ શું? ભાગજોગે જો કોઇ તેમની ઇંદ્રજાળ કરતાં પણ અધિક પ્રભાવવાળી નાજુક શંખલાઓમાં સપડાઇ ગયો તો તેનો તો મૂએજ છુટકો સમજવો. તે ગમે તેવો શૂરવીર હોવા છતાં બંધન તોડીને બહાર નિકળી શકેજ નહિ.

ત્રીજી સાહેલી—બેન! તમારૂં કહેવું વાસ્તવિક છે. જેમ આપણી રાજકુમારીએ અનેક શૂરવીરોને પોતાના અપાર સૌંદર્યવડે આંજ

નાખ્યા છે, તેમ તે આ યુદ્ધ પ્રસંગે પણ ઇસ્લામી સેનાધ્યક્ષને પોતાની ઇંદ્રજાળિક શૃંખલાઓમાં બંધિત કર્યા વિના રહેશેજ નહિ.

રાજકુમારી—એનો ! તમે તો મારૂં હાસ્ય કરવામાં અવધિજ કરી છે. શું આ હાસ્ય કરવાનો સમય છે ? હમણા, હમણા, મને યુદ્ધ વિષયક વાતો સિવાય બીજી કોઇપણ વાતમાં રસ પડતોજ નથી. અને તેથીજ મેં પિતાજી પાસે યુદ્ધમાં જવાની માગણી કરી હતી. મેં તેમને સમજાવવામાં કાંઇ પણ બાકી રાખ્યું નથી. પણ તેઓ ન સમજ્યા તે નજ સમજ્યા. મેં તેમને એટલે સુધી પણ કહ્યું કે ખુલ્લા મેદાનમાં તો યુદ્ધ થઇ ચુક્યું છે. હવે માત્ર કિલ્લામાં ભરાઇનેજ યુદ્ધ કરવાનું છે, અને તેમાં ઝાઝો ભય પણ નથી. માટે કુકુસેહ અને સોત્સુમના કિલ્લાના રક્ષણનો ભાર મને સોંપો. પ્રથમ તો તેમણે મારી માગણી સ્વીકારી નહિ. પણ ઘણી આનાકાની પછી તેમણે મને યુદ્ધમાં જવાની આજ્ઞા આપી છે. પણ એવી શરતે કે તે વાતમાં જો પ્રધાન હા કહે તોજ જવા દેવામાં આવે.

પહેલી સાહેલી—બેન ! જો એમજ હોય તો આપ જઇ રહ્યા ! ન તો પ્રધાન આ વાતને અનુમોદન આપશે કે ન તો અન્ય કારભારીઓ. અને જ્યારે તેઓ આ વાત જાણશે કે સ્વયં સમ્રાટ આ કાર્યની વિરૂદ્ધ છે ત્યારે તો તેઓ ભાગ્યેજ આપના મતને અનુમોદન આપશે.

રાજકુમારી—બેન ! ભલે તેમ થાય, પણ હું તો યુદ્ધમાં જવાનીજ. હું મારા દૃઢ નિશ્ચયમાંથી કદી પણ ફરીશ નહિ. પિતાશ્રી મારી શક્તિ, અને શત્રુદમન કરવાની મારી કળાથી કેવળ અજ્ઞાન હોવાના કારણેજ મને યુદ્ધમાં જવાની રજા આપતા નથી. તેથી આ વખતે યુદ્ધમાં આપને પરાક્રમ કરવાનો અને પિતા તેમજ દુનિઆને મારી કળાનો પ્રભાવ દેખાડવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે.

બીજી સાહેલી—બેન ! શું આપણા મહારાજા આપની કથાથી હજી સુધી અજ્ઞાન છે ? ઘણું આશ્ચર્ય ! આપણા સૈનિકોએ આ વિષે તેમને કેમ કાંઈ કહ્યું નહિ હોય તે સમજાતું નથી.

રાજકુમારી—હા બેન ! મને પણ એજ વાતની નવાઇ લાગે કે સૈનિકોએ આ વાત પિતાશ્રીને કેમ કરી નહિ ? સત્ય વાત કહેવાનું તો બાજુએ રહ્યું, પણ ઉલટા તેઓ નિજ શૂરાતનના ગીત ગાવા લાગ્યા. અને પોતાના પ્રતાપેજ વિજય પ્રાપ્ત થયો હતો એવું દેખાડવા લાગ્યા. એક સ્ત્રીએ પિતાશ્રીને તે વાત કરી હતી. પણ તેમણે તે વાત માની નહિ.

ત્રીજી સાહેલી—ગમે તેમ હોય, પણ આપના પિતાશ્રી આપને યુદ્ધમાં જવાની રજા આપે એ મને તો સંભવીત લાગતું નથી.

રાજકુમારી—બેનો ! પિતાશ્રી મને રજા આપે કે ન આપે તેની મને ચિંતા નથી. હું તો મારા મનમાં જે વાતનો નિશ્ચય કરી ચુકી છું તે કદી પણ ફેરવીશ નહિ. ગમે તેવા ઉપાયે હું યુદ્ધમાં તો જવાનીજ. અને તમારે પણ મારી સાથે આવવું પડશે.

ચોથી સાહેલી—બેન ! અમે આપની સાથે યુદ્ધમાં આવવાને તૈયાર છીએ. ત્યાં આવીને જોઇશું કે આપના તીક્ષ્ણ શસ્ત્રો શત્રુઓ, અને મુખ્યત્વે કરીને તેમના સેનાપતિ ઉપર કેવી અસર નિપજાવે છે ? જેવો આપ સેનાધ્યક્ષને મદનશરથી ઘાયલ કરશો કે તરતજ અમે તેને પકડી લઇશું. પછી આપ તેને જ્યાં કેદ કરવો ઘટે ત્યાં કેદ કરજો.

૧ લી સાહેલી—પણ બેન ! સઘળાં શસ્ત્રો સજ કરીનેજ રાખજો. જો, જો, કોઇ શસ્ત્ર પોતાનું કાર્ય કરવામાં નિષ્ફળ ન જાય. અને શત્રુદળના સેનાધ્યક્ષને સપડાવવા માટે બાણ પણ તૈયારજ રાખજો.

ના આ વાળ સોનેરી જાળ સમાન છે, પરંતુ શત્રુને તેમાં સપ-
વા માટે તેને વ્યવસ્થાસર રાખવાની જરૂર છે. આપના નાજુક
બેડીઓ સમાન છે. પણ શત્રુને સપડાવવા માટે તેમને પ્રસારી
વાની જરૂર છે. આપના પયોધરો તીક્ષ્ણ કટાર સમાન છે. પણ
ઉપર પ્રભાવ પાડવા માટે તેમને સતેજ કરવાની જરૂર છે. આ-
શરીર રૂપી કિલ્લાના બન્ને સ્થંભો શત્રુને સદાકાળ બાંધી રાખવાને
પુરતા છે. પણ તેમના ઉપયોગ કરવાની અગત્ય છે. ખરેખર
! આપનું કોમળ શરીર એક અજીત કિલ્લા સમાન છે તેના
ભાગ ઉપર હુમલો કરવામાં આવે ત્યાં સપડાઇ જવાનો સંભવ
બેન ! જો, જો, શત્રુને વશ કરવામાં આપના સુકોમળ શસ્ત્રોને
યોગમાં લેતાં ચુકશો.

૨ જી સાહેલી--બેન ! આ વાતમાં રાજકુમારી અતિ પ્રવિણ.
એક મહા સમર્થ પંડિતા સમાન છે. તેમને કાંઇ પણ શિખવવું
તેમ નથી. તેમના તીક્ષ્ણ પણ નાજુક શસ્ત્રો યુદ્ધમાં કેવું કામ
છે તે તમે પ્રત્યક્ષ જોશો.

રાજકુમારી--બેનો ! હું તો એજ ઇચ્છું છું કે કોઇ પણ
મુસલમાન સેનાધ્યક્ષ સાથે મારો મુકાબલો થાય. જો એવો
મળે તો થોડીવાર સુધી યુદ્ધ કરીને મોઢા ઉપરથી બુરખો
ડી લઇશ, અને જોઇશ કે મારા સૌંદર્યની તેના ઉપર કેવી અસર
છે ? અને તેના ઉપર મારો જાદુ ચાલે છે કે નહિં ?

૩ જી સાહેલી—બેન ! આપનો જાદુ કોઇ પણ વખતે નિષ્ફળ
છે કે આ વખતે તે નિષ્ફળ જશે ? અને તો ખાત્રી છે કે આ-
જાદુ અવશ્ય સફળ થશે.

આ પ્રમાણે પાંચે સાહેલીઓ વચ્ચે વાર્તાવિનોદ થઈ રહ્યો છે,

એટલામાં સમ્રાટ યુડિઝ દરબાર ગૃહમાંથી તે સ્થળે આવી પહોંચ્યા. અને સિંહાસન ઉપર આસન લીધું. તેમને જોતાંજ ચારે સાહેલીઓ સમ્રાટના અનુચર સાથે મહેલના અન્ય વિભાગમાં ચાલી ગઇ. થોડી વાર મૌન્ય રહ્યા પછી વાતનો આરંભ કરતાં યુડિઝે કહ્યું. "પુત્રી ! ઘણીવાર સુધી ચર્ચા કર્યા પછી છેવટે અમે એવા નિશ્ચય ઉપર આવ્યા છીએ કે આ પ્રસંગે ખુલ્લા મેદાનમાં યુદ્ધ નહિ કરતાં કિલ્લામાં ભરાઇ રહેવું. અને તે કાર્યને માટે કિલ્લાઓને સુરક્ષિત અને મજબુત બનાવવાની અગત્ય છે. પ્રથમ તો ડ્રકુસેલ, અને સાત્યુમના કિલ્લાઓને મજબુત બનાવવાની જરૂર છે. આ હેતુ પાર પાડવાને માટે આપણી પાસે પચાસ હજાર માણસોની જે સેના છે તે આવતી કાલેજ હું ત્યાં મોકલી આપીશ. અને હું પણ કાસિયોના કિલ્લાની રક્ષા કરવા માટે ત્યાં ઉપડી જઇશ."

રાજકુમારી—પિતાજી ! આપની વ્યવસ્થા સારી છે. પરંતુ મને યુદ્ધમાં મોકલવાના સંબંધમાં આપે શો નિશ્ચય કર્યો છે તે કૃપા કરીને કહેશો ?

યુડિઝ—પુત્રી ! તને યુદ્ધમાં જવા દેવી કે કેમ તેના સંબંધમાં પણ અમે ચર્ચા કરી હતી. પ્રથમ તો પ્રધાનમંડળે તે વાતનો અસ્વીકાર કર્યો. પણ જ્યારે મેં તેમને તારો આગ્રહ કહી બતાવ્યો, ત્યારે તેમણે તારી દરખાસ્તને અનુમોદન આપ્યું. અમે માનીએ છીએ કે તારા યુદ્ધમાં જવાથી અમને ઘણો લાભ થશે. તારા પ્રતાપે સૈનિકોને પણ શૂર ચઢશે. અને તેઓ તારી ઉત્કંઠતાથી યુદ્ધમાં પ્રાણ આપશે, એ સંભવિત છે. માટે તને યુદ્ધમાં જવાની રજા આપું છું.

રાજકુમારી—પિતાજી ! આપની આજ્ઞા સાંભળીને મને ઘણો

આનંદ થયો છે. પણ હવે મારે અહિંથી ક્યારે ઉપડવું; તે નક્કી કરવાની અગત્ય છે.

બુડિઝ—પુત્રી ! તું એકલી યુદ્ધમાં જાય તેના કરતાં, મારી સાથે આવે, તે હું હજી પણ વધારે પસંદ કરૂં છું. જ્યારે જગત કર્તાએ મને તારા જેવી એક શૂરવીર પુત્રી આપી છે, ત્યારે, મારે તેનો લાભ શા માટે ફેંકાવવો ન જોઇએ ?

રાજકુમારી—નહિ, પિતાજી ! આપ કોસિયોનું રક્ષણ કરો. અને મને કુકુસેલ તેમજ સોતિયુમનું રક્ષણ કરવા દો. જો કદાચ મારો પરાભવ કરીને શત્રુઓ આપની પાસે આવશે તો તેમના આવતાં પહેલાંજ હું આપને આવી મળીશ.

બુડિઝ—પુત્રી ! જો તારી એવીજ ઇચ્છા હોય તો જા. હું તને જવાની ના પાડતો નથી. ઈસુખ્રિસ્ત તારૂં રક્ષણ કરો.

છેવટના શબ્દો પુરા થતાંજ બુડિઝનું હૈયું ભરાઇ આવ્યું. પણ પોતાનું અંતઃકરણ કઠણ કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો. તે જેવો ગયો કે તરતજ રાજકુમારીએ પોતાની સાહેલીઓને બોલાવીને યુદ્ધમાં જવાની તૈયારીઓ કરવા માંડી અને બીજે દિવસે પ્રભાતે સોતિયુમના કિલ્લા તરફ ઉપડી ગઇ.

## પ્રકરણ ૭ મું.



### ઇસ્લામી સેનાધ્યક્ષની કાર્યદક્ષતા.

ઓલિરૂન શહેર હસ્તગત કર્યા પછી ઇસ્લામી સેનાધ્યક્ષ ઉસમાને લાંબા સમય પર્યંત ત્યાંજ નિવાસ કર્યો. અને ભિન્ન ભિન્ન સરદારોની સરદારી તળે આસપાસના ગામડાંઓ, તેમજ સહેલાઇથી જીતી શકાય એવા નગરો ઉપર સેના મોકલી. આ પ્રમાણે તેણે પેરીનીઝ પર્વતનો સઘળો પ્રદેશ જીતી લીધો. જીતાયલા પ્રદેશ ઉપર દેખરેખ રાખવા માટે તેણે સુબાઓ નિમ્યા. અને પ્રજાને ન્યાય આપવા માટે ન્યાયાલયો સ્થાપ્યા.

આ પ્રમાણે વ્યવસ્થા થઇ રહી છે, એટલામાં તેણે મંગાવેલી કુમક આવી પહોંચી. એટલે સૈન્યમાં ત્રીસ હજાર માણસોનો વધારો થયો. આ નવા માણસોના આગમનથી લાંબા સમય પર્યંત લઢીને થાકી ગએલા સૈનિકોના ઉત્સાહમાં અપૂર્વ વધારો થયો. અને તેઓ પુનઃ ઉત્સાહિત થઇને યુદ્ધનો ઉદ્યોગ કરવા લાગ્યા. આ ચતુરંગી સેનામાં મુખ્યત્વે કરીને ઘોડેસ્વારોની સંખ્યા વિશેષ હતી. અને તેઓએ ગત્ યુદ્ધોમાં એવા તો અપૂર્વ પરાક્રમ દેખાડયા હતા કે શત્રુઓ તેમના દર્શન માત્રથીજ કંપતા હતા. ઇસ્લામી હયદળે ફ્રાંસની રણભૂમિમાં અપૂર્વ પરાક્રમ દેખાડી અક્ષય કીર્ત્તિ પ્રાપ્ત કરી હતી. અને જગેજગ તેમના જશ ગવાતા હતા. [illegible] નહિ પણ ફ્રાંસની કોકિલસ્વરી અપ્સરાઓ પણ તેમના ગુણોનું ગાન કરતી હતી. ટુંકમાં ઇસ્લામી હયદળની કીર્ત્તિ ક્ષિતિજ પર્યંત વ્યાપી ગઇ હતી.

આ પ્રમાણે સેનામાં નવા સૈનિકોની ભરતી થવાથી ઇસ્લામી સેનાધ્યક્ષે પોતાની દૃષ્ટિ અંદાલુસતાની તરફ ફેરવી. આ સ્થળની રમણીયતાએ તેનું આકર્ષણ કર્યું હતું. આ પ્રમાણે તે સેના મોકલવાનો વિચાર કરી રહ્યો છે, એટલામાં તેને સમાચાર મળ્યા કે અબ્બાસ નામક એક સરદાર તુલુસ શહેર જીતી ગુરૂના નદીના આ તીરે ઉતરી આવ્યો છે. અને લકતુરેહ શહેર જીતી ગરસ નદી ઓળંગી અગમ શહેર તરફ આગળ વધવાની ધારણા રાખે છે. આ સમાચાર સાંભળીને ઇસ્લામી સેનાધ્યક્ષને ઘણો આનંદ થયો. અને આનંદના વેગમાં આવી જઇને તે બોલી ઉઠ્યો કે, "ચાલો! મારી ધારણા પાર પડી. હવે એ તરફ જવાની કાંઇ પણ અગત્ય નથી. હવે તો પેરીનીઝના પહાડી પ્રદેશમાં રખડવાને બદલે યુડિઝની રાજધાની બુર્દીગાલે ઉપર આક્રમણ કરવાની અગત્ય છે. આ યુક્તિપુરાસર યુદ્ધ કરવાથી ફોસીસો મુકામે અબ્બાસ પણ મને આવી મળશે. પણ જો કદાચ અબ્બાસ ત્યાં વ્હેલો આવી પહોંચ્યો તો તેને ખ્રિસ્તીઓના હાથે ઘણું સહન કરવું પડશે. માટે આ બાબતમાં તેને પહેલાંથીજ ચેતાવવાની અગત્ય છે. આજેજ હું તેને આ વિષયના સંબંધમાં પત્ર લખીશ." આ પ્રમાણે ચઢાઇ કરવાના સંબંધમાં તે વિચાર કરી રહ્યો છે એટલામાં એક પ્રહરી હાથમાં કાગળ લઇને આવ્યો. અને શિષ્ટાચાર અનુસાર પ્રથમ સલામ કરીને તેણે તે કાગળ સેનાધ્યક્ષના હાથમાં આપ્યો. પ્રસ્તુત પત્ર અમીર અબ્દુલરહેમાને લખ્યો હતો. અને તેમાં સેનાધ્યક્ષને ઉદ્દેશીને આ પ્રમાણે લખ્યું હતું. "પ્રિય બંધુ! આપે ફ્રાંસની રણભૂમિમાં જે શુરાતન બતાવ્યું છે તે સાંભળીને મને ઘણો આનંદ થયો છે. ખરેખર આપે ઇસ્લામની એક મહાન સેવા બજાવી છે. અને આપની વીરતાથી ઇસ્લામી સામ્રાજ્યમાં પુષ્કળ વધારો થયો

છે. આજે ફ્રાંસના જુદા જુદા નગરો ઉપર ઇસ્લામી પતાકા ફરકી રહી છે એ આપનોજ પ્રતાપ. ભાઇ! આપની વીરતા અને ધર્મપરાયણતાના તો કેટલા વખાણ કરૂં? હું આપના ઉપર અત્યંત પ્રસન્ન થયો છું. આપના શૂરાતનનો લાભ લઇને આપને કંઇક વધુ કામ સોંપવાની ઇચ્છા રાખું છું. અને તે એ છે કે આ પત્ર મળતાંજ ગુડિઝના પાટનગર ઉપર આક્રમણ કરો. અને તેને હસ્તગત કરીને ઇસ્લામી સામ્રાજ્ય સાથે જોડી દો."

આપનો શુભેચ્છક,
અબ્દુલરહેમાન.

એક તરફથી સરદાર અબ્બાસના વિજયનો, અને બીજી તરફથી અમીર અબ્દુલરહેમાનનો અભિનંદનવાળો પત્ર મળવાથી સેનાધ્યક્ષ ઉસમાનના ઉત્સાહમાં પુષ્કળ વધારો થયો અને તેણે તેને વધુ પરાક્રમ દેખાડી અક્ષય કીર્તિ પ્રાપ્ત કરવા ઉત્તેજિત કર્યો. આ પ્રમાણે દ્વિગણો પ્રોત્સાહિત થઇને તે યુદ્ધનો ઉદ્યોગ કરવા લાગ્યો. પ્રથમ તો તેણે શત્રુની હિલચાલ તપાસવા માટે કેટલાક જાસુસ મોકલ્યા. અને તેમની મારફતે સમાચાર મળ્યા કે હવે ખ્રિસ્તીઓ ખુલ્લા મેદાનમાં યુદ્ધ કરવાની ધારણા રાખતા નથી. પણ કોરીયો, કુકુસેઉ અને સોત્યુમના કિલ્લાઓનો આશ્રય લેવા માગે છે. આ સમાચાર મળતાંજ તેના મુખમાંથી અનાયાસે આ ઉદ્ગારો નિકળી પડયા. "છેવટે મારી ધારણા ખરી પડી. અને શત્રુઓ ઇસ્લામી સેનાની ધાકથી બીરૂ બનીને કિલ્લામાં ભરાઇ બેઠા. આ વાતની મને પહેલાંથીજ ચિંતા હતી. હશે, જેવી માલીકની ઇચ્છા. હવે તો કિલ્લાઓને ઘેરો ઘાલ્યા સિવાય અન્ય એક પણ ઉપાય નથી. જો કે તેમ કરવામાં લાંબા સમય પર્યંત કિલ્લાઓ આગળ રોકાઇ રહેવું પડશે, પણ તેમ

કર્યા સિવાય છુટકોજ નથી. જ્યાં આના સિવાય બીજો ઉપાય નથી. ત્યાં કરવું શું ? પરંતુ અબ્બાસ સાથે કોસીયો મુકામે મળવાનો મેં જે વાયદો કર્યો હતો તેનું કેમ થશે ? આવી સ્થિતિમાં હું ત્યાં જઇ શકીશ કે કેમ એ અનિશ્ચિત છે. અને જો મારાથી ત્યાં ન જવાય તો તેને ખ્રિસ્તીઓને હાથે ઘણું સહન કરવું પડશે એવો સંભવ છે. જગતનિયંતા તેને આવી આપદામાંથી બચાવે. હવે તો માલિકની કૃપા ઉપર આધાર રાખીને સત્વર અહિંથી કુચ કરવી જોઇએ." આ પ્રમાણે મનનો ઉભરો બ્હાર કાઢયા પછી યુદ્ધવિષયક મસલત કરવા માટે તેણે અનુભવી અને યુધ્ધકળા વિશારદ સૈનિકોને પોતાના આવાસમાં બોલાવ્યા. અને લાંબા સમય પર્યંત તેમની સાથે મસલત કરી. છેવટે સઘળાને આગળ વધવા માટે ઉત્સુક થએલા જોઇને તેણે ત્રીજા દિવસે કુકુસેહ પ્રત્યે પ્રયાણ કરવાની પોતાની સેનાને આજ્ઞા આપી.

ઓલિરૂનથી કુકુસેહ લગભગ ૭૦ માઇલ દુર હતું. પણ ત્યાં જવાનો માર્ગ ઘણો વિકટ અને દુસહ્ય હતો. જો સીધા રસ્તે ત્યાં જવામાં આવે તો માર્ગમાં આવતી પાંચ મોટી સરિતાઓને ઓળંગ્યા વિના જવાય તેમ ન હતું. આ પાંચે નદીઓમાં ઉતુર નામક સરિતા ઘણી ઉંડી અને પ્રબળ વેગવાળી હતી. એટલુંજ નહિ પણ કુકુસેહનું રક્ષણ કરવા જતો યુડિઝ મુસલમાનેને અટકાવવા માટે એક મોટી સેના સહિત અહિં છાવણી નાખી પડયો હતો. અને મુસલમાનોને નદી ઉતરતા અટકાવવા માટે તેણે ઉતારવાળા સ્થળોએ સેના ગોઠવી રાખી હતી. આ સમાચાર સાંભળીને ઇસ્લામી સેનાધ્યક્ષને ઘણી ચિંતા થઇ. અને આ સંકટમાંથી કેવી રીતે પાર ઉતરવું, તે વિષે તે પોતાના મનમાં તર્ક કરવા લાગ્યો. આ પ્રમાણે તે વિચાર કરી રહ્યો છે, એટલામાં એક બીજા જાસુસે આવીને સમાચાર

આપ્યા કે "નામદાર સાહેબ, જો આપણે આ સીધો રસ્તો મૂકીને આડકતરા રસ્તે જઇએ તો તે દિશાએ આપણા માર્ગમાં એક પણ નદી આડે આવવાનો સંભવ નથી. પ્રથમ તો આપણે અહિંથી પાછા ફરીને તરબલીસમાં જવું જોઇએ. ત્યાંથી આપણે પશ્ચિમ દિશાએ કુચ કરીને સોત્સુમ ઉપર આક્રમણ કરીશું. પછી ત્યાંથી આગળ વધીને કુકુસેહ તરફ સહેલાઇથી જઇ શકીશું. જો આ માર્ગ ગ્રહણ કરવામાં આવે તો માર્ગમાં આપણા સૈનિકોને લેશ માત્ર પણ વિટંબણા સહન કરવી પડશે નહિ. પણ અલબત, તેમને લાંબો પ્રવાસ તો કરવોજ પડશે. અહિંથી કુકુસેહ લગભગ દોઢસો માઇલ દુર છે. સોત્સુમ પણ એક ઘણો મજબુત કિલ્લો છે. અને ખ્રિસ્તીઓ કુકુસેહ મુકામે પરાસ્ત થયા પછી તેમાંજ આશ્રય લેવાની ઇચ્છા રાખે છે. તેથી જો આપણે સોત્સુમ પહેલાંથીજ જીતી લઇશું તો શત્રુની સઘળી બાજી ધુળમાં મળી જશે. અને પરિણામે કુકુસેહ પણ આપણે સહેલાઇથી જીતી શકીશું."

જાસુસ બોલી રહ્યો કે તરતજ તે વિષયમાં અનુભવી સૈનિકોની સલાહ લેવામાં આવી. અને સઘળાઓએ એકમતે પ્રસ્તુત યોજનાને અનુમોદન આપ્યું. એટલે કાર્યને અમલમાં મુકતાં ઇસ્લામી સેનાધ્યક્ષે પોતાના એક મિત્ર મુજાહિદને ઉદ્દેશીને કહ્યું. " ભાઇ ! તમે વીસ હજાર માણસોની સેના સાથે નદીઓ ઓળંગીને સીધા કુકુસેહ તરફ જાઓ. અને હું ત્રીસ હજાર સૈનિકો સહિત તરબલીસ, આદિ સ્થળોની પ્રદક્ષણા કરી સોત્સુમ ઉપર આક્રમણ કરીશ. આ પ્રમાણે એકી વખતે ઉભય દુર્ગો ઉપર આક્રમણ કર્યાથી શત્રુઓની શક્તિ બે ભાગમાં વ્હેંચાઇ જશે, એટલુંજ નહિ પરંતુ તેમની સેના પણ બે

ભાગમાં વિભક્ત થઇ જશે. આવી પરિસ્થિતિને લીધે કદાચ આપણે સહેલાઇથી વિજય પ્રાપ્ત કરી શકીશું. ”

મુજાહિદે પણ આ વાતનો સ્વીકાર કર્યો. અને ત્રીજા દિવસે ઉભય સેનાઓએ પ્રયાણ કર્યું. ઇસ્લામી સેનાધ્યક્ષે આ કામ એટલી ત્વરાથી અને ગુપ્ત રીતે કર્યું કે ખ્રિસ્તી જાસુસો પણ તે વાતને જાણી શક્યા નહિ. માત્ર તેમને એટલાજ સમાચાર મળ્યા કે ઇસ્લામી સેના કુકુસેહ પરત્વે પ્રયાણ કરે છે. આ સમાચાર મળતાંજ તેમણે સોલ્યુમને નિર્ભય માની ત્યાંની સેનાનો મોટો ભાગ કુકુસેહની પુષ્ટિ માટે મંગાવી લીધો. અને મુસલમાનોને નદી ઉતરતા અટકાવવા માટે ઉતારવાળા સ્થળોએ લશ્કરી થાણા મૂક્યા. ચારપાંચ દિવસમાં તો ઇસ્લામી સેનાને શત્રુઓ સાથે શરયુધ્ધ શરૂ થઇ ગયું. જો કે તેમની પાસે નદી ઉતરવા માટે પુરતા સાધન હતા, તેમ છતાં શત્રુઓની સંખ્યા વિશેષ હોવાથી મુસલમાનોને કિનારે આવવાનો લાગ મળતો ન હતો. ખ્રિસ્તીઓએ એવી તો કુશળતાથી સૈન્ય ગોઠવ્યું હતું કે કોઇ પણ સ્થળે મુસલમાનો નદી ઓળંગી શકતા ન હતા. આ પ્રમાણે એક સપ્તાહ વ્યતિત થયા છતાં પણ મુસલમાનો નદી ઓળંગી શક્યા નહિ. અને આવી સ્થિતિમાં ઉભય સેનાઓએ નદીના સામસામે તીરે છાવણી કરી. અને એકબીજા ઉપર શર પ્રહાર કરવા લાગ્યા.

# પ્રકરણ ૮ મું.

## અબળા કે પ્રબળા?



રાજકુમારી ફ્લોરેન્સ જો કે પોતાની રાજ્યધાનીથી રણભૂમિ તરફ જવાનો વિચાર કરીને આવી હતી, પણ રસ્તામાં તેના વિચારો બદલાઇ જવાથી આગળ ન વધતાં તે સોદ્યુમના કિલ્લા આગળ થોભી ગઇ. અને તેને સુરક્ષિત કરવાની વ્યવસ્થા કરવા લાગી. કુકુસેહ તરફ જઇ અરબો સામે રણભૂમિમાં પરાક્રમ દેખાડવાને બદલે અહિં થોભી જવાનું કારણ ગુપ્ત રહીને શત્રુઓની હિલચાલ તપાસવાનું હતું. એક દિવસે વાત ઉપર વાત નિકળતાં તેણે નિશ્વાસ નાખીને પોતાની એક સહચરીને કહ્યું "બેન! તમે ઇસ્લામી સેનાના સેનાધ્યક્ષને કદી પણ જોયા છે? મેં તો તેમને કદી પણ જોયા નથી. તે કેવા હશે તેની ખબર આપણને કોણ આપી શકે?"

પુલશરિઆ—ના, બેન! મેં તો તેમને કદી પણ જોયા નથી. તેમ આવા યુદ્ધના પ્રસંગમાં તેમને મળવાનું પણ બની શકે નહિ. જો યુદ્ધ વિના અન્ય પ્રસંગ હોત તો હું વેષ બદલીને તેમને જોઇ આવત. પણ હમણા તો તે વાત પણ અસંભવીત છે. તદુપરાંત તેમની ભાષામાં વાતચીત કરી શકે એવો એક પણ માણસ આપણી પાસે નથી.

સિલવરીઆ—બેન! તમે સોદ્યુમમાં શોધ કરાવો, કદાચ ત્યાંથી કોઇ એવી સ્ત્રી મળી આવશે કે જે અરબ લોકોની ભાષા જાણતી હોય. જો તેવી સ્ત્રી મળી જાય તો તેને આપણે શત્રુની હિલચાલ તપાસવા અર્થે મોકલીશું.

ફ્લોરેન્સ—બેન ! હું તમારા મતને અનુમોદન આપું છું. ખરેખર તે સિવાય શત્રુઓની બાતમી મેળવવાનો અન્ય એક પણ ઉપાય નથી.

ફલાવીઆ—બેન ! હું હમણાજ અત્રેના સુબા અને દુર્ગ-પતિ સિઝરને બોલાવું છું. મને આશા છે કે તે આપણું કામ કરશે. અને બે ત્રણ દિવસમાંજ આપણને તેવી એક સ્ત્રી મેળવી આપશે.

ફ્લોરેન્સ—બેન ! તમારી યોજના ઠીક છે. આવી રીતે કદાચ આપણને એકાદ સ્ત્રી મળી શકે ખરી. પણ તેવી એક અજાણી સ્ત્રી ઉપર વિશ્વાસ કેમ રાખી શકાય ? જો કોઇ વિશ્વાસપાત્ર અને ઓળખાણવાળી મળી જાય તો વધારે સારૂં.

પુલકરિઆ—બેન ! મુંઝાઓ નહિ. અને ચિંતાને પરહરો. આજે એવો સમય આવી પહોંચ્યો છે કે આપણી પ્રજા પૈકીનો પ્રત્યેક બાળ વૃદ્ધ સ્ત્રી કે પુરૂષ આપણોજ વિજય ઇચ્છે છે. તેઓ આ પ્રકારની મારામારી અને કાપાકાપીથી સર્વાશે કંટાળી ગયા છે. અને તેથી તેઓ શત્રુઓને કોઇપણ પ્રકારની મદદ કરે એ સંભવીત નથી. અને જ્યારે આમ છે, ત્યારે શત્રુઓને આપણી બાતમી આપવાની વાત કયાં રહી ?

આટલી વાતચીત થયા પછી ફલાવીઆ વાતને પડતી મૂકીને ત્યાંથી બ્હાર નિકળી. અને જોતજોતામાં દુર્ગ પતિને લઇને ત્યાં પાછી આવી. રાજકુમારીના નિવાસ સ્થળમાં પ્રવેશ કરતાં દુર્ગપતિએ શિષ્ટાચાર અનુસાર રાજ્ય તનયાને નમસ્કાર કર્યો. અને તેના હુકમની વાટ જોતો ઉભો રહ્યો. થોડીવાર સુધી મૌન્ય રહ્યા પછી દુર્ગપતિને ઉદ્દેશીને રાજકુમારીએ કહ્યું ' સિઝર ! મને હમણા એક એવી સ્ત્રીની અગત્ય છે કે જે અરબી ભાષા જાણતી હોય, અને ગુપ્ત રીતે શત્રુઓની બાતમી મેળવી શકે. "

સિઝર—રાજકુમારી સાહેબ! આપની આજ્ઞા હું માથે ચઢાવું છું. આપે યથાસમયે મને યાદ દેવરાવ્યું એ ઠીક કર્યું છે. હમણા કેટલાક દિવસથી એક અપ્સરા સમાન સુંદરી અહિં આવેલી છે. તેના બાહ્યિક દેખાવ ઉપરથી એવું જણાય છે કે તે કોઇ ઉચ્ચ કુળમાં જન્મેલી હોવી જોઇએ. અને તે પોતે પણ કહે છે કે "હું એક ખ્રિસ્તી સરદારની તનયા છું. અને નરઝુનેના અરબ સરદારે અમારૂં નગર જીતી લીધાથી અહિં આવી છું."

ફલોરેન્સ—જો તેનું કહેવું સત્ય હોય તો મને આશા છે કે તેના તરફથી આપણને ઘણી સારી મદદ મળી શકશે. મને પણ તેવીજ સ્ત્રીની જરૂર છે. પણ આવા કટોકટીના સમયમાં એક અપરિચિત વ્યક્તિને આપણો ભેદ આપતાં મને ભય વ્યાપે છે.

સિલવરીઆ—બેન! તમે તેને પ્રથમ બોલાવી તો જુઓ. તેની સાથે વાતચીત કરવાથી તે જેવી હશે તેવી જણાઇ આવશે. આમ પહેલાંથીજ ગભરાઇ જવાનું અને વ્યર્થ શંકાઓ ઉપસ્થિત કરવાનું કાંઇ પણ કારણ નથી. જો તે કદાચ જાસુસ રૂપે અહિં આવી હોય તો પણ આપણું શું બગડવાનું હતું? આપણે કયાં તેના ઉપર પુરે-પુરો વિશ્વાસ રાખવો છે કે તેને આપણો ભેદ કહેવો છે? નતો આપણે તેને આપણા અંતઃકરણનો ભેદ કહીશું કે નતો તેના કહેવા ઉપર અમલ કરીશું. પછી આપને શો વાંધો છે? આપણે તો તેને શત્રુ પક્ષની જાસુસી કરવાનુંજ કહેવાનું છે. જો તે કરશે તો ઠીક છે, નહિ તો આપણી પાસે કયાં જાસુસોનો ટોટો છે. જો તે આપણી માગણી સ્વીકારશે, અને જાસુસ તરીકે આપણને જે કાંઇ સમાચાર આપશે, તેના ઉપર પુરતી તપાસ કર્યા પછીજ આપણે અમલ કરીશું માટે એકવાર તેને બોલાવી તો જુઓ.

ફ્લોરેન્સ—એનો! જો તમો સર્વેની એવીજ ઇચ્છા હોય તો તેને બોલાવવામાં મને કાંઇ પણ વાંધો નથી. પણ સિઝર! તમે આ વાતની તો તપાસ કરો કે તે જે કાંઇ કહે છે તેમાં સત્યાંશ કેટલું રહેલું છે? હમણા તુલુસ અને તેની આસપાસના નગરોમાં વસ્તા ઘણા માણસો અહિં આવેલા છે. તેમને પૂછી જોવાથી આપણને કાંઇ ઉપયોગી બાતમી મળશે એમ મારા મનોદેવ મને સુચવે છે. પણ તે સંબંધે પ્રયત્ન કરવાની અગત્ય છે.

સિઝર—જેવી રાજકુમારીની આજ્ઞા. હું તે વિષે પુરેપુરી તપાસ કરીશ. પણ આપ પ્રસ્તુત સુંદરીને બોલાવી લાવવાના સંબંધમાં શું કહો છો, તે કૃપા કરીને જણાવશો? આપની સમક્ષજ તેના માત પિતાનું નામ, અને તે ક્યાંની રહેનારી છે, આદિ સઘળું પૂછી લેવાશે.

ફ્લોરેન્સ—સિઝર! હું તમને આજ્ઞા કરૂં છું કે તેને હમણાજ બોલાવી લાવો.

આજ્ઞા મળતાંજ સિઝર ત્યાંથી બ્હાર નિકળ્યો. અને સીધો તે લલિત લલનાના ગૃહ તરફ ગયો. તેણે પ્રસ્તુત સુંદરીના હદ ઉપરાંત વખાણ કરેલા હોવાથી રાજકુમારી અને તેની સઘળી સહચરીઓ તેને જોવાને માટે ઉત્સુક બનીને તેના આગમનની વાટ જોવા લાગી. અને આવી સ્થિતિમાં કાળક્ષેપ કરવાના હેતુથી સિઝરના ગયા પછી તેઓ પ્રસ્તુત સુંદરી સંબંધેજ વાતચીત કરવા લાગી. અને તેની સાથે કેવી રીતે મળવું. તેને અંતઃકરણનો ભેદ કહેવો કે કેમ? આદિ વિષયોની લાંબી ચર્ચા થયા પછી છેવટે એવો ઠરાવ થયો કે તેને અંતઃકરણનો ભેદ પહેલાંથી તો નજ આપવો, પણ જેમ અન્ય સહચરીઓ સાથે પ્રેમભાવથી વર્તવામાં આવે છે, તેમ તેની સાથે પણ વર્તીને તેનો વિશ્વાસ મેળવવો. અને આ પ્રમાણે તેનો વિશ્વાસ મેળવ્યા પછીજ

તેને આપણે ભેદ કહેવો. રાજકુમારી અને તેની સહચરીઓ વચ્ચે આ પ્રમાણે વાતચીત થઇ રહી છે, એટલામાં દુર્ગપતિ એક ષોડશ અથવા સપ્તદશ વર્ષની અપ્સરા સમાન સુંદરીને લઇને ત્યાં આવી પહોંચ્યો. અને રાજકુમારીને નમસ્કાર કરીને તેના હુકમની વાટ જોતો મૌન ઉભો રહ્યો. સિઝર અને તેની સાથેની યુવતીના આગમનથી રાજકુમારી અને તેની સહચરીઓના વાર્તાલાપમાં વિક્ષેપ પડયો. અને તે પ્રત્યેક વાર્તાલાપ બંધ કરીને નવિન આગન્તુક સુંદરી કુતૂહલપૂર્વક નિહાળવા લાગી. ઉપર બતાવ્યા પ્રમાણે પ્રસ્તુત સુંદરીનું વય તેના મોઢા ઉપરથી ષોડશ અથવા સપ્તદશ વરસનું જણાતું હતું, તેનું લાવણ્ય એવું તો અપૂર્વ હતું કે રાજકુમારી અને તેની સઘળી સહચરીઓ તેમાં મુગ્ધવત્ બની ગઇ. અને એકાગ્રચિત્તે તેની સામે જોવા લાગી. અને તેમાંથી ઝરતા સુધારસનું પાન કરવા લાગી. અરે એટલુંજ નહિ પરંતુ જેમ ચંદ્ર પ્રકાશ આગળ ખદ્યોતમંડળનો પ્રકાશ ઝાંખો પડી જાય છે. તેમ પ્રસ્તુત સુંદરી આગળ ચારે સહચરીઓ ઝાંખી પડી ગઇ. તેનું મુખમંડળ તે કાંઇ મુખમંડળ ન હતું, પણ સાક્ષાત્ રવિ હતો કે જેના પ્રતિબિંબ પ્રત્યેક વસ્તુને પ્રકાશિત કરી દેતા હતા. તેના દર્શન માત્રથીજ જેમ ચંદ્ર આગળ દીવાઓનો પ્રકાશ ઝાંખો પડી જાય છે, તેમ સઘળી સાહેલીઓનું રૂપ ઝાંખું જણાવા લાગ્યું. તેના શરીરમાંથી નિકળતો તેજપુંજ ત્યાં બેઠેલી પ્રત્યેક વ્યક્તિની દષ્ટિનું આકર્ષણ કરતો હતો. જેમ વાદી અથવા જાદુગર પ્રેક્ષકોની દષ્ટિ પોતાની તરફ આકર્ષી રાખે છે, તેમ પ્રસ્તુત સુંદરીએ સઘળાની દષ્ટિ પોતાની તરફ આકર્ષી રાખી હતી. અને પરિણામે જાણે કોઇએ તેમના ઉપર મોહિની પ્રયોગ અજમાવ્યો ન હોય, તેમ સઘળી વ્યક્તિઓ સ્તબ્ધ બનીને તે નવિન આગન્તુક સુંદરીના રૂપનું પાન કરવા લાગી. આ સમયે પ્રસ્તુત

સુંદરી દંડવત્ કરીને રાજકુમારી સામે ઉભી રહી છે. કેટલીકવાર સુધી એક બીજા સામે જોઇ રહ્યા પછી રાજકુમારીએ પ્રસ્તુત સુંદરીનો હાથ પકડીને પોતાની પાસે આસન ઉપર બેસાડી. એટલે મૌનવ્રતનો ભંગ કરતાં દુર્ગપતિએ કહ્યું, "રાજકુમારી સાહેબ! જો આપની આજ્ઞા હોય તો હું આ સુંદરીને કેટલાક પ્રશ્નો પૂછવાની ઇચ્છા રાખું છું."

ફ્લોરેન્સ—ખુશીથી પુછો, મને તેમાં કાંઇ પણ વાંધો નથી.

આ પ્રમાણે આજ્ઞા મળતાંજ તરતજ સિઝરે તે લલિત લલનાને ઉદ્દેશીને પ્રશ્ન પૂછ્યો, "સુભગે! જો કે મેં તારા વિષે અન્ય લોકોથી ઘણું ખરૂં સાંભળ્યું છે. પણ સ્વયં તારા મોઢેજ તારી આત્મકથા સાંભળવાની મારી અભિલાષા છે. અને તે કાંઇ મારા એકલાનીજ અભિલાષા નથી, પણ અત્રે બેઠેલી સઘળી વ્યક્તિઓ તેવી અભિલાષા ધરાવે છે. તારા સંબંધમાં લોકોને મોઢે મેં જે કાંઇ સાંભળ્યું છે તે તો મેં અત્યાર આગમચ રાજકુમારીને કહી સંભળાવ્યું છે. અને તારૂં અદ્દભુત વૃત્તાંત જાણીને દયાળુ રાજકુમારી તારા ઉપર પ્રસન્ન થએલ છે. અને સ્વયં તારા મોઢેજ તારૂં અપૂર્વ આત્મવૃત્તાંત જાણવા માગે છે. માટે જો તને કાંઇ વાંધો ન હોય તો અથથી ઇતિ પર્યંત તારી આત્મકથા અમને કહી સંભળાવ."

આ પ્રમાણે સઘળાને પોતાની આત્મકથા સાંભળવાને અભિલાષી બનેલા જોઇને તે લલિત લલનાએ કોકિલ કંઠે પોતાની આત્મકથા આ પ્રમાણે કહેવા માંડી "સરદાર સાહેબ! આપે, તેમજ રાજકુમારી, અને તેમની સહચરીઓએ મારા પ્રત્યે જે અનુકંપા દર્શાવી છે. અને મને જે અપુર્વ માન આપ્યું છે; તેનો કિંચિત્ માત્ર પણ બદલો મારાથી વાળી શકાય તેમ નથી. હું તમો સઘળાનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આપે અમ પરત્વે જે અનુકંપા દર્શાવી છે, તેનો પ્રતીકિત્તર આપવાને મારી પાસે પુરતા શબ્દો નથી. હું આપ સર્વને અંતઃકરણના આશિષ આપ્યા વિના અન્ય કોઇપણ રીતે આપની કૃપાનો બદલો વાળી શકું તેમ નથી. જો આખા આયુષ્ય પર્યંત આપની સેવા કરૂં તો પણ આપની કૃપાનો લેશ માત્ર પણ બદલો વળી શકે નહિ. હું પરમાત્મા પાસે એજ યાચના કરૂં છું કે તે કૃપાળુ આપની સેવા કરવાની મને સુબુદ્ધિ આપે. જ્યારે આપ સઘળા મારી દુઃખપ્રદ આત્મા કથા સાંભળવાને ઉત્સુક છો, ત્યારે મને આપની આગળ તે નિવેદન કરવામાં કાંઇ પણ વાંધો નથી. સાંભળો ! મારી આત્મકથા આ પ્રમાણે છે. હું એક જમીનદારની પુત્રી છું. મારા પિતાનું નામ રેડિક હતું. ત્યુસની પશ્ચિમ દિશાએ દેરનોસલ નામક એક શહેર છે. મારા પિતા ત્યાંના જમીનદાર, અને સરદાર હતા. દેરનોસલ અને તેની આસપાસના પ્રદેશમાં અમારા જેટલું બીજું કોઇપણ કુટુંબ પ્રખ્યાત નથી. અમે ત્યાં કાંઇ આજકાલથી રહેતા નથી. પણ રોમન રાજ્યની ઉન્નતિ કાલથીજ ત્યાં રહીએ છીએ. અમે અમારા શહેરમાં ઘણા આનંદ પૂર્વક અને વિવિધ વિલાસોમાં અમારા આયુષ્યના દિવસ નિર્ગમન કરી રહ્યા હતા. અને મારા પિતાને મારા સિવાય અન્ય કાંઇપણ સંતતિ નહિ હોવાથી તે મને પ્રાણથી પણ અધિક વ્હાલી ગણીને અનેકાનેક લાડ લડાવતા હતા. આ પ્રમાણે અમે અમારા શહેરમાં આનંદપૂર્વક કાળ વ્યતિત કરી રહ્યા હતા, એટલામાં એક દિવસ નરસુનેનો અરબ સરદાર પોતાની સેના સહિત અમારા શહેર ઉપર ચઢી આવ્યો. અરબ લોકોની શક્તિ આપને સુપરિચિત હોવાથી તેના સંબંધમાં તો મારે કાંઇ વિશેષ કહેવું પડે તેમ નથી, તેના સંબંધમાં મારે જો કાંઇ કહેવાનું છે તે એજ કે અમારે અનેક યોદ્ધા, અને

સમર્થ નૃપતિઓ તેમની સામે ટક્કર ઝીલી શક્યા નહિ, ત્યારે અમે તો શી વિસાતમાં ? પરંતુ સ્વદેશ પ્રેમની લાલસાએ અમને તેમની સામે થવાને ઉત્તેજીત કર્યા. તેથી સ્વદેશ રક્ષામાં અમે ઉધુક્ત થયા અને જેટલા માણસો મળી શક્યા તેટલાને સાથે લઇને રણભૂમીમાં શત્રુ સામે આવ્યા. ઉભય પક્ષો વચ્ચે કેટલાક દિવસ પર્યંત યુદ્ધ ચાલ્યું. અને અનેક દેશ-હિતૈષીઓએ રણયજ્ઞમાં પોતાના પ્રાણની આહુતિ આપી સ્વર્ગારાહણ કર્યું. મારા પિતા, બે ભ્રાતા અને કેટલાક અન્ય આપ્તજનોએ પણ યુદ્ધ દેવીને પોતાના રક્તનું બળીદાન આપ્યું. આ પ્રમાણે મારા પિ-તાનો ઘાત થતાંજ જેમ અનેક યુધ્ધોમાં બને છે તેમ અમારા સૈનિ-કોએ ચોદિશ નાસવા માંડયું. અમે તેમને અટકાવવા માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા. પણ સઘળા વ્યર્થ ગયા. એક વેગપુર્વક વહેતી સરિતાને પ્રયત્ન કર્યાથી અટકાવી શકાય, પણ જેમ એક મહાસાગરના પ્રવાહને અટકાવી શકાય નહિ, તેમ રણભૂમીમાંથી નાસતા સૈનિકોને પણ અટકાવી શકાય નહિ. આ પ્રમાણે વિજય પ્રાપ્ત કરીને મુસલ-માન સરદારે દુર્ગનો કબજો લીધો. જો કે તેમના આવતાં પહેલાંજ અમે લોકો નાસી છુટયા હતા. પરતુ હું માર્ગમાં એક અરબ સૈનિ-કના હાથે કેદ પકડાઇ. અને તે મને પોતાના સરદાર પાસે લઇ ગયો લડાઈનું સઘળું કામ પુરું થએલું હોવાથી મુસલમાન સરદારે છાવણી ઉપાડવાનો હુકમ કર્યો. તેની આજ્ઞાનુસાર બીજાજ દિવસે અમે ત્યાંથી કુચ કરી અને બે ત્રણ દિવસના પ્રવાસ પછી નરણુનેમાં આવી પહોંચ્યા. અહિં આવ્યા પછી અરબ સરદારે મને ઇસ્લામી સેના-ધ્યક્ષ ઉસમાન પાસે મોકલી દીધી. આ પ્રસંગે તેની છાવણી પેરીના-અના પહાડી પ્રદેશમાં હતી. ઇસ્લામી સેનાધ્યક્ષે પોતાને છાજતી રીતે મારું આતિથ્ય કર્યું. અને મારી સાથે ઘણા માનપૂર્વક વર્તવા

લાગ્યો. મહાશય! તેમની ગૃહસ્થાઇના તો કેટલા વખાણ કરૂં? તેમણે મારા જેવી એક દીન અબળા ઉપર જે જે ઉપકાર કર્યાં છે તે તો હું કદી પણ ભૂલીશ નહિ. હું ખ્રિસ્તી હોવા છતાં પણ તેમણે મારા પ્રત્યે કદાપિ અભાવ દેખાડયો નથી. એટલુંજ નહિ પણ તેઓ સઘળા મારી આમાન્યા સાચવવામાં કાંઇ પણ મણા રાખતા નહિ. તેમણે મને રહેવાને માટે એક જુદો મહેલ આપ્યો હતો અને મારી સેવા કરવા માટે અનેક દાસીઓ નિયત કરી હતી. મારી પ્રત્યેક આજ્ઞાનું સત્વર પાલન કરવામાં આવતું. અને જળની ઇચ્છા થતાં પય આપવામાં આવતું હતું. ટુંકમાં હું ત્યાં મારા રાજ્યભુવન કરતાં પણ વિશેષ સુખ ભોગવતી હતી. આવી સ્થિતિમાં હું મારૂં સઘળું દુઃખ વિસરી ગઇ. હું અંતઃકરણપુર્વક કહું છું કે આપણે આપણા શત્રુ સાથે આવી ઉદાર વર્તણુંક ભાગ્યેજ ચલાવી શકીએ. તેમે પુર્વે કદી ચલાવી પણ નથી. શત્રુ પરત્વે દયાભાવ દર્શાવવો એ કાંઇ નાનું સુનું કામ નથી. મોટા મનવાળાઓજ તે કરી શકે છે. મુસલમાનો અન્ય પ્રજાઓના મુકાબલામાં ઉદાર અને દયાળુ છે એમાં તો કાંઇ પણ શક નથી. બીજાઓની પેઠે તેમની ઉદારતા અને દયા માત્ર શબ્દોમાંજ સમાઇ રહેતી નથી. પણ તેઓ પોતાની વર્તણુંક દ્વારા તે સિદ્ધ કરી આપે છે. મુસલમાનોના સંબંધમાં લોકો જે ખોટી ખોટી વાતો કરે છે, તે મને તો ત્યાં સર્વાંશે અસત્ય જણાઇ અને મારી માન્યતા પ્રમાણે તો તેમના જેટલી ઉદાર અને દયાળુ પ્રજા બીજી એક પણ નથી. જો મને સ્વદેશ પ્રેમે આ દિશાએ પ્રેરી ન હોત તો હું આયુષ્ય પર્યંત તેમના આશ્રય નીચે રહેવાનું વધારે પસંદ કરત. પણ સ્વદેશ પ્રેમ મારા અંતઃકરણમાંથી ન્યુન થયો ન હતો. તેથી હું તેને પુનઃ જોવાને, તથા અમારી પ્રજા કેવી સ્થિતિમાં છે તે અવલોકવાને ઉત્સુક

મની રહી હતી. તેથી કેદ પકડાતાંજ સ્વદેશમાં પુનઃ કેવી રીતે જવું એ વાતનીજ ચિંતા મને અહનિંશ થયા કરતી હતી. પણ અરબ લોકોના આશ્રય તળે હું જે વૈભવ ભોગવી રહી હતી, તેણે મને મોહમુગ્ધ બનાવીને મારા સઘળા વિચારો તોડી પાડયા. આ પ્રમાણે ભોગવિલાસ કરતાં કરતાં કેટલોક સમય વીતી ગયો. અને કાળક્ષેપ કરતાં કાંઇ વાર લાગી નહિ. " સમય સમયનું કામ કરે છે " એ મહાન કિંવદંતિ અનુસાર મારા અંતઃકરણમાં સ્વદેશ પ્રેમ પુનઃ જાગૃત થયો. તેથી કોઈ પણ રીતે પાછો સ્વદેશમાં જવાનો મેં દ્રઢ નિશ્ચય કર્યો. અને એક દિવસે લાગ મળતાંજ ત્યાંથી નાશીને સ્વદેશની સ્થિતિ અવલોકયા પછી અહિં આવી. મુસલમાનોએ મારા ઉપર અનેક ઉપકારો કરેલા હોવા છતાં માત્ર ઇર્ષાના કારણથીજ હું તેમને મારા શહેર ઉપર રાજ્ય કરતા જોઇ શકી નહિ. અને મારા અંતઃ-કરણમાં વૈરદેવીએ પ્રવેશ કર્યો. તેથી મુસલમાનોનો પરાજય કરી પુનઃ ખ્રિસ્તી રાજ્ય સ્થાપવાની મારી ઇચ્છા થઇ. પણ મારા જેવી એક અબળા શું કરી શકે? તેથી ના છુટકે મેં મનના ઉમળકા મનમાંજ સમાવી રાખ્યા. પરંતુ સ્વદેશ પ્રેમની જે ભાવના મારા અંતઃકરણમાં ઉત્પન્ન થઇ હતી, તે કોઇ પણ રીતે ન્યુન થઇ નહિ. પણ ઉલટી દિન પ્રતિ દિન વધતીજ ગઇ. તેથી તેને પોષવા માટે કોઇની સહા-યતા લેવાના ઉદ્દેશથી પર્યટન કરતાં કરતાં હું આ નગરમાં આવી પહોંચી. અને કોઇની મદદ મેળવવાનો વિચાર કરી રહી છું, એટલામાં પૂર્વના કોઇ સંસ્કારે આપની સાથે પરિચય થયો. હવે આશા રાખું છું કે આ-પની સહાયતાથી હું મારી ભાવના સફળ કરી શકીશ. અને આપ પણ પોતાનું કર્તવ્ય સમજીને મને આ ધર્મકાર્યમાં સહાયતા આપશો

શા છે. તેમજ હું પણ આપની યથાશક્તિ સેવા બજાવવાને

માટે તૈયાર છું. આ પ્રમાણે મારી આત્મકથા છે."

નવિન આગન્તુક અદ્‌ભૂત લલનાએ પોતાની આત્મકથા પુરી કર્યા પછી તેની ચતુરાઇ, અને તેની ભાવનાના વખાણ કરતાં દુર્ગ-પતિએ કહ્યું:-ખરે, સુભગે! તારી ભાવના ઘણી ઉત્તમ છે. અમે તને અમારાથી બનતી દરેક મદદ આપવાને માટે તૈયાર છીએ. તારી ચતુરાઇ જોઇને હું ખરેખર પ્રસન્ન થયો છું. અને તેં મુસલમાનોના સંબંધમાં જે ઉદ્‌ગારો કાઢયા છે, તેને હું પણ અનુમોદન આપું છું. તેઓ દયાળુ અને ઉદાર હોય છે એ મેં પોતે પણ અનુભવ્યું છે. રોમનો અને ઇરાનીઓ સાથેના યુદ્ધમાં તેમણે અનેક વાર જગતના લોકોને પોતાની ઉદારતાનો પરિચય કરાવ્યો છે. આવા તેમના સદ્‌-ગુણોમાં મુગ્ધ બનીને કેટલીક વાર તો અન્ય ધર્માવલંબીઓએ તેમને સ્વધર્મવાળાઓ સામે લડવામાં સહાયતા આપી છે. આ પ્રકારના અનેક ઉદાહરણો ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાયલા છે. રણભૂમિમાં જતાં તેમને જે શિખામણ આપવામાં આવે છે તે પણ મનન કરવા યોગ્ય છે. તેઓ યુદ્ધમાં પકડાયલા બાળ, વૃદ્ધ, યુવાન અને સ્ત્રીઓ આદિ સર્વ વર્ગના કેદીઓ સાથે માયાળુપણે અને દયાભાવથી વર્તે છે. આનાથી વિરૂદ્ધ અન્ય પ્રજાઓ બાળ કે વૃદ્ધ અને સ્ત્રી કે પુરૂષ આ-દિનો કાંઇ પણ ભેદ ન રાખતાં સઘળાને એક સરખી શિક્ષા આપે છે. વળી જ્યારે મુસલમાનો પોતાના ધર્મશત્રુઓની ખેતીવાડી અને બાગ બગીચાઓને પણ નુકશાન કરતા નથી, ત્યારે આપણામાંના કેટલાક તો સ્વયં પોતાના ધર્મબંધુઓને પણ તેવું નુકશાન પહોંચાડ-વાને ચુકતા નથી. આ પ્રકારના દાખલાઓ પણ ઇતિહાસમાં પુષ્કળ મળી શકે છે. રોમન યુદ્ધ પ્રસંગે એક રોમન રાજકુમારી કેદ પક-ડાતાં ઇસ્લામી સેનાધ્યક્ષ હઝરત ખાલીદે તેને માન સહિત તેના પિતા

પાસે પાછી મોકલી આપી. અને બીજા પણ એવા અનેક દાખલાઓ છે. સ્વયં તારો દાખલો ક્યાં ઓછો મહત્વનો છે? આપણામાં કોઇ પણ એવું છે કે જે શત્રુ પરત્વે આવી દયા, આવી અનુકંપા, અને આવી ઉદારતા દેખાડી શકે? ટુંકમાં કહેવાનો ભાવાર્થ એજ કે મુસલમાનો બીજાઓના પ્રમાણમાં ઘણા દયાળુ અને ઉદાર હોય છે એમાં તો કાંઇ પણ સંદેહ નથી. જ્યારે બીજાઓ માત્ર મોઢેથીજ દયા દયાના પોકારો કરે છે, ત્યારે મુસલમાનો પોતાના દયાળુ સ્વભાવ કર્તવ્યથી સિદ્ધ કરી દેખાડે છે. અત્રે મારે કહેવું જોઇએ કે, રાજ્યલોભ એ એક ઘણી ખરાબ વસ્તુ છે. અને તેના અંગે અનેક નહિ કરવા યોગ્ય કામો થયાં છે, થાય છે અને થશે. રાજ્યલોભમાં મુગ્ધ બનીને ભાઇએ ભાઇનું, પિતાએ પુત્રનું, અને પુત્રે પિતાનું રક્ત વહેવડાવ્યું છે અને રાજ્યલોભજ માણસના સારાં ગુણોની પણ અવગણના કરાવે છે અને તેવાજ હેતુથી આપણે પણ રક્તપાત કરી રહ્યા છીએ. મુસલમાનો ગમે તેવા ઉદાર છે, માયાળુ છે અને દયાળુ છે, તેમ છતાં રાજ્યલોભને વશ થઇને આપણે તેમની સાથે લડવાને ચુકતા નથી. જ્યારે તેઓ ઉદાર અને દયાળુ છે, ત્યારે તેમની પ્રજા તરીકે રહેવામાં આપણને શો વાંધો હોય? ખરેખર કાંઇજ નહિ. પરંતુ માત્ર રાજ્યલોભજ તેમનું પ્રજાત્વ સ્વીકારતાં આપણને અટકાવે છે. અને રાજ્યલોભના કારણેજ આ વખતે પણ આપણે તેમની સાથે યુદ્ધ કરવું પડશે. અને તારે પણ અમને તે કાર્યમાં સહાયતા આપવી પડશે તેમ કર્યાથી તારા મનોરથ સફળ થશે. અને તારા બાપનું વૈર પણ લેવાશે. કેમ છે ઇચ્છા? જો ઇચ્છા હોય તો અમે તને એક કાર્ય સોંપવા ધારીએ છીએ."

નવિન આગન્તુક સુંદર.—સરદાર સાહેબ! હું આપની પ્રત્યેક

આજ્ઞાનું પાલન કરવાને માટે તૈયાર છું. માટે આપને જે કહેવું હોય તે ઘણી ખુશીની સાથે નિવેદન કરો.

સિઝર—રાજકુમારી સાહેબ ! આપની આજ્ઞાનુસાર મેં આપને આ શૂરવીર સુંદરી મેળવી આપી છે. કેમ હવે કાંઇ બીજું કામ છે ? અને કામ ન હોય તો રજા માગું છું.

ફ્લોરેન્સ—હા, તમને જવાની રજા છે. આ શૂરવીર અબળા સાથે મારો પરિચય કરાવ્યો એ તમે મારી મોટી સેવા બજાવી છે. હાલમાં મારે તમારૂં બીજું કાંઇ પણ કામ નથી. આ પ્રમાણે આજ્ઞા મળતાંજ સિઝર ત્યાંથી ચાલ્યો ગયો.

દુર્ગપતિના ગયા પછી નવિન આગન્તુક સુંદરીને ઉદ્દેશીને રાજકુમારીએ કહ્યું. "બેન એલીઝાબેથ! અત્રે તમારૂં કોઇ સગુંવ્હાલું છે કે નહિ ?"

એલીઝાબેથ—રાજકુમારી સાહેબ ! મારે સગું કે વ્હાલું કોઇ પણ નથી. અહિં પણ નહિ. તેમજ સ્વદેશમાં પણ નહિ. માત્ર જગન્નિયંતા વિના મને બીજા કોઇનો આધાર નથી.

ફ્લોરેન્સ—તો શું તમે અહિં એકલા રહો છો ?

એલીઝાબેથ—હાજી, તેમજ છે. અત્રેની એક ધર્મશાળામાં નિવાસ કરૂં છું. અને એક ભલી વિદુષી બાઇ મારૂં પોષણ કરે છે.

ફ્લોરેન્સ—બેન ! તમે ત્યાં એકલા શા માટે રહો છો ? અહિં મારી સાથે આવીને કેમ રહેતા નથી ? મારી સાથે રહેવામાં તમને કાંઇ વાંધો છે ? અને જો વાંધો ન હોય તો અહિં ખુશીથી રહો. આ રાજ્યભૂવન તમારૂંજ સમજો. હું તમને મારી બેન સમાન ગણીને તમારી આગતાસ્વાગતા કરીશ. કેમ છે મરજી ?

એલીઝાબેથ—રાજકુમારી સાહેબ ! આવા પ્રસંગે આપે મને

જે આશ્રય આપ્યો છે તે બદલ હું આપનો અંતઃકરણપુર્વક આભાર માનું છું. આપે મારા પરત્વે જે અનુકંપા દેખાડી છે તેનું પુરેપુરૂં વર્ણન કરવાને મને જોઇએ તેવા શબ્દો મળતા નથી. હું આપના આ મહદ્ ઉપકારનો બદલો શી રીતે વાળી શકીશ, એ વિચાર મને વારંવાર થયા કરે છે. અને હું દયાળુ પ્રભુ પાસે એજ માગું છું કે તે મને આપની સેવા બજાવવાની શકિત અને સુબુદ્ધિ આપે. મારા જેવી એક અબળા આપના આવા મહદ્ ઉપકારનો પૂરેપૂરો બદલો કેમ વાળી શકે ? તો પણ આપ સુજ્ઞ છો. તેથી હું આશા રાખું છું કે " ફુલ નહિ અને ફુલની પાંખડી " એ કહેવત અનુસાર આપ મારી અલ્પ સેવા પણ સ્વીકારી લેશો હું આપનો આશ્રય અત્યાનંદની સાથે સ્વીકારૂં છું.

ફ્લોરેન્સ—બેન ! તમે વિવેકી છો, એટલે વિવેક કરો એમાં નવાઇ જેવું કાંઇ પણ નથી. બાકી મેં તો મારા કર્તવ્યનું પાલન કરવા ઉપરાંત વિશેષ કાંઇ પણ કર્યું નથી. નિરાશ્રીતને આશ્રય આપવો એ પરંપરાનો રાજ્યધર્મ છે. અને જો મેં તેનું કિંચિત માત્ર પણ પાલન કર્યું હોય તો મેં તેમાં વિશેષ શું કર્યું છે ? તમે મારી માગણીનો સ્વીકાર કર્યો એથી હું તમારા ઉપર ઘણી પ્રસન્ન થઇ છું. બેન ! હવે તમે વિલંબ શા માટે કરો છો ? હમણાજ તમારો સામાન અહિં ઉપડાવી લાવો. બેન, સિલવરીઆ ! તમે પણ એલીઝાબેથની સાથે જાઓ અને સાથે બે અનુચરોને પણ લેતા જાઓ. તેઓ સઘળો સામાન અત્રે ઉપાડી લાવશે.

આજ્ઞા મળી કે તરતજ સિલવરીઆ એલીઝાબેથ સાથે ધર્મશાળામાં ગઇ. તેમના ગયા પછી રાજકુમારીએ પોતાની અન્ય સહ-

ચરીઓને ઉદ્દેશીને કહ્યું. "બેનો ! મને તો એલીઝાબેથ ઘણી ભલી અને સદ્દગુણી અબળા જણાય છે. આ કારણથી તેના ઉપર વિશ્વાસ રાખવામાં મને તો કાંઇ પણ પ્રત્યવાય થતો નથી. કહો, આ વિષે તમારો શો અભિપ્રાય છે ?"

પુલશરિઆ—બેન ! આપનું કહેવું સત્ય છે. ખરેખર, તે ઘણી વિવેકી અને સદ્દગુણી અબળા છે એ વાતમાં તો લેશ માત્ર પણ સંદેહ રહેતો નથી. અને તેથી તેના ઉપર વિશ્વાસ રાખવામાં હરકત જેવું હું તો કાંઇ પણ જોતી નથી. પછી તો જેવી આપની ઇચ્છા.

અન્ય સહચરીઓએ પણ પુલશરિઆ, અને રાજકુમારીના કથનને અનુમોદન આપ્યું. એટલે આ વાતનો અંત આવ્યો. અને રાજકુમારી કિલ્લો સુરક્ષિત કરવાના કાર્યમાં પુનઃ ગુંથાઇ ગઇ. કિલ્લાનું સમાર કામ ચાલી રહ્યું છે, એવામાં સમાચાર મળ્યા કે ઇસ્લામી સેના કુકુસેહની હદમાં આવી પહોંચી છે. પણ ખ્રિસ્તીઓએ તેમને નદી ઉતરતા અટકાવ્યા છે. અને ઉભય પક્ષો વચ્ચે શરવૃષ્ટિ થઇ રહી છે. આ સમાચાર મળતાંજ રાજકુમારીના ઉત્સાહમાં વધારો થયો. અને તે બેવડી ઉત્સાહિત થઇને દુર્ગનું સમારકામ કરાવવા લાગી. અને તેની સહચરીઓ પણ તેને પ્રસ્તુત કાર્યમાં સહાયતા આપવા લાગી.

રાજકુમારીનો આશ્રય ગ્રહણ કર્યાને હમણા એલીઝાબેથને આઠ દિવસ થયા છે. અને તે સર્વેની સાથે એક સરખી રીતે હળી મળી ગઇ છે. આ તરફ રાજકુમારી, અને તેની ચારે સહચરીઓ તેની આગતાસ્વાગતા કરવામાં કાંઇ પણ મણા રાખતી નથી. આ પ્રમાણે નિરાધાર એલીઝાબેથ રાજકુમારીના આશ્રય તળે ઘણા આનંદમાં

કાળ નિર્ગમન કરી રહી છે. આમ કરતાં કરતાં એક દહાડો રાતના સમયે ભોજન વેળાએ વાત ઉપર વાત નિકળતાં એલીઝાબેથને ઉદ્દેશીને રાજકુમારીએ પ્રશ્ન પૂછ્યો "બેન ! શું તમે અરબ લોકોની ભાષા જાણો છો ?"

એલીઝાબેથ—હા, બેન ! થોડી ઘણી જાણું છું. હું જે સમયે તેમના આશ્રય તળે હતી, તે સમયે હું તેમની ભાષા થોડી થોડી શીખી હતી. જો લાંબા સમય પર્યંત ત્યાં રહી હોત તો તેમની ભાષા પૂરેપૂરી શીખી લેત.

ફ્લોરેન્સ—બેન ! જો તમે અરબ લોકોની ભાષા પૂરેપૂરી જાણતા નથી, તો તમે તેમની સાથે વાતચીત કેવી રીતે કરી શકતા હતા ?

એલીઝાબેથ—બેન ! તેમની સાથે વાતચીત કરવાનો પ્રસંગ મને ઘણો થોડો મળ્યો છે. કેમકે હું એક પારકી અબળા હોવાથી તેઓ પોતાના શિષ્ટાચાર અનુસાર મારા ભુવનમાં કામ સિવાય ભાગ્યેજ આવતા હતા. અને જો મને કાંઇ પૂછવું કરવું હોય તો તેઓ પોતે નહિ આવતાં પોતાની દાસી ડેશીવાને મોકલતા હતા.

ફ્લોરેન્સ—બેન ! આપણા દેશ ઉપર જે અરબ સરદાર સેના લઇને ચઢી આવ્યા છે, તેમને તમે ઓળખો છો ?

એલીઝાબેથ—બેન ! તેતો હું કેમ કહી શકું ? કેમકે તેમને મેં અહિં જોયા નથી. પણ જે અરબ સેનાધ્યક્ષે મને આશ્રય આપ્યો હતો તેમનું નામાભિધાન તો ઉસમાન હતું.

પુલચરિઆ—બેન, એલીઝાબેથ ! તમે કહી શકશો કે તે કેવા સ્વભાવના માણસ છે ?

એલીઝાબેથ—બેન ! તેમના સંબંધમાં સઘળી બીના હું સારી

આત્મકથામાં કહી ગઇ છું. હવે જે કાંઇ કહેવાનું રહ્યું છે તે એજ કે તે ઘણા સાદા, નમ્ર સ્વભાવના, દયાળુ, ઉદાર, અને વિવેકી માણસ છે. તે પોતાના શત્રુ અને મિત્ર, ઉભયની સાથે માયાળુપણે વર્તે છે. એટલુંજ નહિ પણ પોતાના દાસ દાસીઓ સાથે પણ માયાળુપણે વર્તે છે. પણ તે સ્પેનના અમીરથી અપ્રસન્ન રહે છે. કેમકે તે ઓદ્ધા ઉપર જવાની તેમની પોતાની ઇચ્છા હતી. પણ નામદાર ખલીફાના પ્રતિનિધીએ સાંપ્રત અમીરની નિમણુંક કરેલી હોવાથી તે તેમનાથી અપ્રસન્ન રહે છે.

રૂમિલડા—એ બધું તો ઠીક! પરંતુ બેન! એતો કહો કે તેમનું મુખમંડળ કેવું છે?

એલીઝાબેથ—બેન! તેમનું મુખમંડળ તો સાક્ષાત રવિના જેવુંજ છે. જાણે બીજો ક્યુપિડ (કામદેવ)જ જોઇ લો. ખરેખર મેં તેમના જેવો સૌંદર્યસંપન્ન પુરૂષ અન્ય એક પણ જોયો નથી. તેમને જોતાંજ નેત્રો ઠરી જાય છે. અને અંતઃકરણમાં પ્રીતિનો ઉદ્દભવ થાય છે. ટુંકમાં કહેવાનું એજ કે તે માનિનીના માનનું ખંડન કરે તેવા છે.

ફ્લોરેન્સ—બેન! ઘણું આશ્ચર્ય! તો શું મેં અરબ લોકો વિષે જે કાંઇ સાંભળ્યું હતું તે સર્વાંશે ખોટું છે? મેં તો એવું સાંભળ્યું હતું કે અરબ લોકો સ્યામવર્ણા અને કાંઇક કદરૂપા હોય છે. પણ તમે તો તેનાથી સર્વાંશે જુદુંજ કહ્યું.

એલીઝાબેથ—બેન! તમારી માન્યતા ભૂલભરેલી છે. જેમ આપણા લોકોમાં સઘળા ગોરવર્ણા હોતા નથી, તેમ અરબ લોકોમાં પણ કાંઇ સઘળા સ્યામવર્ણા હોતા નથી. તેમાંના કેટલાક તો અતિ સૌંદર્યસંપન્ન હોઇ ક્યુપિડને પણ શરમાવે તેવા હોય છે. અરબ

સેનાધ્યક્ષ તેનો એક સાદશ ચિતાર છે. તદુપરાંત તે હસમુખા અને રસિક છે. તેમને પ્રાકૃતિક (કુદરતી) દશ્ય જોવાનો ઘણો પ્રેમ છે. જ્યારે તે શાહેરૂલબાબમાં હતા, ત્યારે અવકાશના સમયે પ્રસ્તુત પહાડી પ્રદેશમાં ફરવા માટે જતા તે વખતે વહેતા ઝરાઓ, અને સુંદર પુષ્પોની કુંજલતાઓ જોઇ તેમને ઘણો આનંદ થતો હતો. અને ઘટિકાઓ પર્યંત તે ત્યાંજ બેસી રહેતા હતા. એટલુંજ નહિ પણ આવા રમણીય દશ્ય જોવામાં તે તલ્લીન થઇ જતા હતા. તદુપરાંત તેમને સંગીત કળાનો પણ શોખ છે. આ કારણથી તેમણે સારી સારી ગાયિકાઓને આશ્રય આપેલો છે. હું તો તેમના સ્વભાવમાં પ્રેમ અને રસિકતાના તત્વ સ્પષ્ટ જોઇ શકું છું.

ફ્લાવીઆ—અહં, બેન! તમે તો તેમના પરમ ઉપાસક જણાઓ છો. તેમના સાંદર્ય દીપકમાં તમે પતંગીઆ તો બની ગયા નહોતા ને? જો, જો, બેન, ખરેખરૂં કહેજો, અમારાથી કાંઇ પણ વાત છુપાવશો નહિ.

એલીઝાબેથ—બેન! તમે તો મારૂં હાસ્ય કરો છો. ઠીક, તમારાથી બને તેટલું હાસ્ય કરી લો. પણ હું તો જે સત્ય છે તેજ કહું છું. તેમનું સાંદર્યજ એવું છે કે જો અપ્સરા પણ તેમને જુએ તો તેમના ઉપર મોહિત થઇ જાય તો પછી મારી શી વિસાત? મારા એવા ભાગ્ય ક્યાંથી કે હું તેમની સાથે પ્રેમ કરૂં? અને તે મારો પ્રેમ સ્વીકારે? તે જ્યાં જાય ત્યાં તેમને મારા જેવી અનેક રમણીયો મળી શકે તેમ છે. આવી સ્થિતિમાં તે મારો પ્રેમ કેમ સ્વીકારે એ વાતનો તમેજ વિચાર કરી લો.

ફ્લાવીઆ—બેન, હું કાંઇ તમારૂં હાસ્ય કરતી નથી. પણ

મારા મનમાં જે શંકા ઉત્પન્ન થઇ તેજ માત્ર નિવેદન કરૂં છું. તે પ્રેમી અને રસક છે એ શું તમે સત્ય કહો છો ?

એલીઝાબેથ—સાચું, બેન ! અક્ષરસ સાચું.

ફ્લોરેન્સ—બેન ! એ બધું તો ઠીક. પણ યુદ્ધ કળામાં તે કેવા છે એ પણ કહેશો ?

એલીઝાબેથ—બેન ! તે વિષે હું કાંઇ પણ જાણતી નથી. પણ લોકોમાં એવું બોલાય છે કે તે ઘણા શુરવીર માણસ છે.

ફ્લોરેન્સ—બેન ! યુધ્ધ કળામાં તે કેવા છે, એ વાતની મને ખરી બીના મળી શકે એમ છે ?

એલીઝાબેથ—બેન ! જો હું ત્યાં હોત તો આ વાતની પણ પૂરેપૂરી માહિતી તમને આપી શકત. પણ હમણા હું અહિં રહેતી હોવાથી અત્યારે તો તેમના સંબંધમાં મેં જે કાંઇ કહ્યું છે, તેના કરતાં વિશેષ કાંઇપણ કહી શકતી નથી પણ તેમણે ક્યા ક્યા દેશો જીત્યા છે. અને હવે પછી કયા પ્રદેશ ઉપર ચઢાઇ કરવાની ઇચ્છા રાખે છે, તેનો સર્વ કોઇના જાણવામાં આવે છે.

ફ્લોરેન્સ—એ તો ખરૂં, પણ રણભૂમીમા તે પોતે આવે છે, કે પોતાના સરદારોને મોકલે છે તે કાંઇ જાણવામાં આવતું નથી.

એલીઝાબેથ—બેન ! આ વાતો તો માત્ર તેજ વ્યકિત જાણી શકે છે કે જે તેની સાથે રહેતી હોય.

પુલચરિઆ—બેન ! તમારે તો તેમની દાસીઓ સાથે સારો સંબંધ છે. તો પછી બે ચાર દિવસ ત્યાં રહી આવીને તમે અમને આ વાતની માહિતી ન આપી શકો કે ? બેન ! જો તમે ધારો તો આ કાર્ય તમારાથી થઇ શકે તેમ છે.

એલીઝાબેથ—જો રાજકુમારીની ઇચ્છા હોય તો હું ત્યાં જવાને માટે તૈયાર છું. પણ જો કોઇ બીજી સ્ત્રીને મારી સાથે ત્યાં મોકલવામાં આવે તો તે વધુ ઠીક થઇ પડે. હું તેને મારા નામનો એક પત્ર આપીને અરબ લોકોની છાવણીમાં મોકલીશ. મારો કાગળ જોઇને કોઇ પણ તેને અટકાવશે નહિ. અને બે ચાર દિવસ રહીને તે મારી પાસે આવશે. એટલે અમે બન્ને સઘળી બીના સહિત આપની સેવામાં પાછા આવીશું.

ફ્લોરેન્સ—યુક્તિ તો ઘણી સારી છે. પણ તમારી સાથે કોને મોકલવું એ વાતનો વિચાર થઇ પડયો છે.

સિલવરીઆ—બેન ! હું તમારી સાથે આવવાને માટે તૈયાર છું.

એલીઝાબેથ—વારૂ! બેન ! તો હું તમને મારી સાથે ઘણી ખુશીથી લઇ જઇશ.

ફ્લોરેન્સ—પણ બેન! તમે પત્રમાં શું લખશો એ તો કહો ?

એલીઝાબેથ—બેન! હું તેમને એમ લખીશ કે હું રાજકુમારીની પ્રિય સહચરી છું. અને જો તમારે તેમની સાથે પત્ર વ્યવહાર કરવો હોય તો તે પણ મારી મારફતે થઇ શકે એમ છે. આ યુક્તિથી અમારૂં કામ પાર પડશે એવી મને આશા છે.

ફ્લોરેન્સ—તો શું તમે તેમની આગળ મારૂં વર્ણન કર્યું હતું કે ?

એલીઝાબેથ—હા, બેન ! મેં તેમની આગળ આપના રૂપના વખાણ કર્યા હતા. અને સાથે એ પણ કહ્યું હતું કે રાજકુમારી ફ્લોરેન્સ એવી તો લાવણ્યવંતી છે કે રણભૂમીમાં તેના દર્શન માત્રથી શત્રુદળનો નાયક અંજાઇ જાય છે. અને તેની આકુળવ્યાકુળતાનો લાભ લઇને રાજકુમારીના સૈનિકો તેનો ઘાત કરે છે.

ફ્લોરેન્સ—તો શું બેન ! તમે આ વાત પણ તેમને કહી દીધી ? પણ વારૂ ! તમે આ વાતને કેમ જાણી શકયા ?

ફ્લોરેન્સ—બેન ! શું આ કાંઇ ગુપ્ત વાત છે ? આ વાત તો આખું જગત્ જાણે છે. પ્રત્યેક ઘરમાં આપના સૌંદર્યનીજ વાતચીત થાય છે. અને તે ઉપરથીજ હું પણ આ વાત જાણી શકી છું.

ફ્લાવીઆ—બેન ! આ તમે ખોટું કર્યું. તે રાજકુમારીનો ભેદ જાણી ગએલા હોવાથી ભાગ્યેજ તેમના મુકાબલામાં આવશે.

એલીઝાબેથ—બેન ! આ વાતની ચિંતા ન કરો. તે એવા માણસ નથી કે યુધ્ધથી ડરીને ઘરમાં બેસી રહે. તે રણભૂમીમાં આવશે અને અવશ્ય આવશે. મારી માન્યતા પ્રમાણે તો સ્વયં રાજકુમારીએ તેની સાથે પત્ર વહેવારનો સંબંધ રાખવો જોઇએ. એટલુંજ નહિ પણ તેમને યુધ્ધને માટે આવાહન કરવું જોઇએ. જો એમ થશે તો તે અવશ્ય આપણી જાળમાં સપડાશે. અને જો તેમ ન બન્યું તો પણ આ યુક્તિ વડે સંધિ કરવાનું કામ તો ઘણું સહેલું થઇ પડશે.

ફ્લોરેન્સ—બેન ! તમારી યુક્તિ ઘણી સારી છે. હવે આના સંબંધમાં વધુ ઉહાપોહ કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી. તમે અને સિલવરીઆ કુકુસેહ મુકામે સત્વર ચાલ્યા જાઓ. હાલમાં ત્યાં ઇસ્લામી સેના છાવણી નાખીને પડેલી છે. હા ! પણ તમે ત્યાં કેવા વેષે જશો એતો કહો ?

એલીઝાબેથ—અમે ત્યાં એક સૈનિકના વેષમાં જઇશું.

ફ્લોરેન્સ—તો આજેજ તમે તમારા કપડાલત્તાની વ્યવસ્થા કરી લો. આવતી કાલે અહિંથી બે હજાર સૈનિકોની એક સેના કુકુસેહ પ્રત્યે પ્રયાણ કરવાની છે. સઘળા સૈનિકો જુવાન અને દાઢી મુછ વિનાના હોવાથી તેમની સાથે જવાનું તમને ઠીક થઇ પડશે.

આ પ્રમાણે ઠરાવ કર્યા પછી બીજા દિવસે સવારે બન્ને સુંદરીઓએ પુરૂષ વેષ સજ્યો. અને અશ્વારૂઢ થઇને કુકુસેહ તરફ ઉપડી ગઇ. તેનને ઉપડયાને માત્ર ત્રણજ દિવસ થયા એટલામાં તો સમાચાર મળ્યા કે એક બીજી ઇસ્લામી સેના સોત્સુમની નિકટમાં આવી પહોંચી છે. આ સમાચાર મળતાંજ રાજકુમારીના હોશ ઉડી ગયા. તેણે સ્વપ્ને પણ એવું ધાર્યું ન હતું કે કુકુસેહનો કબજો કર્યા વિના મુસલમાનો આવી ત્વરાથી અહિં આવી પહોંચશે. આ કારણથી તેણે સોત્સુમના કિલ્લામાં સૈનિકોની જોઇએ તેવી વ્યવસ્થા કરી ન હતી. એટલુંજ નહિ પણ બુદીંગાલેથી યુકિઝે જેટલી સેના તેની પાસે મોકલી હતી, તે સઘળી તેણે કુકુસેહ મુકામે મોકલી દીધી. તેથી ઇસ્લામી સેનાના આગમનના સમાચાર સાંભળી તે ગભરાઇ ગઇ. અને મદદ મંગાવવા માટે પોતાના પિતાને એક પત્ર લખ્યો. તેમાં એ પણ જણાવી દીધું હતું કે જો એક બે દિવસમાં મદદ નહિ આવી મળે તો સોત્સુમ ઉપર અરબ લોકોનો કબજો થઇ જશે. તદુપરાંત તેવીજ મતલબનો એક બીજો પત્ર કુકુસેહના દુર્ગપતિને લખ્યો. પરંતુ તેને કાંઇ પણ મદદ આવી મળે તે પહેલાં તો મુસલમાનોએ દુર્ગ ઉપર હુમલો કરી દીધો.



## પ્રકરણ ૯ મું.

### ચતુરાઓની ચતુરાઇ.

ગત પરિચ્છેદમાં કહી ગયા પ્રમાણે એલીઝાબેથ અને સિલ્વરીઆ ઉભય રમણીઓ પુરૂષ વેષમાં અશ્વારૂઢ થઇને સેનાસહિત કુટ્સેહ પરત્વે પ્રયાણ કરી રહી છે. આ પ્રમાણે પ્રવાસ કરતાં કરતાં જ્યારે કુટ્સેહ માત્ર પાંચજ માઇલ દુર રહ્યું, ત્યારે પ્રસ્તુત સેનાએ એક નાના ગામડામાં છાવણી નાખી. બીજે દિવસે કુચ કરવાની હોવાથી, અને યુદ્ધનો સમય પણ નિકટ આવેલો હોવાથી, સૈનિકો અને સરદારો, એક બીજાના તંબુઓમાં બેસીને અરસપરસ પોતાના કામકાજને લગતી વાતચીત કરવા લાગ્યા. અને તેજ પ્રમાણે આપણી પૂર્વ પરિચિત શૂરવીર સુંદરીઓ પણ એક તંબુમાં બેસીને પોતાને સોંપવામાં આવેલા કામના સંબંધમાં વ્યંજના કરવા લાગી. પ્રવાસ દરમ્યાન પોતાનો ભેદ જાળવી રાખવાના હેતુથી તેમને પોતાના લાંબા સોનેરી વાળ સમારવાની પણ તક મળી ન હતી. પરંતુ અત્યારે તેમને તેવી તક મળેલી હોવાથી તેઓ પોતાનો પુરૂષ વેષ કાઢી નાખીને વાળ સમારવા લાગી. વાળ સમારતાં સમારતાં એલીઝાબેથે સિલ્વરીઆને ઉદ્દેશીને ધીમેથી કહ્યું:—"બેન! જરા પાસે આવો તો આપણે આપણા કાર્યના સંબંધમાં કાંઇ વ્યંજના કરીએ." આના પ્રતિઉત્તરમાં સિલ્વરીઆએ સહેજ પાસે આવીને કહ્યું:—"બેન! હું તમને શી સલાહ આપવાની હતી? તમે મારા કરતાં વધારે કુશળ છો. એટલે તમે જે કાંઇ કરશો તે યોગ્યજ કરશો. માટે તમે જે કરતા હો તે કરો. હું તમને તેમાં

યથાશક્તિ સહાયતા અવશ્ય આપીશ. ”

એલીઝાબેથઃ—બેન! ગમે તેમ હોય, પણ મારે તો તમારી સલાહ અવશ્ય લેવીજ જોઇએ. અત્યારે મને એક નવિન વિચાર ઉદ્ભવ્યો છે. અને જો તમે તેને અનુમોદન આપો તો આપણે કુફ-સેહ તરફ જવાની કાંઇ પણ અગત્ય નથી. અહિંથી ઉત્તર તરફ જવાનો એક સીધો રસ્તો છે. અને કદાચ તમે જાણતાજ હશો કે પ્રસ્તુત સ્થળે આપણા સમ્રાટ અરબ લોકો સાથે યુદ્ધ કરી રહ્યા છે. માટે આપણે પણ અહિંથી સીધા ત્યાંજ જઇએ. ત્યાં જવાથી આપણે અરબ છાવણીમાં ઘણી સહેલાઇથી જઇ શકીશું. કેમ? આ વિષે તમારો શો અભિપ્રાય છે?

સિલવરીઆ—બેન! હું તમારા મતને અનુમોદન આપું છું. પણ ત્યાં આપણે કેવા વેષે જવું તે તો કહો?

એલીઝાબેથ—બેન! આ વેષે ત્યાં જવામાં કાંઇ પણ સાર નથી. જો અરબ લોકો આપણને સૈનિકના વેષમાં જોશે તો તરતજ વિંધી નાખશે. માટે આપણે ત્યાં ખ્રિસ્તી સાધ્વીઓના વેષમાં જઇશું. હું આપણે માટે સાધ્વીઓના વસ્ત્રોની બે જોડ લેતી આવી છું. માટે તમે કોઇ પણ પ્રકારની ચિંતા કરશો નહિ.

સિલવરીઆ—બેન! તમે સાથે હો, અને મને ચિંતા થાય એ વાત કદી પણ સંભવીત નથી. ચાલો, તો હવે સાધ્વીઓના વસ્ત્ર પરિધાન કરીને અહિંથી પ્રયાણ કરીએ.

એલીઝાબેથ—હમણા નહિ. હમણાતો બધાં જાગે છે. મોડી રાત્રે જ્યારે સઘળા સુઇ રહ્યા હશે ત્યારે આપણે અહિંથી નિકળી જઇશું. અને થોડે દુર જઇને વેષ બદલી નાખીશું.

સિલવરીઆ—બેન ! અહિંથી વેષ બદલીને જવામાં કાંઇ વાંધો છે ?

એલીઝાબેથ—હા, તેમ કરવામાં મોટો ભય રહેલો છે. જો આપણે અહિંથી વેષ બદલીને નિકળીએ, અને કોઇ આપણને તેવા વેષમાં જોઇ લે તો આપણા ભેદનો સ્ફોટ થઇ જાય. અને કદાચ તેવી સ્થિતિમાં આપણે આપણું કાર્ય સફળ કરી શકીએ નહિ.

સિલવરીઆ—બેન ! એતો જાણે સમજી. પરંતુ આ લોહ બખ્તરનું કેમ ? તેને પણ સાથે લઇ જઇશું કે અહિં મૂકી જઇશું ?

એલીઝાબેથ—બેન ! તેની ચિંતા કરવાની કાંઇ પણ જરૂર નથી. અહિંથી તો આપણે સૈનિકના વેષમાંજ નિકળીશું. પણ થોડેક દુર ગયા પછી સૈનિકનો વેષ કાઢી નાખીને સાધ્વીઓ જેવા વસ્ત્રો પરિધાન કરી લઇશું. અને બખ્તર તથા સૈનિકના વસ્ત્રો કોઇ ગુફામા મૂકી દઇશું.

આ પ્રમાણે પ્રથમથી સઘળું નક્કી કરી લીધા પછી મધ્ય રાત્રે ઉભય રમણીઓ તંબુમાંથી બ્હાર નિકળી. અને પ્રભાત થતા થતામાં તો એક પહાડી પ્રદેશમાં આવી પહોંચી. અહિં આવ્યા પછી તેમણે સૈનિકનો વેષ કાઢી નાખીને તેને એક સહીસલામત સ્થળે મૂક્યો. અને સાધ્વીઓના જેવાં લુગડાં પહેરી લીધાં. આ પ્રમાણે સાધ્વી બનીને તેઓ આગળ માર્ગક્રમણ કરવા લાગી. તેઓ આ પ્રમાણે માર્ગક્રમણ કરી રહી છે, એવામાં અરૂણોદય થયો. અને તેઓ એક ગામમાં આવી પહોંચી. ગામમાં આવતાંજ તેઓ પ્રાર્થનાર્થે એક દેવળમાં ગઇ. અને પ્રાર્થના કર્યા પશ્ચાત સૃષ્ટિ સૌંદર્ય નિહાળી રહી છે, એવામાં તેમણે બુડિઝના યુદ્ધથી પરાઙ્મુખ થએલા સૈનિકોને

દેવળની દિશામાં નાસી આવતા જોયા. તેઓ એવા તો ગભરાઇ ગયા હતા કે હજારો પ્રયત્ન કર્યા છતાં પાછું વળીને જોતા સરખા પણ ન હતા. અને લાખો પ્રશ્ન પૂછવામાં આવતાં એકનો પણ પ્રતીઉત્તર આપતા ન હતા. દેવળ સામે આવો પ્રકાર બની રહ્યો છે, એટલામાં એક સૈનિક હાંફળોફાંફળો બનીને શ્વાસભેર ત્યાં દોડી આવ્યો. અને દેવળના દ્વાર પાસેજ પોતાનો સૈનિક વેષ ફેંકી દઇને અંદર પેઠો. અને સીધો વધસ્થંભ પાસે જઇને લાંબો થઇને પૃથ્વી ઉપર પડયો. અને પોતાના પ્રાણ બચાવવા માટે પ્રભુને વિનવવા લાગ્યો. તેને આ પ્રમાણે ભયગ્રસ્ત જોઇને એલીઝાબેથે તેની પાસે જઇને પ્રશ્ન કર્યો " વીરા ! તું આ પ્રમાણે ગભરાઇ કેમ ગયો છે ? રણભૂમીમાં કાંઇ વિપરીત બનાવ તો બન્યો નથી ને ? જે હોય તે સત્વર કહે." પ્રતીઉત્તર આપતાં સૈનિકે કહ્યું " પવિત્ર માતા ! યુદ્ધનું પરિણામ ઘણું માઠું આવ્યું છે. આજે દશ બાર દિવસ થયાં અમે મુસલમાનો સાથે યુદ્ધ કરીને તેમને નદી ઉતરવા દેતા ન હતા. પણ ગઇ કાલે સંધ્યા સમયે તેમણે એવો તો પ્રબળ ધસારો કર્યો કે અમે તેમની સામે ટકી શકયા નહિ. આ પ્રમાણે વિજય મેળવી તેઓ નદી ઉતરીને સામે તીરે આવ્યા. અને અમારા ઉપર વેગ પૂર્વક આક્રમણ કર્યું. તેમની અપૂર્વ વીરતા આગળ અમે ટકી શકયા નહિ. અને અમારા સૈન્યમાં ભંગાણ પડયું. સૈનિકોએ જે દિશામાં માર્ગ જડયો તે દિશામાં નાસવા માંડયું. સમ્રાટે તેમને અટકાવવાને ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પણ સઘળું વ્યર્થ. અમને નાસતા જોઇને અરબ સૈનિકોએ અમારી પુંઠ પકડી. અને તેઓ હમણાજ અહિં આવી પહોંચશે. જો તેઓ અહિં આવે તો કૃપા કરીને તેમને મારી ઓળખાણ આપશો નહિ. પણ એમજ કહેજો કે એ તો દેવળનોજ માણસ છે." નાસી આવેલા સૈનિકને મોઢે આવા માઠા સમાચાર

સાંભળીને એલીઝાબેથના હોશ ઉડી ગયા. પરંતુ ઉપરોક્ત સૈનિકને આશ્વાસન આપવાના હેતુથી તેણે તેને ઉદ્દેશીને કહ્યું "વીરા! ગભરાઇશ નહિ. શાંત થા. અને ચિંતા ન કર. તેમને તારી ઓળખાણ આપીશ નહિ."

આટલી વાતચીત કર્યા પછી તેણે સિલવરીઆ તરફ જોઇને કહ્યું "બેન! થઇ રહ્યું. યુદ્ધનું ઘણું માઠું પરિણામ આવ્યું. અને આપણી સઘળી ધારણાઓ ધુળમાં મળી ગઇ. આપણે ધારતા હતા કાંઇ. અને થયું કાંઇ. છેવટે ધાર્યું ધરણીધરનુંજ થયું. હવે આપણે સાવચેત રહેવું જોઇએ. આજેજ અરબ સેના અત્રે આવી પહોંચશે. જો તેઓ આવે તો તેમની સાથે તમેજ વાતચીત કરજો. કેમકે હું તેમની સાથે લાંબા સમય પર્યંત રહેલી હોવાથી કદાચ કોઇ મારો સાદ ઓળખી જતાં આપણો ભેદ ફુટી જાય."

સિલવરીઆ—વારૂ! તેમ કરીશ. પણ મારે તેમની સાથે કેવી રીતે વાતચીત કરવી એતો કહો?

એલીઝાબેથ—જાઓ બેન! તમે તો એટલું પણ સમજતા નથી. આવા છેક ભોળા ક્યાંથી નિકળ્યા? વાત કરવામાં પૂછવાનું શું હોય વળી? તેઓ આવે તો કહેજો કે તમારા સેનાધ્યક્ષ ક્યાં છે? અમારે તેમને મળવું છે. આ સિવાય બીજું શું પૂછવાનું હતું?

સિલવરીઆ—બેન! તમે ઘણા ચતુર છો. હું તો પહેલાંથીજ ભોળી હતી. અને આ માઠા સમાચાર સાંભળીને તો મારા હાંજાજ ગગડી ગયા છે. મારી બુદ્ધિ બહેર મારી ગઇ છે. બલ્કે મને તો કાંઇ સુઝતુંજ નથી. પણ વારૂ? તેઓ મારી ભાષા સમજી શકશે ખરા કે?

એલીઝાબેથ—બેન ! આમ છેક નિરાશ ન થાઓ. જરા ધીરજ ધરો. અને મનમાં હિમ્મત રાખો. પ્રભુ કરશે તો સઘળાં સારા વાનાં થશે. કદાચ અરબ લોકો તો આપણી ભાષા સમજી શકશે નહિ. પણ સ્પેનિશ સૈનિકો તો તે અવશ્ય સમજશેજ.

આ છેલ્લું વાક્ય પુરૂં થતા થતામાં તો અરબ સેના ત્યાં આવી પહોંચી. તેમના હાથમાં રક્તથી ખરડાએલી તલવારો હતી. અને યુદ્ધમાં પકડાયલા સૈનિકો તેમની આગળ ચાલતા હતા. આ દેખાવ જોતાંજ ઉભય સુંદરીઓ દેવળની બારી પાસેથી ખસીને એક એકાંત ઓરડામાં ભરાઇ બેઠી. દેવળની પાસે આવતાંજ ઘોડા ઉપરથી નીચે ઉતરીને કેટલાક સ્પેનનિવાસી અસ્વારોહીઓ દેવળમાં પેઠા. દેવળમાં પ્રવેશ કરતાંની સાથેજ યુદ્ધ-વિમુખ થએલો ખ્રિસ્તી સૈનિક તેમના જોવામાં આવ્યો. શૂરવીર ઇસ્લામી સૈનિકોને જોતાંજ પ્રસ્તુત ખ્રિસ્તી સૈનિક ગભરાઇ ગયો. અને આજીજીથી બોલી ઉઠ્યો કે " દયાળુ ગૃહસ્થો ! હું કાંઇ સૈનિક નથી. પણ દેવળનો માણસ છું. માટે કૃપા કરીને મને શાસન કરશો નહિ. " તેને આ પ્રમાણે કાંઇ પણ કારણ વગર ગભરાએલો જોઇને ઇસ્લામી સૈનિકોને રમુજ સાથે હાસ્ય ઉત્પન્ન થયું. અને તેમાંના એક આગળ આવીને તેને આશ્વાસન આપતાં કહ્યું " ભાઇ ! તું ગભરાય છે શા માટે ? જરા શાંત થા. અને ધીરો પડ. અમે તને કાંઇ પણ ઇજા કરીશું નહિ. કોઇ પણ નિર્દોષ માણસને શિક્ષા કરવી એ અમારા ધર્મથી વિરૂદ્ધ છે. પણ ભાઇ ! તારો દેખાવ તો એક સૈનિકનો જેવોજ જણાય છે. "

ખ્રિસ્તી સૈનિક—ના, સાહેબ ! હું કાંઇ સૈનિક નથી. જો આપને મારા કહેવા ઉપર વિશ્વાસ આવતો ન હોય તો અત્રેની સાધ્વીઓને પૂછી જુઓ. તેઓ આ સામેના ઓરડામાં છે.

તેના મોઢામાંથી આ છેલ્લા શબ્દો બહાર પડતાં પહેલાં સિલ-વરીઆએ ગભરાઇને કમાડ ઉઘાડી નાખ્યા. અને અરબ સૈનિકોને ઉદ્દેશીને દીનતાપુર્વક કહ્યું "ગૃહસ્થો! અમે પ્રવાસી સાધ્વીઓ છીએ અને પ્રવાસ કરતાં કરતાં ગઇ રાત્રેજ અહિં આવ્યા છીએ. તેથી અમે આ માણસ વિષે નિશ્ચિતપણે કાંઇ પણ કહી શકતા નથી."

તેમને મોઢે આવા ઉદ્ગારો સાંભળીને અરબ સૈનિકોએ પોતાનું મુખ પ્રસ્તુત ખ્રિસ્તી સૈનિક તરફ ફેરવતાં કહ્યું "ઓ! કા પુરૂષ તું જુઠો છે. તેં જુઠું બોલીને અમને છેતર્યા. તું યુદ્ધથી નાસી આવેલો ખ્રિસ્તી સૈનિક છે એમાં કાંઇ પણ શક નથી. તારા લૂગડાં અમે બહાર પડેલાં જોયાં છે. પ્રાણ બચાવવાને માટેજ તું વેષ બદલીને અહિં નાસી આવ્યો છે. તારા આવા કાયરપણાને માટે તને ભારે શિક્ષા થવી જોઇએ. પણ તારા ઉપર દયા લાવીને અમે તને જતો મૂકીએ છીએ."

આ પ્રમાણે પ્રસ્તુત સૈનિકને અભયદાન આપીને તેઓ સાધ્વીઓ તરફ વળ્યા. અને તેમને ઉદ્દેશીને કહ્યું:—"બાળાઓ! અમે તમારા દેવળના માણસો ઉપર દયા લાવીને તેમને જતા મૂકયા છે. પણ આવી બાલ્યાવસ્થામાં તમને આવા વેષે જોઇને અમને ઘણી નવાઇ લાગે છે. અને અમે તમારી આત્મકથા સાંભળવાને ઘણા ઉત્સુક છીએ. જો કાંઇ પ્રત્યવાય ન હોય તો અમને તમારી આત્મકથા કહી સંભળાવો. સૃષ્ટિના નિયમાનુસાર પ્રેમગ્રંથિમાં નહિ ગુંથાતા તમે આવો વેષ કેમ સજ્યો એ કાંઇ સમજાતું નથી. માટે તમારી સંપૂર્ણ આત્મકથા કહી સંભળાવીને અમારી શંકાનું નિવારણ કરો. અને જો તમને કાંઇ વાંધો ન હોય તો અમે તમને અમારા સરદાર પાસે લઇ જવા ઇચ્છીએ છીએ. તેમની પાસેથી તમને ઘણું જાણવાનું મળશે. તમારા સતીત્વને

ત્યાં કાંઇ પણ આંચ આવશે નહિ એ નિશ્ચય માનજો. કેમકે પર સ્ત્રી સાથે તેની ઇચ્છા વિના સંસર્ગ કરવો એને અમે મહાન પાપ સમાન માનીએ છીએ. પણ જો તેની પોતાની ઇચ્છા હોય તો પછી તેની સાથે લગ્ન કરવામાં અમને કાંઇ પણ વાંધો આવતો નથી. માટે તમારી ઇચ્છા વિના ત્યાં કાંઇ પણ થશે નહિ એ વાતની તમારે ખાત્રી રાખવી. અહિં રહેવામાં તમારા શિયળવ્રતને પણ આંચ આવવાનો ભય રહે છે. કાંઇ સઘળા લોકો મોહનો ત્યાગ કરીનેજ સાધુ થતા નથી. પણ કેટલાક તો કેવળ પોતાની વિષયલાલસાને પોષવા માટેજ સાધુવ્રત ધારણ કરે છે. આવા સાધુઓને યોગીના આકારમાં ભોગીજ જાણવા. અને તેમનાથી સદાકાળ બચતા રહેવું. આવા ધર્મઢોંગી સાધુઓ, અથવા સાધુરૂપી શેતાનોનો આ જગતમાં કાંઇ ટોટો નથી. તેઓ સાધુ બનીને પરસ્ત્રી ગમન કરવામાંજ મોજ માણે છે. અને તેમાંજ પોતાના સાધુત્વની સાર્થકતા સમજે છે. અને પ્રભુને બદલે રમણીનુંજ રટણ કરે છે. એટલુંજ નહિ, પણ નવા નવા પ્રપંચો રચીને પોતાના દર્શને આવતી ભોળી બાળાઓનું સતીત્વ ધન લુંટી લે છે. ખરી રીતે જોતાં તેઓ લુટારાઓ કરતાં પણ વધારે અધમ ગણાય. કેમકે લુટારાઓએ લુટેલું ધન તો યત્ન કરવાથી કદાચ પાછું મળી શકે છે, પણ આ સાધુરૂપી લુટારાઓએ લુંટેલું સતીત્વરૂપી ધન કદી પણ પાછું મળતું નથી. પોતાના આવા આચરણોથી તેઓ આ જગતના લોકો અને જગતનિયંતા ઉભયના અપરાધી થાય છે. ખરે, આવા દુષ્કર્મો કરનારા સાધુઓને તેમના દુષ્કર્મો બદલ ભારે શિક્ષા થવાની અગત્ય છે. જો તેમણે સંસારનો ખરેખરો ત્યાગજ કર્યો હોય તો સંસારમાં રહેવાનું, મિષ્ટ ભોજન આરોગવાનું અને સ્ત્રીઓ સાથે સંસર્ગ કરવાનું પ્રયોજન શું ? ખરી રીતે જોતાં તેમણે વનવાસ કરવો

જોઇએ. અને ફળાહાર કરીનેજ પોતાના શરીરનું પોષણ કરવું જોઇએ. પણ તેમ નહિ કરતાં તેઓ સંસારમાં રહીને રાતદિવસ કામિનીઓનુંજ રટણ કરે છે એ તેમની ભ્રષ્ટતા નહિ તો બીજું શું? આ પ્રકારના અનેક બનાવો બન્યા છતાં હજી લોકો સમજતા હોય તેમ લાગતું નથી. તેઓ ઘણી ખુશીથી પોતાના કુટુંબની સ્ત્રીઓને આવા ધર્મઢોંગી સાધુઓની સેવા કરવા માટે મોકલે છે. અને તેમાં મોટું પુણ્ય રહેલું માને છે. કેમ જાણે તેમાંજ મોક્ષ રહેલો ન હોય એમ તેઓ સમજે છે. જો આવા અધર્મ કાર્યમાંજ મોક્ષ રહેલો હોય તો તેવા મોક્ષને પણ નવ ગજના નમસ્કારજ કરવા જોઇએ. એક ધર્મોપદેશકે ખરૂંજ કહ્યું છે કે સાધુઓએ સંસારનો ત્યાગ કર્યા પછી સ્ત્રીઓએ તેમની પાસે જવું એ તેમની મરી ગએલી વિષયલાલસા પુનઃ જાગ્રત કરવા જેવું છે. અને તેના અંગે જે કાંઇ પાપ થાય તેની ભોક્તા તે સ્ત્રીજ થાય છે. સ્ત્રીનો મોક્ષ પોતાના પતિની સેવા કરવામાંજ રહેલો છે. જો તે બીજું કાંઇ પણ નહિ કરતાં મનસા, વાચા અને કર્મથી પતિની સેવા બજાવે, અને તેની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરે તો તે મોક્ષ ગતિને અવશ્ય પ્રાપ્ત થાય એમાં કાંઇ પણ સંદેહ નથી. અને તેવું પ્રત્યેક ધર્મમાં કહેલું છે. એટલુંજ નહિ, પરંતુ પ્રત્યેક ધર્મમાંથી તેવા અનેક ઉદાહરણો મળી આવે છે. અમારા ધર્મમાં પણ તેવા ઉદાહરણોનો કાંઇ ટોટો નથી. હઝરત મહમદ સ. અ. વ. ના સમયમાં પતિસેવાના પ્રતાપેજ એક સ્ત્રીના પિતાને મોક્ષગતિ પ્રાપ્ત થઇ હતી. માટે સ્ત્રીઓએ તો માત્ર પોતાના પતિનીજ સેવા કરવી જોઇએ. અને પરપુરૂષની છાયા માત્રને પણ વર્જ્ય ગણવી જોઇએ. ડાહ્યા માણસોએ કહ્યું છે કે પુરૂષ પાવક છે. અને સ્ત્રી ઘૃત છે. તેથી જેમ અગ્નિ આગળ ઘી પીગળી જાય છે, તેમ પુરૂષ આગળ સ્ત્રી પણ પીગળી જાય

છે. માટે એ બન્નેનો કદી પણ સંસર્ગ થવા દેવો જોઇએ નહિ. અથવા એ બન્નેને કદી પણ સાથે રાખવા જોઇએ નહિ. જ્યારે ડાહ્યાં માણસો અને ધર્મશાસ્ત્રો આ પ્રમાણે કહે છે, ત્યારે સાધુસેવા અથવા ગુરૂપૂજનનું પ્રમાણ ક્યાં રહ્યું ? તમારા દેવળોમાં પણ પ્રસંગોપાત કેવા કેવા બનાવો બને છે એ તમારી જાણ બ્હાર તો નહિજ હોય. માટેજ કહું છું કે આવા ઢોંગ મૂકી દો તો સારૂં. પછી તો જેવી તમારી ઇચ્છા. જો અમારા સેનાધ્યક્ષ પાસે આવવાની તમારી ઇચ્છા હોય તો અમે તમને યોગ્ય માન સહિત ત્યાં લઇ જઇશું."

આ પ્રમાણે પોતાને અભયદાન મળ્યાથી નિર્ભય થઇને સિલ-વરીઆએ અરબ સૈનિકોનો ઉપકાર માનતાં કહ્યું. " ગૃહસ્થો ! આપે આ પ્રસંગે અમારા તરફ જે દયાભાવ દર્શાવ્યો છે તે કદી પણ ભૂલાય તેવો નથી. અને તે બદલ આપનો જેટલો આભાર માનવામાં આવે તેટલો થોડો છે. અમે અબળાઓ માત્ર આશિષ સિવાય આ-પને બીજું કાંઇ પણ આપી શકીએ તેમ નથી. પણ પરમકૃપાળુ પ્રભુ તો આપને તેનો બદલો અવશ્ય આપશેજ. કેટલાક ધર્મઢોંગી સાધુઓના સંબંધમાં આપે જે ઉદ્ગારો કાઢ્યા છે તે અક્ષરસ ખરા છે. અને અમે તેને અનુમોદન આપીએ છીએ. પણ સાધ્વી થવાનો અમારામાં જે શિષ્ટાચાર છે, તેનો તો અમે ત્યાગ કરી શકતા નથી. પણ આપની આજ્ઞાનું પાલન કરીને અમે ભવિષ્યમાં કોઇ પ્રસંગે આપના સેનાધિપતી પાસે આવીશું.

ઇસ્લામી સૈનિક—ઠીક! જેવી તમારી ઇચ્છા. જો તમારી ઇચ્છા ન હોય તો અમે તમને વધુ આગ્રહ કરવાનું ઉચિત ધારતા નથી. પણ તમારી સત્યતા ઉપર પ્રસન્ન થઇને હું તમને આ પરવાનો આપું

શું. તેને જોતાંજ પ્રત્યેક ઇસ્લામી તમારા પ્રત્યે અનુકંપા દેખાડશે.

આ પ્રમાણે કહીને તેણે અમીરના શિક્કાવાળો એક પરવાનો સિલવરીઆને આપ્યો. એટલે તેનો ઉપકાર માનતાં સિલવરીઆએ કહ્યું " મહાશય ! અમારા ઉપર આપનો મહદ્ ઉપકાર થયો છે. એટલુંજ નહિ, પરંતુ આપની આ છેલ્લી ઉદારતાએ તો અવધિજ કરી છે. પ્રભુ આપને તેનો બદલો આપે એવી અમારી તે કૃપાળુ પરત્વે અભ્યર્થના છે. મહાશય ! જો આપની આજ્ઞા હોય તો કાંઇક પૂછવાની ઇચ્છા છે. "

ઇસ્લામી સૈનિક—સુંદરી ! જે પૂછવું હોય તે ખુશીથી પૂછો.

સિલવરીઆ—મહાશય ! આપના સેનાધ્યક્ષનું નામાભિધાન શું છે ? અને હમણા તેમનો મુકામ ક્યાં છે એ કૃપા કરીને કહેશો ?

ઇસ્લામી સૈનિક—સુંદરી ! જ્યારે તમે સ્વયં અમારા સરદાર પાસે આવવાના છો ત્યારે નામ પૂછવાનું પ્રયોજન શું ? ખરેખર, તેની કાંઇ પણ અગત્ય નથી. ત્યાં આવ્યા પછી તમે સઘળું જાણી શકશો.

સિલવરીઆ—જેવી આપની ઇચ્છા. અમે થોડા સમય પછી આપના સેનાધિપતીની સેવામાં હાજર થઇશું.

આ પ્રમાણે નાસી આવેલા ખ્રિસ્તિ સૈનિક અને ઉભય કામિનીઓને અભયદાન આપ્યા પશ્ચાત ઇસ્લામી સૈનિકો પોતાની છાવણી તરફ ચાલ્યા ગયા પછી ઉભય રમણીઓ આશ્ચર્યયુક્ત ભાવથી અરસપરસ જોવા લાગી. આ પ્રમાણે કેટલીકવાર સુધી અરસપરસને મૌનપણે જોઇ રહ્યા પછી મૌનવ્રતનો ભંગ કરતાં એલીઝાબેથે કહ્યું " બેન ! સાંભળ્યું ? અરબ લોકો સોત્યુમ સુધી પહોંચી ગયા. ઘણા

આશ્ચર્યની વાત ! હવે શું કરવું તેની પણ કાંઇ ગમ પડતી નથી. રાજકુમારીએ પણ મોટી ભૂલ કરી કે આખી સેના કુકુસેલ તરફ મોકલી આપી. હવે દુર્ગનું રક્ષણ કેમ થઇ શકશે ? હવે તો માત્ર પ્રભુનોજ આધાર રહ્યો છે. તે જે કરે તે ખરૂં. ”

સિલવરીઆ—હા, બેન ! સાંભળ્યું તો ખરૂં. વાત છેક વંડી ગઇ. અને ઘણો વિષમ પ્રસંગ આવી પડયો છે. પણ એમાં બિચારી રાજકુમારી શું કરે ? અને તેનો શો દોષ ? એ બિચારી કાંઇ એવુંજ જાણતી હતી કે અરબ લોકો કુકુસેલ સર કર્યા વિના અહિં આવશે ? અને જો તે વિષે કાંઇ પણ જાણતી હોત તો આ પ્રમાણે સઘળી સેના અહિં મોકલી આપતજ નહિ. ભાવિ પ્રબળ છે. અને તેમાં મનુષ્યનો કશો પણ ઉપાય ચાલતો નથી. માણસ તો માત્ર વિચારજ કરી જાણે છે. પણ તેનું પરિણામ ઇશ્વરને આધિન છે. માટે સુજ્ઞ મનુષ્યોએ તેવા પ્રસંગોમાં શોક અને ચિંતાને આધિન નહિ થતાં ધૈર્ય ધરીને સઘળું સહન કરવું, અને પુનઃ પ્રયત્ન આદરવો. અને તેમાં સફળ થવા માટે પ્રભુની પ્રાર્થના કરવી. આપણે માટે પણ તેના સિવાય બીજો કાંઇ ઉપાય નથી.

એલીઝાબેથ—બેન ! તમારૂં કથન યથાર્થ છે. ભાવિ આગળ કોઇનું કાંઇ પણ ચાલતું નથી. માટે તેના સંબંધમાં શોક કે હર્ષ કરવો મિથ્યા છે. પરંતુ પ્રભુ ઉપર વિશ્વાસ રાખીને ઉપાય તો અવસ્ય કરવોજ જોઇએ. હવે અહિંથી પાછા જવું જોઇએ. આગળ વધવામાં કાંઇ પણ સાર નથી. મને તો રાજકુમારીની ઘણી ચિંતા થાય છે. તે બિચારીની આ વખતે કેવી સ્થિતિ હશે ? સારૂં થયું કે આપણને આ પરવાનો મળી ગયો. તેને માટે આપણે પ્રભુનો આભાર

માનવો જોઇએ. હવે આપણે સોત્યુમ પરત્વે ઘણી સહેલાઇથી જઇ શકીશું. અને માર્ગમાં કાંઇ પણ વિઘ્ન નડશે નહિ.

સિલવરીઆ—એતો ઠીક ! પણ ત્યાં જઇશું કેવી રીતે, તેનો કાંઇ વિચાર કર્યો? કેમકે રસ્તો તો ઇસ્લામી સનિકોદ્વારા રોકાયલો છે?

એલીઝાબેથ—બેન ! આમ ગભરાઓ છો શા માટે ? જરા ધીરજ ધરો. જો રસ્તો રોકાયલો હશે તો આપણે સરિતાના કાંઠે કાંઠે જઇશું. જો કાંઇ વાહન મળી જાય તો વધારે સારૂં. પણ હમણા તેની શોધ કરવાનો સમય નથી. માર્ગમાં મળી જશે તો ઠીક છે, નહિ તો પછી પગે ચાલીને જઇશું. અને જો વાહન ન મળે તો શ્રમ કર્યા વિના આપણો છુટકો પણ નથી. ચાલો ! હવે આપણે અહિંથી પ્રયાણ કરીએ.

આટલી મસલત કર્યા પછી પુનઃ સાધ્વીઓ જેવા વસ્ત્રો પરિધાન કરીને તેમણે પોતાના પ્રવાસનો પુનઃ આરંભ કર્યો. અને ઉતાવળા પગલે પશ્ચિમ દિશા પ્રત્યે પ્રયાણ કર્યું. માર્ગમાં વાહનની કાંઇ પણ સગવડ ન મળ્યાથી ચાલતાં ચાલતાં તેમને ઘણો થાક લાગ્યો. અને સૂર્યના પ્રખર તાપને લીધે તેમનું તેજ મંદ પડી ગયું. પરંતુ રાજકુમારીની પ્રીતિ તેમને કોઇ પણ રીતે હતાશ, અથવા ઉત્સાહભગ્ન થવા દેતી ન હતી. આ પ્રમાણે પ્રવાસ કરતાં કરતાં તેઓ એક નાના ગામડામાં આવી પહોંચી. અને એક દેવળમાં મૂકામ કર્યો. આ દેવળના અંગે એક ધર્મશાળા પણ બાંધવામાં આવી હતી. પ્રસ્તુત ધર્મશાળામાં પ્રવાસી ખ્રિસ્તીઓ નિવાસ કરતા હતા. તેમના ખાવા પીવાની, અને રહેવા કરવાની વ્યવસ્થા દેવળના અધ્યાપકો તરફથીજ કરી આપવામાં આવતી હતી. આપણી પૂર્વપરિચિત સુંદરીઓએ પણ ત્યાંજ નિવાસ કર્યો. અને પ્રવાસનો થાક ઉતર્યા પછી પ્રભુની પ્રાર્થના

કરીને ભોજનાદિ કાર્યમાં પ્રવૃત્ત થઇ. અને તે સમાપ્ત થયા પછી રાત્રિ વધારે વ્યતિત થએલી હોવાથી સુઇ રહી. અને તરતજ ઘોર નિદ્રાને આધિન થઇ. પણ જેના ચિત્તમાં ચિંતા હોય તેને ઊંઘ ક્યાંથી આવે ? તદનુસાર ઉભય સુંદરીઓને પણ પ્રવાસની ચિંતા હોવાથી તેમની ઊંઘમાં ભંગાણ પડ્યું. તેથી રાત્રિ વ્યતિત કરવા માટે તેઓ અરસપરસ વાર્તાલાપ કરવા લાગી. કેટલીકવાર વાતો કરતાં તેઓ ઊંઘી જતી. પણ ચિંતાને લીધે તેઓ ઝબકીને તરતજ જાગી ઉઠતી. આ પ્રમાણે કરતાં કરતાં રાત્રિ વ્યતિત થઇ. અને પ્રભાતનો સમય થયો. એટલે અરૂણોદય પહેલાં તેમણે પ્રયાણ કર્યું. અને બપોર થતા થતામાં તો તેઓ સોલ્તુમની નિકટમાં આવી પહોંચી. અહિં આવતાંજ તેમને સમાચાર મળ્યા કે સોલ્તુમ ઉપર મુસલમાનોએ ઘેરો ઘાલ્યો છે. અને પક્ષી માત્ર પણ અંદર પ્રવેશ કરી શકતું નથી. આ માઠા સમાચાર સાંભળીને તેમને ઘણો ખેદ થયો. અને તેમના મોઢામાંથી અનાયાસે આ ઉદ્દગારો નિકળી પડયા કે "અફસોસ, અમારી સઘળી મહેનત વ્યર્થ ગઇ. અને ધારેલી ધારણા ધુળમાં મળી ગઇ."

# પ્રકરણ ૧૦ મું.

## યુક્તિ સફળ થઈ.

આગલા પ્રકરણમાં ઉભય રમણીઓ સોત્યુમની નિકટમાં પહોંચતાંજ પ્રસ્તુત દુર્ગને ઇસ્લામી સેનાદ્વારા ઘેરાઇ ગએલો સાંભળીને ભયભીત થઇ ગઇ એ આપણે જોઇ ગયા છીએ. તેઓ વિચાર કરવા લાગી કે હવે શું કરવું ? રાજકુમારી પાસે દુર્ગમાં જવું કે બુર્દીગાલે તરફ જઇને સૈન્ય લઇ આવવું ? અર્થાત્ રાજકુમારીને કેવી રીતે સહાયતા આપવી, અને ઇસ્લામી સેનાને કેવી રીતે ઘેરો ઉઠાવી લેવાની ફરજ પાડવી એ વિષે તેઓ વિચાર કરવા લાગી. દીર્ઘ સમય પર્યંત વિચાર કર્યા પછી છેવટે તેમણે પોતાના નિયત થએલા ઉદ્યોગનેજ વળગી રહેવાનો ઠરાવ કર્યો. આ પ્રમાણે કાર્યક્રમ નક્કી કરીને તેઓ સોત્યુમ તરફ નહિ જતાં પાસેના એક ગામડામાં ગઇ. અને એક દેવળમાં નિવાસ કરીને ત્યાંના નિવાસીઓને યુદ્ધના સમાચાર પૂછવા લાગી. આ પ્રમાણે તપાસ કરતાં કરતાં એક વૃદ્ધા દ્વારા તેમના જાણવામાં આવ્યું કે અરબ લોકો તેમના આગમનના એક દિવસ પહેલાંજ ત્યાં આવેલા છે. તેઓ આવ્યા તે વખતે દુર્ગમાં ઘણી થોડી સેના હતી. પણ રાજકુમારીને તેમના આગમનના સમાચાર બે દિવસ આગમચ મળેલા હોવાથી તેણે બુર્દીગાલે અને કુકુસેહથી સેના મંગાવવાનો ઉદ્યોગ કર્યો હતો. અને પોતાના પ્રસ્તુત ઉદ્યોગમાં તે થોડા ઘણા અંશે સફળ પણ થઇ હતી. પણ ઇસ્લામી સેના અચાનક આવી પહોંચવાથી રાજકુમારીને બહારથી વધુ કુમક મળી શકી નહિ. આ

કારણથી પોતાની પાસે જેટલું સૈન્ય હતું તેટલા ઉપરજ આધાર રાખીને રાજકુમારીએ દુર્ગના દ્વાર બંધ કર્યાં. અને તેની રક્ષા કરવામાં ઉદ્યુક્ત થઇ.

વૃદ્ધ સાધ્વીએ રાજકુમારીના ઉપરોક્ત સમાચાર કહ્યા પછી તત્સંબંધે વિશેષ જાણવાની જિજ્ઞાસાવાળી એલીઝાબેથે તેને અનુલક્ષીને કહ્યું:–" પવિત્ર માતા! આપે સોત્થુમના ઘેરાને લગતું જે વર્ણન આપ્યું છે તેથી હું ઉપકૃત થઇ છું. ખરેખર, આપણા ઉપર અચાનક આપત્તિ આવી પડી છે. પ્રભુ ઉપર વિશ્વાસ રાખો. તે આપણું રક્ષણ કરશે. પણ શું હજી સુધી આપણી રાજકુમારી દુર્ગમાંજ છે?"

વૃદ્ધા—હા, તે હજી દુર્ગમાંજ છે. શું તું એમ ધારતી હતી કે તે નાસી ગઇ હશે? જો તેમજ હોય તો તે તારી ભૂલ છે. શું શૂરવીરો પણ યુદ્ધથી વિમુખ થતા હશે કે? નહિ કદાપિ નહિ. તદનુસાર આપણી રાજકુમારી પણ મહા પરાક્રમી છે, તો તે રણભૂમિમાંથી કેમ નાસી જાય વારૂ? હમણા પણ તે દુર્ગમાંજ છે. અને અતિ વીરતાપૂર્વક તેનું રક્ષણ કરી રહી છે.

એલીઝાબેથ—માતા! આ વાતની તો મને પહેલાંથીજ ખાત્રી હતી. પણ તત્સંબંધે મારા શંકાશીળ અંતઃકરણમાં જે શંકા જન્મ પામી હતી તેનું સમાધાન કરવા અર્થેજ આવો પ્રશ્ન સ્વાભાવિક રીતે પુછાઇ ગયો. નહિ તો મને રાજકુમારીના શૂરાતન વિષે પુરતો પરિચય તેમજ અનુભવ છે.

વૃદ્ધા—એતો ઠીક. પણ કુકુસેહના કાંઇ સમાચાર તારા જાણવામાં આવ્યા છે કે? જો તું જાણતી હોય તો મને નિવેદન કર. હું તે જાણવાને માટે અતિ આતુર છું. અને તત્સંબંધે મને ઘણી ચિંતા થાય છે.

એલીઝાબેથ—પવિત્ર માતા! તે વિષે હું સન્ધુ જાણું છું. એટલુંજ નહિ પણ હું મારી જાતે ત્યાંની સઘળી સ્થિતિ જોઇ આવી છું. ત્યાં ઘણો વિપરીત બનાવ બન્યો છે. કહેતાં જીભ ઉપડતી નથી. પણ શું કરૂં? આપનો આગ્રહ જોઇને કહેવુંજ પડે છે. માતા! કુકુ-સેહની ખ્રિસ્તી સેના મુસલમાનોને હાથે પરાજીત થઇ છે. અને વિ-જેતાઓએ દુર્ગનો કબજો લીધો છે. આવો એક સમર્થ કિલ્લો શત્રુના હાથમાં ગયો, એ પણ આપણા હતભાગ્યનીજ નિશાની.

એલીઝાબેથના મોઢે કુકુસેહના સમાચાર સાંભળતાંજ વૃદ્ધાના તો હાંજાજ ગગડી ગયા. અને તેના અંતઃકરણમાં મોટો ધ્રાસકો પડયો. તેથી દુઃખના આવેશમાં ઇસુ ખ્રિસ્તની માતાનું સ્મરણ કરતાં તે બોલી ઉઠી "પવિત્ર માતા! આ શું કહેવાય? પ્રત્યેક સ્થળે તમારા બાળકોનોજ પરાજય થાય છે. અત્યાર સુધીમાં ખ્રિસ્તીઓ મોટા મોટા ફળદ્રુપ નગરો તો ગુમાવીજ બેઠા હતા. માત્ર કુકુસેહ અને સોત્યુમના સુરક્ષિત દુર્ગોજ તેમની પાસે અવશેષ રહ્યાં હતાં. અને તેટલાથીજ તેઓ સંતોષ માનતા હતા. એટલુંજ નહિ, પરંતુ કુકુસેહ ઉપર તો તેમને પોતાના રક્ષણનો મોટો આધાર હતો. પણ અફસોસ કે અમારા હતભાગ્યે તે કિલ્લો પણ મુસલમાનોના હાથમાં ગયો. એક બાજુએ કુકુસેહ ઉપર તેમનો કબજો થઇ ગયો છે. અને બીજી બાજુએ સોત્યુમ ઉપર પણ ધાડ આવી પહોંચી છે. તેને પણ મુસલમાનોએ ઘેરી લીધો છે. અને તેના દહાડા ભરાઇ ગએલા લાગે છે. આજકાલમાં તે પણ પડશે એવી ચિંતા રખાય છે. આ બધું શું થઇ રહ્યું છે તેની કાંઇ પણ સમજ પડતી નથી. શું આ ખ્રિસ્તી સામ્રાજ્યનો નાશ થશે? આવો વિચાર માત્ર પણ અમારા અંતઃકરણોને આકુળવ્યાકુળ કરી નાખે છે. માતા!

અમારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. જો તમે રક્ષા નહિ કરો તો બીજું કોણ કરશે ? માટે, હે ! દયાળુ માતા ! જો અમારો કાંઇ અપરાધ થયો હોય તો તે ક્ષમા કરીને આ સમયે તમારા બાળકોને સંકટમાંથી ઉગારો."

આટલું બોલતાં બોલતામાં તો તેનો કંઠ રૂંધાઈ ગયો અને તે એક શબ્દ પણ વધુ બોલી શકી નહિ. તેના આવા મનોવેધક ઉદ્દગારો સાંભળીને આપણી પૂર્વ પરિચિત સુંદરીઓ પણ શોકાકુળ થઇને શોકાકુળ અને કરૂણામય દ્રષ્ટિથી એક બીજાને જોવા લાગી અને તેમના અંતઃકરણ ઉપર સખ્ત આઘાત થએલો હોવાને લીધે તેઓ એક શબ્દ પણ ઉચ્ચારી શકી નહિ. આ પ્રમાણે કેટલીકવાર સુધી વિચારમાં અને વિચારમાંજ મૌન્ય બેસી રહ્યા પછી ઉભય સુંદરીઓ પોતાના ઓરડામાં ગઇ. અને કોઇ મોટી ચિંતામાં પડી હોય તેમ એકાંતમાં બેસીને કાંઇક વિચાર કરવા લાગી. આ પ્રમાણે કેટલીકવાર સુધી વિચાર કર્યા પછી જાણે કોઇ વાતનું સ્મરણ થયું હોય તેમ એલીઝાબેથ સિલવરીઆને ઉદ્દેશીને બોલી ઉઠી કે "બેન ! હવે આપણે આપણા કાર્યનો આરંભ કરવો જોઇએ. પરંતુ ઇસ્લામી સેનાધ્યક્ષ ઉસ્માનની સાથે તેની પરિચારિકાઓ અત્રે આવી છે કે નહિ તે વાત આપણા જાણવામાં આવી નથી. તે વાતની ભાળ લાગે તો કેવું સારૂં ? કેમકે તે વાત જાણવાની ઘણી અગત્ય છે. પણ આપણને તેની ભાળ કોણ આપે? બેન સિલવરીઆ! મારી ઇચ્છા તો એવી છે કે તમે અરબ છાવણીમાં જાઓ. અને કુકુસેહના વિજયને માટે વિજયી અરબ સરદારને અભિનંદન આપીને તેની પાસેથી પણ એક પરવાનો મેળવી લો. અરબ સૈનિકોએ આપણને જે પરવાનો આપેલો છે તે વડે ત્યાં જવામાં તમને કાંઇ પણ વિઘ્ન નડશે નહિ. માટે, તમે સત્વર ત્યાં છુપી જાઓ. અને સાથે સાથે એ વાતની પણ તપાસ કરતા આવજો કે પ્રસ્તુત અરબ સરદાર પોતાના જ-

નાનખાનાને પણ સાથે લાવ્યો છે કે નહિ? કેમ? શા વિચારમાં પડયા છો? મારૂં કહેવું સાંભળ્યું કે નહિ? અને જો સાંભળ્યું હોય તો ત્યાં જવાનો શો વિચાર છે તે કાંઇપણ વિલંબ ન કરતાં સત્વર કહો."

સિલવરીઆ—હા, બેન! મેં તમારૂં કહેવું પુરેપુરૂં સાંભળ્યું છે. અને એજ વિચાર કરી રહી છું કે ત્યાં જવું કેવી રીતે? બેન! ત્યાં જવાની મારી તો હિમ્મત ચાલતી નથી. પરંતુ જો તમે ત્યાં જતા હો તો તમારી સાથે આવવાને માટે તૈયાર છું.

એલીઝાબેથ--ઘણા આશ્ચર્યની વાત! તમે આવા બીકણ હશો એ વાત હું અત્યાર સુધી જાણતી ન હતી. અરે, તેની મને સ્વપ્ને પણ કલ્પના થતી ન હતી. મેંતો હમણાજ જાણ્યું કે તમે આવા બીકણ છો. પણ બેન! આ ડરવાનો સમય નથી. રાજકુમારીને સહાયતા આપવાનો આ ખરો સમય છે. અને જો તે હાથથી ચાલ્યો જશે, તો પાછો હાથ લાગવો કઠિણ છે. શું તમે આપણી પ્રિય સહચરી રાજકુમારીના સઘળા ઉપકારો આટલામાંજ ભુલી ગયા કે? તે આપણી સાથે કેવી માયાથી વર્તતી હતી તેનું સ્મરણ કરો. જો આપણે આ વખતે રાજકુમારીને સહાયતા નહિ આપીએ તો જગત્ આપણને શું કહેશે? માટે ધીરજ ધરો. અને ભયને પરહરો. આ પ્રસંગે આપણે આપણા પ્રાણની પણ દરકાર કરવી જોઇએ નહિ.

સિલવરીઆ—બેન! તમારૂં કહેવું અક્ષરસ સત્ય છે. રાજકુમારીએ આપણા ઉપર અનેક ઉપકારો કર્યા છે. તે આપણી સાથે ભગિની ભાવથીજ વર્તતી હતી. ખરેખર, તેના ઉપકારો ભુલી જવા જેવા નથી. મારા અંતઃકરણની નિર્બળતાએ મારૂં ભાન પણ ભુલાવી દીધું. બેન! તમે મને મારા કર્તવ્યનું ભાન કરાવીને મારી શુદ્ધ ઠેકાણે આણી છે. ખરેખર, તમારા ઉપદેશે મારા અંતઃકરણ ઉપર

સારી અસર નિપજાવી છે. તેણે મને મારા કર્તવ્યનું ભાન કરાવીને કૃતઘ્ન થતાં અટકાવી છે. હવે તો પ્રાણનું બળિદાન આપીને પણ રાજકુમારીને સહાયતા આપીશ. બસ, હવે તો એજ નિશ્ચય કે કાર્યં સાધ્યામિ વા દેહ પાતયામિ.

એલીઝાબેથ—બેન ! તમારો છેવટનો ઠરાવ સાંભળીને મને ઘણો આનંદ થયો છે. પણ હવે આ કાર્યમાં વિલંબ કરવા જેવું નથી. જેમ બને તેમ સત્વર તેનો આરંભ કરવો જોઇએ. મારી તો એવી ઇચ્છા છે કે પ્રભુનું નામ લઇને આજેજ ત્યાં ઉપડી જાઓ.

" જેવી આજ્ઞા " એમ કહેતાંની સાથેજ સિલવરીઆ પોતાના આસનેથી ઉઠીને ઉભી થઇ. અને પોતાના વસ્ત્રો ઠીકઠાક કરીને અરબોની છાવણી તરફ જવાના હેતુથી દેવળ બહાર નિકળી પડી. અને સીધો છાવણીનો માર્ગ લીધો. તેના ગયા પછી એલીઝાબેથે સેનાધ્યક્ષની મુખ્ય દાસી ઉપર પત્ર લખવાના હેતુથી તેની એક નકલ કરવા માંડી. પત્ર લખતાં લખતાં તે ઘડી ઘડી તેમાં સુધારો વધારો કરતી હતી. અમૂક શબ્દો લખ્યા પછી તે સ્થિર બેસીને વિચાર કરતી. અને તેમાં કાંઇ સુધારો વધારો કરવાનું યોગ્ય જણાતાં લખાયલા શબ્દો છેકી નાખતી. અને તેમના સ્થળે બીજા શબ્દો યોજતી હતી. આ પ્રમાણે સુધારો વધારો કરતાં કરતાં તેણે છેવટે નીચે પ્રમાણે પત્ર તૈયાર કર્યો. " પ્રિય બેન ! ડેરીઆ ! વિ. વિ. સાથે લખવાનું કે આપની પાસેથી પલાયન થયા પછી હું અત્રે આવી છું. જ્યારે હું આપની પાસે હતી, ત્યારે મને મારા સગાંસંબંધીઓ અને આસજનો ઘણા યાદ આવતા હતા. આ કારણથીજ હું આપનો આશ્રય તજીને અહિં નાસી આવી છું. પરંતુ મારા હતભાગ્યે અત્રે કોઇનો પણ મેળાપ થયો નથી. આ કારણથી હવે મારી સ્થિતિ " ધોબીના

કુવરા ” જેવી થઇ પડી છે. ખરેખર, બેન ! મહાશય ઉસમાનનો આશ્રય તજી જવા માટે હવે મને પશ્ચાત્તાપ થાય છે. અને જ્યારે કોઇ પ્રસંગે ત્યાંના સુખવૈભવો મને સાંભરી આવે છે, ત્યારે મારા નેત્રોમાંથી શ્રાવણ–ભાદરવાની મેઘવૃષ્ટિ સમાન અસ્ખલિત અશ્રુપ્રવાહ વ્હેવા માંડે છે. પણ હજી એટલું સારૂં છે કે મને રાજકુમારી ફ્લોરેન્સનો આશ્રય મળ્યો છે. તે બિચારી મારી સાથે ઘણા માયાળુપણે વર્તે છે. તો પણ તે મહાશય ઉસમાનની તોલે તો નજ આવે. ક્યાં તેમની ઉદારતા ? અને ક્યાં રાજકુમારીની ઉદારતા ? એ બન્નેની સરખામણી તો કદી પણ થઇ શકે નહિ. ઉસમાન તો ઉસમાનજ છે ! અહા ! શું તેમનું સૌંદર્ય ? શી બોલવાની છટા ? કેવું લાવણ્ય ? એ સઘળી વાતોનું જ્યારે મને સ્મરણ થાય છે ત્યારે મારૂં મન આકુળવ્યાકુળ થઇ જાય છે. અને તે પ્રસંગે તો એવીજ ઇચ્છા થાય છે કે જો પ્રભુ પાંખો આપે તો હમણાજ તેમના દર્શન કરી આવું. બેન ! મને ત્યાં આવવાની ઘણી ઇચ્છા થાય છે. પણ એક વખતે મેં તમારી સાથે જે વર્તણુંક ચલાવી છે, તેથી હું ઘણી શરમાઉં છું. પણ જો તમે મહાશય ઉસમાનને કહીને મારો અપરાધ ક્ષમા કરાવો તો એકવાર તેમના દર્શન કરવા માટે આવવાનો વિચાર છે. હું ત્યાં આવીશ તે સમયે રાજકુમારીનો એક સંદેશો પણ લેતી આવીશ.

લી. આપની કૃપાકાંક્ષી.

મોહીઝાબેગમ.

આ પ્રમાણે પત્ર લખીને તે સિલવરીઆની માર્ગ પ્રતિક્ષા કરવા લાગી. એનો વિચાર એવો હતો કે જો સિલવરીઆ એવા સમાચાર લાવે કે ઉસમાન પોતાના જનાનખાનાને પણ સાથે લાવ્યો છે, તો

તેનેજ આ પત્ર લઇને ડેશીઆ પાસે મોકલું. આવો વિચાર કરીને તે ઘણી આતુરતાથી સિલ્વરીઆની વાટ જોવા લાગી. આ પ્રમાણે વાટ જોતાં જોતાં આખો દહાડો અને રાત્રિનો પણ એક પહોર પસાર થઇ ગયો. એટલે એલીઝાબેથને ચિંતા થવા લાગી. આ પ્રમાણે તે પોતાના મનમાં સિલ્વરીઆ વિષે ચિંતા કરી રહી છે, એવામાં કોઇએ બારણું ઠોક્યું. એટલે તે ત્વરાથી બારણા તરફ દોડી. અને બારણું ઉઘાડીને જોયું તો સિલ્વરીઆ તેની સામે ઉભેલી છે. સિલ્વરીઆને જોતાંજ તેને ઘણો આનંદ થયો. અને તે આવેશમાં દોડીને તેને બેટી પડી. આ પ્રમાણે કેટલીકવાર સુધી તેને આલિંગન આપ્યા પછી તેણે પોતાના અંતઃકરણનો ઉત્સાહ પ્રદર્શિત કરતાં કહ્યું "બેન ! પ્રભુનો મહદ ઉપકાર, કે તેણે પુનઃ તમારો મેળાપ કરાવ્યો. મને તો તેની આશા પણ ન હતી. તમને અહિં આવવામાં વિલંબ થયો એ કારણથી મને ઘણી ચિંતા થયા કરતી હતી. અને જેમ જેમ વખત જતો હતો, તેમ તેમ મારી ચિંતામાં વધારો થતો હતો. હવે મારા મનને શાંતિ વળી છે. પણ વારૂ, તમને જે કાર્ય સોંપ્યું હતું તેનું શું થયું ?"

સિલ્વરીઆ—બેન ! તમને મારા માટે ચિંતા થાય એ સ્વાભાવિક છે. કેમકે હું ગમે તેવી પણ તમારી બેન છું. તમે મારા ઉપર આવો અપૂર્વ સ્નેહભાવ ધરાવો છો એતો મેં આજેજ જાણ્યું. હું તમારો એ મહદ ઉપકાર કદી પણ ભૂલીશ નહિ. બેન ! હું મારા કાર્યમાં પૂરેપૂરી સફળ થઇ છું. અને આપની આજ્ઞાનુસાર અરબ છાવણીનો ભેદ લાવી છું. હું અહિંથી નિકળી, ત્યારે મને ઘણી ચિંતા થતી હતી, અને ભય પણ લાગતો હતો. પરંતુ અરબ છાવણીમાં જેવી ગઇ સઘળી ચિંતા મટી ગઇ. અને ભય પણ દૂર થઇ ગયો.

હું જેવી અરબ છાવણીમાં પહોંચી કે તરતજ મને જાસુસ ધારીને કેટલાક અરબ સૈનિકોએ પકડી લીધી. એટલે મેં તેમને આપણને મળેલો પરવાનો દેખાડયો. પરવાનો જોતાંની સાથેજ તેઓ મારા ઉપર પ્રસન્ન થઇ ગયા. અને હું શા કામને માટે ત્યાં આવી છું, તે વિષે પૂછવા લાગ્યા. પ્રતિઉત્તરમાં મેં તેમના સેનાધિપતિને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી, જેનો સ્વીકાર કરવામાં આવ્યો. રસ્તામાં જતાં જતાં મેં સેનાધિપતિના જનાનખાના વિષે પ્રશ્ન પૂછયો. એટલે જવાબ મળ્યો કે હમણા ઘણી ખરી બેગમો તો તેમની સાથેજ છે. આ પ્રમાણે વાતો કરતાં કરતાં અમે સેનાધિપતિના તંબુ પાસે આવી પહોંચ્યા. એટલે મને બહારજ ઉભી રાખીને એક અરબ સૈનિક તંબુમાં ગયો. અને પોતાના સેનાધ્યક્ષને મારા આગમનના સમાચાર આપ્યા. એટલે તરતજ મને અંદર બોલાવવામાં આવી. અંદર જઇને જોઉં છું તો ૩૦-૩૫ વરસનો એક સૌંદર્યસંપન્ન પુરૂષ પોતાના સુડોળ શરીર ઉપર કિંમતી વસ્ત્રાભુષણો પરિધાન કરીને સિંહાસન ઉપર બેઠા છે. અહા ! શું તેમનું લાવણ્ય ? જાણે તેજનોજ પુંજ. તેમના રૂપના તો કેટલા વખાણ કરૂં ? બેન ! તમે સત્યજ કહેતા હતા કે ઇસ્લામી સેનાધિપતી ઘણા સૌંદર્યસંપન્ન છે. ખરેખર, તે તેવાજ છે. માત્ર સૌંદર્યસંપન્નજ નહિ, પરંતુ તે ઘણા ચિત્તાકર્ષક, અને મનોહર પણ છે. તેમને જોતાંજ મને તો એવો ભાસ થયો કે જાણે તારાગણોની મધ્યમાં સાક્ષાત્ ચંદ્રદેવજ આવી બેઠા ન હોય. તે યૌવનના મદમાં મદમાતી બનેલી માનિનીઓનું પણ માન ભંગ કરી નાખે તેવા છે. કામવિકારનો દેવ કયુપિડ ( કામદેવ ) વિદ્યમાન હોવા છતાં પ્રભુએ આ બીજા પુષ્પધન્વાને શા માટે બનાવ્યો હશે એવી શંકા તેમને જોતાંજ ઉત્પન્ન થાય છે. મને તંબુમાં આવેલી જોઇને, મારી

સાથે આવેલા સૈનિકને તેમણે પ્રશ્ન પૂછયો:-" મહમદ! આ યુવતી કોણ છે? અને શા કારણથી અહિં આવી છે તે સત્વર નિવેદન કર." પોતાના સેનાધ્યક્ષની આવી આજ્ઞા સાંભળીને મહમદે મસ્તિક નમાવીને જવાબ આપ્યો:-" મહોદય! આ યુવતી એક પરવાનો લઇને અમારી પાસે આવી. અને કહેવા લાગી કે મારે તમારા સેનાધિપતીને મળવું છે, આ કારણથી હું તેને આપની સમક્ષ લઇ આવ્યો છું. તે શા કાર્યાર્થે અત્રે આવી છે, તે હું જાણતો નથી. માટે આપ કૃપા કરીને તે વિષે જે કાંઇ પૂછવું હોય તે તેનેજ પૂછો." મહમદના આવા ઉદ્દગારો સાંભળીને સેનાધિપતાએ મારા તરફ મુખ કરીને પ્રશ્ન કર્યો:-" લલને! તું અહિં શા માટે આવી છે? અને આવી નાની વયમાં સાધ્વી થઇ જવાનું શું કારણ છે તે જો હરકત ન હોય તો મને કહી સંભળાવ." પ્રતિઉત્તરમાં મેં કહ્યું:-" સુજ્ઞ મહાશય! મારા માતા પિતાની ઇચ્છાનુસાર મેં બાળકાળથીજ સાધ્વીવ્રતનો અંગીકાર કર્યો છે."અને હું આપને વિજયના સમાચાર કહેવા માટે અહિં આવી છું. પછી તેમણે પરવાના વિષે પ્રશ્ન પૂછતાં મેં જવાબ આપ્યો "કે જ્યારે હું કુકુસેઉ અને ઉતુરના મધ્યમાં આવેલા ખ્રિસ્તી દેવળમાં નિવાસ કરતી હતી ત્યારે એક દહાડો મેં દેવળની બારીમાંથી એક ખ્રિસ્તી સૈનિકને નાસી આવતો જોયો. તેની પાછળ કેટલાક મુસલમાન અશ્વારોહીઓ પણ અશ્વારૂઢ થઇને ત્યાં આવતા હતા. જોતજોતાંમાં તેઓ સઘળા દેવળમાં આવી પહોંચ્યા. પ્રથમ ખ્રિસ્તી સૈનિક આવ્યો. અને પોતાના સૈનિક વસ્ત્ર કાઢી નાખીને એક સાધારણ વ્યક્તિના વેષે વધસ્થંભ પાસે સાષ્ટાંગ દંડવત્ કરીને નિજ રક્ષાની યાચના કરવા લાગ્યો. તેના આવ્યા પછી થોડીવારમાં મુસલમાનો પણ દેવળમાં ધસી આવ્યા. તેમને પૂછી જોતાં જણાયું કે ઉતુરના સંગ્રામમાં મુસલમાનોને વિજયદેવીએ

વિજયમાળા પહેરાવી છે. અંદર આવનાર ઇસ્લામી સૈનિકો પૈકી એકે મને પ્રસ્તુત પરવાનો આપ્યો છે. હું તેનું નામ પૂછવાનું ભુલી ગઇ. તેમના ગયા પછી તરતજ હું આપને આ સમાચાર કહેવાને અહિં દોડી આવી છું." મારી આવી વાતો સાંભળીને ઇસ્લામી સેનાધિપતી મારા ઉપર ઘણા પ્રસન્ન થયા. અને આટલી ત્વરાથી પોતાને વિજય સમાચાર કહેવા આવવા માટે મારો આભાર માનવા લાગ્યા. પછી ખ્રિસ્તી સાધુઓ, અને સાધ્વીઓ પરત્વે પોતાની અનુકંપા પ્રદર્શિત કરતાં તેમણે કહ્યું–"લલને! અમે લોકો ખ્રિસ્તી સાધુઓ, અને સાધ્વીઓ પરત્વે અનુકંપા ધરાવીએ છીએ. સમસ્ત ઇસ્લામી સામ્રાજ્યમાં આવોજ વહેવાર પ્રચલિત છે." આનો પ્રતિઉત્તર આપતાં મેં તેમનો આભાર માનીને કહ્યું:–"સેનાધિપતી સાહેબ! અમે લોકો કોઇ અમુક નગર કે અમુક ગામડામાં સ્થિર થઇને બેસી રહેતા નથી. પરંતુ લોકોને ઉપદેશ આપવા માટે ભિન્ન ભિન્ન સ્થળે ભ્રમણ કર્યા કરીએ છીએ. આ કારણથી હું આપને વિનવું છું કે કૃપા કરીને આપ પણ મને એક પરવાનો લખી આપો, જેથી કરીને મુસલમાનો અમને કોઇ પણ સ્થળે રોકે નહિ." આનો પ્રતિઉત્તર આપતાં તેમણે કહ્યું:–"લલને! તારી પાસે હાલમાં જે પરવાનો છે, તે કોઇ પણ સ્થળે નિર્વિઘ્ને જવાને માટે પુરતો છે, તેમ છતાં પણ હું તારી માગણીનો સ્વીકાર કરીને એક પરવાનો લખી આપું છું." એમ કહીને તેમણે ખડીઓ અને લેખણ મંગાવીને તરતજ મને એક પરવાનો લખી આપ્યો. જુઓ તે આ રહ્યો. આ પ્રમાણે પરવાનો મળતાંની સાથેજ હું તમારી પાસે આવી છું.

એલીઝાબેથ––બેન! તમે ઘણી કાર્યદક્ષતાથી આ કામ કર્યું છે. તમારી તેવી કાર્યદક્ષતા જોઇને મને ઘણો આનંદ થયો છે. અને હું

તમને તમારી ચતુરાઇ માટે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. પણ તમને અહિં આવતાં ઘણો વિલંબ થયો. આટલી વાર કયાં થઇ વારૂ ? કોઇ સ્થળે રોકાયા તો નહોતા ને ?

સિલવરીઆ—ના બેન, કોઇ પણ સ્થળે રોકાઇ ન હતી. પરવાનો મળતાંજ અહિં ચાલી આવી છું. અત્યાર સુધી અરબ છાવણીમાંજ હતી.

એલીઝાબેથ—તો ઠીક, પણ તમારે એકવાર ફરી તેમની છાવણીમાં જવું પડશે.

સિલવરીઆ—ફરી કેમ ?

એલીઝાબેથ—આ પત્ર સેનાધિપતીના અંતઃપુરમાં તેમની મુખ્ય દાસીને આપી તેનો જવાબ લાવવાનો છે.

સિલવરીઆ—ઘણી ખુશીથી જઇશ. પ્રથમ તો હું ત્યાં જવાને માટે ડરતી હતી. પણ એકવાર ત્યાં જઇ આવ્યા પછી હવે સઘળો ભય મટી ગયો છે.

એમ કહીને તેણે પ્રસ્તુત પત્ર પોતાના હાથમાં લીધો અને આરંભથી તે અંત પર્યંત એકવાર વાંચી ગયા પછી હસીને કહ્યું “ બેન ! તમે કહો ન કહો, પણ આ પત્ર તો પુરવાર કરે છે કે તમે સેનાધિપતી ઉપર આસક્ત થયા છો, કેમ ખરૂં કે નહિ ? ”

એલીઝાબેથ—બેન ! આ વિષે પ્રથમ એકવાર હું તમને કહી ગઇ છું. તેથી ફરીવાર તત્સંબંધે કાંઇ પણ શબ્દોચ્ચાર કરવા ઇચ્છતી નથી. આ પત્ર કાંઇ સેનાધિપતિને હાથો હાથ આપવાનો નથી. પણ તેમના અંતઃપુરની મુખ્ય દાસીને આપવાનો છે. પહેરા ઉપર જે પ્રહરિ હાજર હોય તેને બોલાવીને પત્ર આપજો. એટલે તે તેને મુખ્ય દાસીને પહોંચાડી દેશે.

આ પ્રમાણે વાતો કરીને ઉભય સુંદરીઓ સૂઇ રહી અને પ્રભા-

તમાં ઉઠીને શૌચ કર્મ, દંતધાવન આદિ નિત્યકર્મ કર્યા પશ્ચાત પત્ર લઇને સિલવરીઆ અરણ્ય છાવણી તરફ ઉપડી ગઇ. છાવણીની નિકટમાં પહોચતાંજ તેનો પરવાનો જોઇને પ્રહરિઓએ તેને કાંઇ પણ અટકાવ કર્યા વિના સેનાધિપતીના તંબુ પાસે પહોંચાડી દીધી. સેનાધિપતી અને જનાનખાનાના તંબુઓ નિકટમાંજ હોવાથી સિલવરીઆ લાગલીજ જનાનખાના પાસે ગઇ. અહિં કેટલાક હબશી સૈનિકો હાથમાં નાગી તલવારો લઇને પહેરો ભરી રહ્યા હતા. સિલવરીઆ ધીમે ધીમે તેમની પાસે ગઇ. અને એક સૈનિકને તેમના નાયક વિષે પૂછ્યું. એક ખ્રિસ્તી સાધ્વીને પોતાના નાયક વિષે પ્રશ્ન પુછતી જોઇને સઘળા સૌનકોને ઘણી નવાઇ લાગી. અને તેમને તત્સંબધે કાંઇ પણ સમજણ નહિ પડયાથી તેઓ એક બીજા સામે જોઇ રહ્યા. કેટલાક સમય પર્યંત આ વિષય પરત્વે ચર્ચા કર્યા પછી તેમણે એક માણસને પોતાના નાયકને તેડવા માટે મોકલ્યો. એક ફ્રેંચ સાધ્વી પોતાને બોલાવે છે એ વાત સાંભળીને સ્વયં નાયક પણ પ્રથમ તો આશ્ચર્ય ચકિત થઇ ગયો. અને પોતાના સેનાધિપતીના તંબુમાંથી બહાર નિકળીને, સિલવરીઆ તરફ એક આશ્ચર્ય ભરી દ્રષ્ટિ કરતાં તેણે કહ્યું “ બાનુ ! હું પોતેજ નાયક છું. કહો તમારે મારૂં શું કામ છે ? ”

સિલવરીઆ—સાહેબ ! હું આપને એમ પૂછવા માગું છું કે સેનાધ્યક્ષ સાહેબની મુખ્ય દાસી અહિંઆં આવી છે કે નહિ ?

નાયક –હા ! તે અહિં આવી છે. કેમ ? તમારે તેની સાથે કાંઇ કામ છે ?

સિલવરીઆ—હા ! મારે આ પત્ર તેમને પહોંચાડવાનો છે.

નાયક—હમણાજ મોકલી આપું છું. પણ શું પત્ર મોકલનારે પ્રતિઉત્તર પણ મંગાવ્યો છે કે ?

સિલવરીઆ--જી, હા.

નાયક- ઠીક! તમે અહિંઆંજ થોભો. હું હમણાજ તમારા પત્રનો જવાબ લઇને આવું છું.

એમ કહીને તે જનાનખાનાના તંબુમાં ગયો. અને સિલવરીઆ તંબુની પ્રદક્ષણા કરવા લાગી. થોડી વાર પછી સેનાધ્યક્ષની મુખ્ય દાસીએ તંબુની બ્હાર આવી, સિલવરીઆને ઉદ્દેશીને કહ્યું: બાઇ ? શું તમેજ આ પત્ર લાવ્યા છો કે ?

સિલવરીઆ--જી, હા, હું પોતેજ તે લાવી છું.

મુખ્ય દાસી--વારૂ ! પણ આ પત્ર લખનાર એલીઝાબેથ કયાં છે ?

સિલવરીઆ—તે સોલ્હુમના દુર્ગમાં છે.

આટલો વાર્તાલાપ થયા પશ્ચાત દાસી સિલવરીઆને તંબુમાં લઇ ગઇ અને એક સુંદર ઇરાની ગાલીચા ઉપર બેસાડીને કહ્યું "બાઇ ! તમે થોડી વાર અહિંજ થોભો. હું હમણાજ આવું છું." એમ કહીને તે બીજા તંબુમાં ચાલી ગઇ. તે જતાંની સાથેજ બીજી દાસીઓએ પ્રસ્તુત તંબુમાં પેસીને સિલવરીઆને ઘેરી લીધી અને તેની સામે આશ્ચર્યયુક્ત દ્રષ્ટિથી નિહાળવા લાગી. સિલવરીઆ પ્રથમતો આ મોટા ટોળાને જોઇને ગભરાઇ ગઇ. અને તે તેમને કાંઇપણ પ્રશ્ન પૂછે તે પહેલાં તો બે નિડર દાસીઓ કે જેઓ, ફ્રેંચ ભાષાથી કાંઇક પરિચિત હતી તેઓ તેના વસ્ત્રો ઉપર ટીકા કરતાં ધાર્મિક વાદવિવાદ ઉપર ઉતરી પડી. કેટલીકવાર સુધી તેમણે આ પ્રમાણે બોલ્યાજ કર્યું. પણ સિલવરીઆએ તેનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. પરંતુ જયારે કોઇ પણ રીતે તેમની વાતનો અંત ન આવ્યો, ત્યારે સિલવરીઆએ કંટાળીને ઉત્તર આપ્યો. "બાઇઓ ! હું આપની સાથે કાંઇ ધા-

મિંક વાદવિવાદ કરવાને માટે અહિં આવી નથી. ભલે, મારો ધર્મ ગમે તેવો ખરાબ હોય, પણ તે મારે માટે તો પુરતો છે.” દાસીઓ આનો ઉત્તર આપવા જતી હતી, એટલામાં તો સેનાધિપતીની મુખ્ય દાસી ત્યાં આવી પહોંચી અને તેમની વાતોમાં ભંગાણ પડયું. મુખ્ય દાસીએ તંબુમાં પ્રવેશ કરતાંજ કહ્યું: “બાનુ! ચાલો, તમને અમારા સેનાધ્યક્ષ સાહેબ બોલાવે છે.

સિલવરીઆ—બાઇ! હું કાંઇ આપના સેનાધિપતી સાહેબને મળવા માટે અહિં આવી નથી. પણ, જ્યારે તે મને બોલાવે છે, ત્યારે મારે તેમની આજ્ઞાનું અવસ્ય પાલન કરવું જોઇએ. ચાલો, હમણાજ તમારી સાથે આવું છું.

આ પ્રમાણે કહીને તે મુખ્ય દાસી સાથે જનાનખાનાના તંબુ-માંથી નિકળીને સેનાધ્યક્ષ સમક્ષ આવીને ઉભી રહી. તેને જોતાંજ સેનાધ્યક્ષે ઓળખીને પ્રશ્ન કર્યો. “કેમ, ગઇ કાલે તું પોતેજ મારી પાસેથી પરવાનો લઇ ગઇ હતી ને?”

સિલવરીઆ—જી, હા, નામદાર, હું પોતેજ આપની પાસેથી પરવાનો લઇ ગઇ હતી.

સેનાધ્યક્ષ—વારૂ! પણ તને આ પત્ર આપનાર એલીઝાબેથ ક્યાં મળી?

સિલવરીઆ—તે સોત્યુમના દુર્ગમાં રહે છે. બે સપ્તાહ પહેલાં જ્યારે હું અહિં આવેલી ત્યારે મારે તેનો મેળાપ થયો હતો. હમણા તો તેનો મેળાપ થયો નથી. પણ ગઇ રાત્રે તેણે પોતા દાસી દ્વારા આ પત્ર મારા નિવાસે મોકલીને તે આપની મુખ્ય દાસીને પહોંચાડી આવવાનું મને કહેવરાવ્યું છે.

સેનાધ્યક્ષ—ઠીક! તો આ પત્રનો પ્રતિઉત્તર પણ તું પોતેજ લેતી જા. પણ જોજે, અહિંના કાંઇ પણ સમાચાર ત્યાં આપીશ નહિ

સિલવરીઆ--વારૂ. આપ નામદારની આજ્ઞા માથે ચઢાવું છું. મારા ઉપર વિશ્વાસ રાખો. હું કાંઇ જાસુસી કરવાને માટે અહિં આવી નથી. હું, અને મારી અન્ય સહચરી સાધ્વીઓએ એનો નિશ્ચય કર્યો છે કે અમારે માત્ર ધર્મોપદેશ સિવાય અન્ય કાંઇ પણ કામ કરવું નહિ.

સેનાધ્યક્ષ--તારી, પ્રસ્તુત સહચરીઓ હમણા ક્યાં છે?

સિલવરીઆ—તેઓ મારી સાથેજ રહે છે. જો આપ નામદાર મને આજ્ઞા આપો તો હું તેમને પણ દુર્ગમાં લઇ જાઉં.

સેનાધ્યક્ષ—ઠીક! જો તારી એવીજ ઇચ્છા હોય તો તેમને પણ દુર્ગમાં સાથે લઇ જવાની રજા આપું છું. પણ જોજે, તેઓ જાસુસી કરે નહિ. તેઓ વિશ્વાસ પાત્ર તો છેને? આ કામ હું તારી જોખમદારી ઉપર સોંપું છું. પણ હવે, તું અહિં આવે ત્યારે એલીઝાબેથને પણ સાથેજ લઇ આવજે. ભુલીશ નહિ.

સિલવરીઆ—હું, આપ નામદારની આજ્ઞા માથે ચઢાવું છું. અને જો આપ નામદાર ક્રોધ ન કરો તો એક વાત પૂછવાની મારી ઇચ્છા છે.

સેનાધ્યક્ષ—ખુશીથી કહે.

સિલવરીઆ—આપની આજ્ઞાનુસાર હું એલીઝાબેથને તો અહિં અવશ્ય લઇ આવીશ. પણ આપ કૃપા કરીને એટલી શરત કરો કે તેને અહિં રાખવાનો આગ્રહ કરવામાં આવશે નહિ.

સેનાધ્યક્ષ—લક્ષને! તારી શરત હું સ્વીકારૂં છું. તેની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ કામ કરવામાં આવશે નહિ. કેમ, હવે તો ખાત્રી થઇ? પણ વારૂ, તેં રાજકુમારી ફ્લોરેન્સને જોઇ છે? લોકો તેના સૌંદર્યના ઘણા વખાણ કરે છે. આ પ્રકારની લોકવાયકામાં સત્યાંશ કેટલું છે તે કહે.

સિલવરીઆ—હા, જી, પૂરેપૂરી ખાત્રી થઈ. હવે હું તેને અવસ્ય અહિં તેડી લાવીશ. હા, મેં રાજકુમારીને જોઇ છે, તે ઘણી રૂપાળી છે. અપ્સરા પણ તેની તોલે આવે તેમ નથી. તેના સૌંદર્યની સાથે સ્પર્ધા કરી શકે એવી સ્ત્રી આ જગતમાં તો શું પરંતુ વૈકુંઠમાં પણ નહિજ હોય.

સેનાધ્યક્ષ—મેં સાંભળ્યું છે કે તેના મુખચંદ્રના દર્શન થતાંજ પ્રત્યેક માણુસ આકુળ વ્યાકુળ થઇ જાય છે, એ શું સત્ય છે ?

સિલવરીઆ—જી હા, તેવી લોકવાયકા સંભળાય છે તો ખરી. પરંતુ મેં પોતે તો તેવું કાંઇ પણ જોયું નથી.

સેનાધ્યક્ષ—ઠીક ! તો એલીઝાબેથના પત્રનો ઉત્તર લઇ જા. હું તને તારી ઉભય સહચરીઓ સાથે દુર્ગમાં પ્રવેશ કરવાનો પરવાનો લખી આપું છું. અને સેનાના નાયકોને પણ તત્સંબંધે લખી જણાવું છું, એટલે તમને કોઇ પણ અટકાવશે નહિ.

આ પ્રમાણે કહીને તેણે એલીઝાબેથના પત્રનો જવાબ લખી આપ્યો. અને તે સિલવરીઆના હાથમાં આપતાં કહ્યું "જો, જલદી આવજે. હું તારી વાટ જોઇશ."

સિલવરીઆ—આપ નામદારની આજ્ઞા શિરસાવંધ ગણું છું.

આ પ્રમાણે યુક્તિ પ્રયુક્તિથી પોતાનું કાર્ય સાધીને તે સેનાધ્યક્ષના તંબુમાંથી બ્હાર નિકળી અને સોલ્યુમનો માર્ગ લીધો.

# પ્રકરણ ૧૧ મું.

## વીરાંગના કે દેવાંગના?



અરબ સેનાએ રાજકુમારી ફ્લોરેન્સને સોત્યુમના દુર્ગમાં ઘેરી લીધાં છે, એ આપણે આગલા પરિચ્છેદોમાં જોઇ ગયા છીએ. હમણા તે એક રત્નજડિત બાજઠ ઉપર બેસીને કાંઇક વિચાર કરી રહી છે. સંધ્યાનો સમય છે. સૂર્યાસ્ત થવાને એક ઘટિકાની વાર છે. સામેના મેદાનમાં અરબ તંબુઓ આવી રહ્યા છે. તેમના ઉપર સૂર્યનો પ્રકાશ પડતાં જાણે સઘળા તંબુઓ સુવર્ણના બનેલા હોય એવો ભાસ થાય છે. અથવા અનેક સંગ્રામોમાં વિજયવંત થએલી અરબ સેનાને અભિવંદન આપવા માટે તેમની છાવણીમાં સૂર્યની પધરામણી થઇ હોય એવો દેખાવ થઇ રહ્યો છે. સૂર્યની રશ્મિઓ સરિતાના નિર્મળ સલિલ ઉપર પડતાં જાણે સરિતા ઉપર સુવર્ણનો સેતુ બાંધ્યો હોય એમ લાગે છે. દિનકરની રશ્મિઓથી પર્વતો પણ દેદીપ્યમાન થઇ રહ્યાં છે, કેમ જાણે તે સુવર્ણનાજ બનાવેલાં ન હોય. અથવા બીજા શબ્દોમાં કહેતાં દિનકર આખા દિવસના અપરિમિત પરિશ્રમથી થાકીને ઉદયાચળ ઉપર વિશ્રાંતી લેતો હોય એમ લાગે છે. આ સમયે અરબ છાવણીમાં અનેક પ્રકારના કૌતૂકળ ચાલતાં જોવામાં આવે છે. કેટલાંક સૈનિકો તંબુઓની આસપાસ બેસીને હોકો પીતાં પીતાં વાતોના તડાકા મારી રહ્યાં છે. કેટલાંક સૈનિકો છાવણી સામેના મેદાનમાં કવાયત કરી રહ્યાં છે. કેટલાંક સૈનિકો ધનુષ્ય બાણ લઇને પક્ષીઓનો શિકાર કરી રહ્યાં છે. કેટલાંક સૈનિકો રાંધવાના કામમાં

પ્રવૃત્ત બનેલાં છે. અને કેટલાંક સૈનિકો નિજ સેનાધ્યક્ષની આજ્ઞાનુસાર તે સમયમાં મળી આવતા ભયંકર શસ્ત્રો વડે દુર્ગનું ખંડન કરવાનો ઉદ્યોગ કરી રહ્યાં છે. આ સઘળા દ્રશ્યો રાજકુમારી ફ્લોરેન્સ દુર્ગમાં બેઠી બેઠી જોઇ રહી છે. કેટલીકવાર સુધી ઉપરોક્ત દ્રશ્ય મૌન્યપણે જોઇ રહ્યા પછી પોતાની નિકટમાં ઉભેલા દુર્ગપતિ સિઝરને ઉદ્દેશીને તેણે પ્રશ્ન કર્યો " સિઝર ! અરબ લોકો દુર્ગ ખંડન કરવાને ભગીરથ પ્રયાસ કરી રહ્યા છે. આવી સ્થિતિમાં દુર્ગ લાંબા સમય પર્યંત ટકી રહે એમ લાગતું નથી. તમારી માન્યતા પ્રમાણે હજી તે કેટલા દહાડા સુધી ટકી શકે એમ છે ? "

સિઝર—સુભગે ! આપણા દુર્ગની ભીંતો ઘણી મજબુત છે. તેથી અરબ લોકો તેને સ્હેજમાં સર કરી શકે તેમ નથી. પણ એક વાતનો મને ભય રહે છે.

ફ્લોરેન્સ—તે શું ? કહો ! સત્વર કહો. તમારી આવી વાતો સાંભળીને મને ઘણો ભય લાગે છે.

સિઝર—સુભગે ! ગભરાઓ નહિ, જરા ધૈર્ય રાખો. આપણા દુર્ગ જો કે ઘણોજ મજબુત છે, તો પણ તેનો જે ભાગ હમણાજ તૈયાર કરાવવામાં આવ્યો છે, તે જોઇએ તેવો મજબુત નથી. પણ હજી એટલું સારૂં છે કે અરબ લોકોને તે વાતનો પરિચય નથી. ન કરે પ્રભુ, પણ જો આ વાત તેમના જાણવામાં આવે, અને તેઓ તેજ દિશાએ હુમલો કરે તો દુર્ગ પડયા વિના રહે નહિ.

ફ્લાવીઆ—મહાશય ! જો એમજ હોય તો એ દિશામાં વધુ સૈન્ય રાખવું જોઇએ. જો આ પ્રમાણે વર્તવામાં આવે તો મારી માન્યતા પ્રમાણે અરબ લોકો કદાચ તે દિશાએ હુમલો કરવામાં ફાવી શકશે નહિ.

સિઝર—તમારૂં કહેવું યોગ્ય છે. અને તદનુસાર મેં પણ દુર્ગના અન્ય વિભાગો કરતાં ત્યાં આગળ કાંઇક વધારે સેના રાખી છે. પણ તે અરબ લોકોના આક્રમણને અટકાવવા માટે ભાગ્યેજ પુરતી ગણી શકાય. તમારા કહેવા પ્રમાણે આપણી સેનાનો મોટો ભાગ ત્યાંજ રોકવાનો મારો વિચાર હતો, પણ તેમ કરવામાં મોટું જોખમ સમાએલું છે. જો આપણે ત્યાં મોટું સૈન્ય રાખીએ તો રણકુશળ અરબ લોકો તરતજ સમજી જાય કે આ વિભાગ મજબુત નથી.

ફ્લોરેન્સ—જો, મને આ વાતના સમાચાર પ્રથમથી મળ્યા હોત કે કુરુક્ષેહ સર કર્યાં પહેલાં અરબ લોકો સોલુમ ઉપર આક્રમણ કરવાના છે, તો હું અત્રે પુરતી સેના એકત્ર કરવાનો પ્રયાસ કર્યા વિના રહેતજ નહિ.

સિઝર—સુભગે ! જે બનવાનું હતું તે બની ગયું. હવે તેને માટે ચિંતા કરવી વ્યર્થ છે. ચિંતા કરવાથી માત્ર દુઃખમાં વધારો થયા સિવાય અન્ય કાંઇ પણ લાભ થતો નથી. પણ ઉલટું કેટલીકવારતો ચિંતા કર્યાથી મોટું નુકસાન થાય છે. કેમકે ચિંતામાં અને ચિંતામાંજ બેસી રહીને આપણે તેમાંથી બચવાનો, કાંઇપણ ઉદ્યોગ કરી શકતા નથી. માટે ચિંતાને પરહરો. અને આવી પડેલી આપત્તિમાંથી બચવા માટે કાંઇક ઉદ્યોગ કરો. ઉદ્યોગ કર્યાથીજ આપણે આ સમયે શત્રુનો પ્રતિરોધ કરવાને શક્તિમાન થઇ શક્યા છીએ. અને તે આપનાંજ કુશળતાનું પરિણામ છે.

પુલશરિઆ—આપનું કહેવું યથાર્થ છે. ખરેખર, આ સમયે રાજકુમારીએ પોતાની કાર્યદક્ષતા પુરવાર કરી દેખાડી છે. જો તેમની જગ્યાએ કોઇ બીજો કુશળ સેનાધ્યક્ષ હોત તો તે પણ આટલી ત્વરાથી સેનાને એકત્ર કરી શકત કે કેમ એ શંકાસ્પદ છે. આવી કાર્ય-

દક્ષતા માટે રાજકુમારીને અભિનંદન ઘટે છે. પણ આટલા થોડા સૈનિકોથી દુર્ગનું રક્ષણ થઇ શકશે કે કેમ એ શંકાસ્પદ છે.

સિઝર—તમે ખરૂં કહો છો. હું પણ તમારા મતને અનુમોદન આપું છું. ખરેખર આવા આર્ત્તીના પ્રસંગે રાજકુમારીએ પોતાની શુદ્ધ ઠેકાણે રાખીને પોતાનું રણકૌશલ્ય જગતને દેખાડી આપ્યું છે. આ ખરેખરી કસોટીનો સમય છે. આવા પ્રસંગોએજ રણધીરોના ધૈર્યની પરીક્ષા થાય છે. અને આવાજ પ્રસંગોએ મોટા મોટા રણધીરો પણ પોતાની શુદ્ધ બુદ્ધ ભૂલી જાય છે. આટલા થોડા સૈનિકોથી દુર્ગનું રક્ષણ થશે કે નહિ, એવી તમારી શંકાને હું અનુમોદન આપતો નથી. અને આપી શકું તેમ પણ નથી. જોકે આ સમયે આપણી પાસે માત્ર ૮૦૦૦ હજાર સૈનિકોજ છે, તો પણ મને તેમના ઉપર પૂરેપૂરો વિશ્વાસ છે.

ફ્લોરેન્સ—સિઝર! આવતી કાલે હું પોતે પ્રત્યેક સ્થળે ફરીને આપણી સેનાને લડવાને માટે ઉત્તેજન આપીશ.

સિઝર—સુભગે! આપનાજ પ્રયાસથી તેઓ આ સમયે પ્રાણાર્પણ કરવાને ઉદ્યુક્ત થયા છે. તેથી જો આપ પોતે એકવાર ફરી તેમને ઉત્તેજિત કરશો તો તેનું ઘણું સારૂં પરિણામ આવશે.

રમિલ્ડા—મહાશય; પણ, આ દુર્ગમાં ભરાઇ રહીને લડવાથી શો લાભ થવાનો હતો? મારી સલાહ તો એવી છે કે આપણે બહાર નિકળીને યુદ્ધ કરવું જોઇએ.

ફ્લોરેન્સ—બેન! તમારૂં કહેવું ઠીક છે. પણ આપણી પાસે પુરતું સૈન્ય ક્યાં છે કે બહાર નિકળીને યુદ્ધ કરીએ?

ફ્લાવીઆ—બેન! સૈન્ય વધારવાની એક યુક્તિ મને યાદ આવી છે. આજ્ઞા હોય તો નિવેદન કરૂં.

ફ્લોરેન્સ--બેન! તમને આજ્ઞા છે. ઘણી ખુશીથી નિવેદન કરો.

ફ્લાવીઆ--બેન! આપણે ઇતિહાસોમાં વાંચ્યું છે કે પ્રાચીન કાળમાં સ્ત્રીઓ પણ યુદ્ધમાં જતી હતી. તો શું આ સમયમાં પણ તેમ ન બની શકે કે? મને તો આશા છે કે જો તેમને પ્રોત્સાહિત કરવામાં આવે તો તેઓ આપણને સહાયતા આપ્યા વિના રહે નહિ. માટે જો આપ સર્વે મારા મતને અનુમોદન આપતા હો તો આ કાર્ય કરવાને માટે હું તત્પર છું. આપની આજ્ઞા હોય તો હું નગરમાં જાઉં. ત્યાં જઇને હું સ્ત્રી વર્ગને આ આવી પડેલી આપત્તિ વિષે જાગ્રત કરીશ અને હું આશા રાખું છું કે તેઓ આપણને અવશ્ય મદદ કરશેજ.

ફ્લોરેન્સ--બેન! તમારૂં કહેવું ઠીક છે. આવી યુક્તિથી કદાચ નગરનું રક્ષણ થઇ શકે ખરૂં. પરંતુ આવા કટોકટીના સમયમાં સ્ત્રી વર્ગ ઉપર વિશ્વાસ રાખવાનું મને તો યોગ્ય લાગતું નથી. આ ચાર પાંચ દિવસમાં કદાચ પિતાજીએ પણ સૈન્ય એકઠું કર્યું હશે. પણ તે શા કામનું? દુર્ગ ઘેરાયલો હોવાથી તેઓ આપણને સહાયતા આપી શકે તેમ નથી. માટે, હવે તો આપણાજ બળ ઉપર આધાર રાખીને કામ કરવું જોઇએ.

સિઝર--આપ ખરૂં કહો છો. હમણા આપણે ઘેરાયલા હોવાથી બહારનો સઘળો વહેવાર બંધ પડી ગયો છે. અને જ્યારે આપણે બહારના લેશ માત્ર પણ સમાચાર જાણી શકતા નથી, ત્યારે મદદની આશા તો કેમ રાખી શકાય?

પુલશરિઆ--અહિંઆં આપણી તો આવી સ્થિતિ છે. પણ કોણ જાણે કુકુસેહના સૈન્યની કેવી સ્થિતિ હશે?

ફ્લોરેન્સ--હા, તે વાતની મને પણ ચિંતા થાય છે. સિલ્વરીઆ

અને એલીઝાબેથ પણ ગઇ તે ગઇજ. પાછી ફરીજ નહિ. અરબ લોકો અચાનક આવી પડયાથી આપણી ધારેલી ધારણા ધુળમાં મળી ગઇ.

સિઝર—સુભગે ! ગભરાઓ નહિ. અને ચિંતાને પરહરો. આપણા જે સૈનિકો અત્રે હાજર છે. તેઓ પ્રાણાંત પર્યંત પણ દુર્ગનું રક્ષણ કરવાને ચુકશે નહિ. વળી સમ્રાટ તરફથી સહાયતા મળવાની પણ કાંઇક આશા છે. કાંઇ નહિ તો છેવટે તે પોતે પણ અહિં આવશેજ.

ફ્લોરેન્સ—ઠીક ! જે થવાનું હશે તે થશે. પ્રભુ ઇચ્છા બળવાન છે. તેની આગળ કોઇનો પણ ઉપાય નથી. માટે આવી બાબતોમાં શોક વા હર્ષ કરવો મિથ્યા છે. માત્ર પ્રારબ્ધ ઉપરજ આધાર રાખીને ઉદ્યોગ કરવો જોઇએ. પછી પરિણામ જે આવે તે ખરૂં. આપણે પણ પ્રારબ્ધ ઉપર આધાર રાખીને ઉદ્યોગ તો કરીએ છીએ. જોઇએ હવે પરિણામ કેવું આવે છે ?

આ પ્રમાણે રાજકુમારી અને તેની સહચરીઓ સાથે દુર્ગના ઘેરા, અને તેના રક્ષણ સંબંધી વાર્તાલાપ કર્યા પશ્ચાત દુર્ગપતિ દુર્ગની સ્થિતિ તપાસવા માટે ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી કેટલાક સમય પર્યંત રાજકુમારીના આવાસમાં શાંતિ પ્રસરી રહી. આ પ્રમાણે કેટલીકવાર સુધી મૌન્ય રહ્યા પછી રાજકુમારીએ ફ્લાવીઆ તરફ જોઇને કહ્યું:- "બેન! મને સિલવરીઆ, અને એલીઝાબેથ વિષે ઘણી ચિંતા થાય છે. કોણ જાણે તેઓ કેવી સ્થિતિમાં હશે ? અને અરબ છાવણીમાં પહોંચ્યા પછી સોલ્યુમ ઘેરાયાના સમાચાર સાંભળીને તેમના શા હાલ થયા હશે ?"

ફ્લાવીઆ—બેન ! અમને પણ તેમની ઘણી ચિંતા થાય છે. પણ શું કરીએ ? લાચાર છીએ. દુર્ગને ઘેરો હોવાથી તેમની ખબર કાઢવા પણ જઇ શકાતું નથી.

ફ્લોરેન્સ--જો તેઓ અહિં આવી હોત તો, આ વાતની પણ ભાળ મળત કે ઇસ્લામી સેનાધ્યક્ષ અહિં આવ્યા છે કે નહિ? હવે તે વાતની ભાળ લાગે એવો સંભવ નથી.

પુલકરિઆ—હા, આપનું કહેવું ખરૂં છે. આપણે કોઇને તેની તપાસ કરવાને પણ મોકલી શકતા નથી. અરબ લોકોએ દુર્ગને એવી રીતે ઘેરી લીધો છે કે પક્ષી માત્ર પણ તેમાં પ્રવેશ કરી શકે તેમ નથી.

આ પ્રમાણે વાતો કરતાં કરતાં રાત પડી. અને સર્વત્ર અંધકાર પથરાઇ ગયો. પક્ષીઓ પોતાના માળામાં ભરાઇ બેઠા, અને પશુઓ આખા દહાડાના પરિશ્રમ પછી અત્યારે વિશ્રાંતી મળેલી હોવાથી, તેનો લાભ લઇને ઘાસચારો ખાધા પશ્ચાત વાગોળવા લાગ્યા. દિનકર વાદળામાં ઢંકાઇ ગયો. અને ચંદ્ર ખદ્યોતમંડળ સહિત આકાશરૂપી સિંહાસન ઉપર આરૂઢ થયો. આ સમયે રાજકુમારીના એક અનુચરે ત્યાં ઉપસ્થિત થઇને બે સાધ્વીઓના આગમનની ખબર આપી. તેમને બોલાવી લાવવાની આજ્ઞા મળતાંજ તેનું પાલન કરવામાં આવ્યું, અને એક નિમિષ માત્રમાં તો બે જુવાન અને લાવણ્યવંતી સાધ્વીઓએ રાજકુમારીના આવાસમાં પ્રવેશ કર્યો. અને તેને આશિર્વાદ આપ્યો. પોતાની સહચરીઓના પુનઃ દર્શન થતાંજ રાજકુમારી આવેશમાં આવી ગઇ. અને આનંદાવેશમાં દોડીને તેમને ભેટી પડી. કેટલીકવાર સુધી સ્નેહાલિંગનનો લાભ લીધા પછી તેમની કુશળતા વિષે પૂછતાં રાજકુમારીએ કહ્યું:–" બેન! સારૂં થયું કે તમે બન્ને આવી ગયા. અમે સર્વે તમારા માટે ઘણી ચિંતા કરતા હતા. કેમ કુશળ તો છોને? અરબ લોકોએ સેલ્યુમ ઉપર આક્રમણ કર્યું છે એ

સમાચાર તો કદાચ તમને માલુમ જ હશે. પણ વારૂ, તમને જે કામ સોંપ્યું હતું તેનું શું થયું ?"

સિલવરીઆ—બેન ! અમે બન્ને અમારા તરફની આપની લાગણી બદલ આપનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. પ્રભુની કૃપાથી અમે ક્ષેમકુશળ છીએ. અને આપ સર્વેને કુશળ જોઇને અમને ઘણો આનંદ થયો. અમને કહેતાં આનંદ થાય છે કે અમે અમારૂં કાર્ય પૂરેપૂરૂં બજાવ્યું છે.

ફ્લોરેન્સ—હેં ! શું કહો છો ? તમે તમારૂં કામ બજાવ્યું ? તમારી યુક્તિ સફળ થઇ ? કહો, કહો, ઉસમાન ક્યાં છે ?

સિલવરીઆ—બેન ! જરા ધીરા પડો. આટલા ઉતાવળા ના થાઓ. શું ઉસમાનને મળવા માટે ઘણાજ આતુર થયા છો ?

ફ્લોરેન્સ—બેન ! જે કહેવું હોય તે સત્વર કહો. મારી ધીરજ રહેતી નથી. હું તમારી હકીકત સાંભળવાને માટે આતુર છું. અને ઉસમાનને રણભૂમીમાં મળવાને માટે પણ આતુર છું. કહો તે અહિં આવ્યા છે કે નહિ ?

સિલવરીઆ—હા, તે અહિં આવ્યા છે.

ફ્લોરેન્સ—વારૂ ! પણ એ તો કહો કે તમે ત્યાં સુધી કેમ જઇ શક્યા ?

સિલવરીઆ—બેન ! અમારી વિતક વાર્તા ઘણી લાંબી છે. પણ જ્યારે આપ તે સાંભળવા માગો છો, ત્યારે અમે તે અથથી ઇતિ પર્યંત કહી સંભળાવીએ છીએ. કૃપા કરીને એક ચિત્તે સાંભળો. અમારી વિતક વાર્તા આ પ્રમાણે છે. "આપની આજ્ઞાનુસાર સૈનિકનો વેષ ધરીને અહિંથી

નિકળ્યા પછી કુકુસેહથી પાંચ માઇલના અંતરે અમારા લશ્કરે છાવણી નાખી. લાંબા પ્રવાસ પછી વિશ્રાંતીનો આવો અલભ્ય લાભ મળેલો હોવાથી અમને ઘણો આનંદ થયો. એટલુંજ નહિ પણ અમે સેના સહિત પ્રયાણ કરતા હોવાથી, તેમજ પુરૂષના વેષમાં હોવાથી છાવણી કરતાં સુધી અમને વાળ ઓળવાનો પણ અવકાશ મળ્યો ન હતો. પરંતુ ઉપર બતાવ્યા પ્રમાણે છાવણી કર્યા પછી એકાંતનો લાભ મળ્યાથી રાતના સમયે અમે અમારા તંબુમાં બેસીને વાળ ઓળ્યા અને અમારા કાર્યને લગતી ચર્ચા કરી. છેવટે અમે એવા નિશ્ચય ઉપર આવ્યા કે સેના સહિત કુકુસેહ તરફ નહિ જતાં ઉતુર નામક સરિતા તીરે પડેલા ઇસ્લામી લશ્કરને મળવું. તદનુસાર બધા સૈનિકો સુઇ ગયા પછી મોડી રાત્રે અમે છાવણીમાંથી બહાર નિકળ્યા. અને થોડે દુર ગયા પછી સૈનિકના લુગડાં કાઢી નાખીને સાધ્વીઓ જેવા લુગડાં પહેરી લીધાં. આ પ્રમાણે આખી રાતના પ્રવાસ પછી સવારે અમે એક ગામની નિકટમાં આવી પહોંચ્યા. અને થાક પુષ્કળ લાગેલો હોવાથી અમે એક દેવળમાં મુકામ કર્યો. અહિંઆં ક્ષુધા તૃષાને તૃપ્ત કર્યા પશ્ચાત અમે પ્રકૃતિની શોભા નિહાળી રહ્યા હતા, એટલામાં અમે કેટલાક ખ્રિસ્તી સૈનિકોને હાંફળા ફાંફળા બનીને શ્વાસભેર આમ તેમ નાસતા જોયા. આમાંનો એક સૈનિક દેવળ તરફ આવતો હતો. અને કેટલાક મુસલમાન સૈનિકો અશ્વારૂઢ થઇને તેની પાછળ પડયા હતા. પ્રસ્તુત સૈનિકે દેવળ પાસે આવીને પોતાના સૈનિક વસ્ત્રો કાઢી નાખ્યા અને એક સાધારણ ખ્રિસ્તીના વેશે અંદર આવીને વધસ્થંભ સમક્ષ સાષ્ટાંગ દંડવત કરીને પ્રાણ રક્ષાની યાચના કરવા લાગ્યો. તેને પૂછી જોતાં જણાયું કે ઉતુરને સામે તીરે પડેલી ખ્રિસ્તી સેના પરાજીત થઇ છે. હજી તો આ વાત ચાલતીજ હતી એટલામાં કેટલાક મુસલમાન સૈનિકો દેવળમાં ધસી આવ્યા. તેમને જોતાંજ અમે એક

ઓરડામાં પેસી ગયા અને બારણા વાસી દીધા. અંદર આવ્યા પછી તેમણે નાસી આવેલા સૈનિકને તેના પોતાના સંબંધમાં કેટલાક પ્રશ્નો પૂછ્યા. પરંતુ તેણે તો સૈનિક હોવાનો પણ ઇન્કાર કર્યો. તેથી તેના સંબંધમાં કાંઇક વધુ જાણવાના હેતુથી તેઓ અમારા ઓરડા પાસે આવ્યા અને અમારા ઓરડાના બારણા ઉઘડાવીને અમને કેટલાક પ્રશ્નો પૂછ્યા, જેનો અમે યથાબુદ્ધિ ઉત્તર આપ્યો. પછી તેમણે આટલી નાની વયમાં સાધ્વીવ્રત અંગીકાર કરવા વિષે કેટલાક પ્રશ્નો પૂછી, અમને પોતાની સાથે લઇ જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. અમે તેનો પણ યોગ્ય શબ્દોમાં ઉત્તર આપ્યો. એટલે અમારા ઉત્તરથી પ્રસન્ન થઇને તેમણે અમને એક પરવાનો લખી આપ્યો અને ચાલ્યા ગયા. તેમના ગયા પછી અમારા કાર્યના સંબંધમાં અમે કેટલીક મસલત કરી અને છેવટે સોલ્યુમ તરફ પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો. અને લાગલાગટ કેટલાક દિવસ સુધી પ્રવાસ કર્યા પછી અમે સોલ્યુમની નિકટમાં આવેલા એક નાના ગામડામાં આવી પહોંચ્યા અને એક દેવળમાં મુકામ કર્યો. અહિં અમને સોલ્યુમના સમાચાર મળ્યા અને અમારી ચિંતામાં વધારો થયો. હવે શું કરવું? અને કેવી રીતે ધારેલી ધારણા પાર પાડવી તે વિષે અમે વિચાર કરવા માંડયો. છેવટે, એન એલીઝાબેથને એક યુક્તિ યાદ આવી અને તદનુસાર તેમણે મને અરબ છાવણીમાં જઇ, અરબ સરદારને વિજયના સમાચાર કહી નગર પ્રવેશનો પરવાનો લઇ આવવાનું કહ્યું. પ્રથમ તો તેમ કરવાની મારી હિમ્મત ચાલી નહિ. પરંતુ એલીઝાબેથના સમજાવ્યાથી છેવટે હું તે કામ કરવાને માટે ઉદ્યુક્ત થઇ અને એક સાધ્વીના વેષમાં અરબ છાવણીમાં ગઇ. એક પરવાનો તો પ્રથમથીજ મળેલો હોવાથી મને છાવણીમાં પ્રવેશ કરતાં કોઇએ પણ અટકાવી નહિ. એટલુંજ નહિ

પણ મારી ઇચ્છાનુસાર મને સેનાધ્યક્ષ સમક્ષ લઇ જવામાં આવી. સેનાધ્યક્ષના તંબુમાં જઇને જોઉં છું તો એક સૌંદર્ય સંપન્ન યુવક અમુલ્ય વસ્ત્રાભુષણ પરિધાન કરીને સિંહાસન ઉપર બેઠેલો છે. તેમના રૂપના તો કેટલાં વખાણ કરૂં ? જાણે સાક્ષાત કયુપિડઝ (કામદેવ) જોઇ લો. મને જોતાંજ તેમણે મારા આગમનનું કારણ પૂછ્યું. એટલે મારો પરિચય આપ્યા પછી, ડિતુરના વિજય બદલ મેં તેમને અભિનંદન આપતાં પરવાનો લખી આપવાની વિનંતી કરી. તદનુસાર તેમણે પરવાનો લખી આપ્યો. એટલે હું તેમની રજા લઇને એલીઝાબેથ પાસે આવી. આ તરફ બેન એલીઝાબેથ મારા વિષે ઘણી ચિંતા કરી રહ્યા હતા. એટલે મારા આવ્યા પછી તેમના જીવમાં જીવ આવ્યો અને તેમણે મારો પુનઃ મેળાપ કરાવવા માટે પ્રભુનો આભાર માન્યો અને રઇહાનાના નામનો એક પત્ર આપીને મને પુનઃ છાવણીમાં જવાનું કહ્યું. તદનુસાર હું બીજીવાર અરબ છાવણીમાં ગઇ અને પત્ર રઇહાનાને આપ્યો. પત્ર વાંચ્યા પછી તે મને પોતાના સેનાધ્યક્ષ પાસે લઈ ગઇ. તેમની સાથે કેટલીક વાતચીત કર્યા પછી તેમણે મને દુર્ગમાં પ્રવેશ કરવાની રજા આપી અને રઇહાનાએ પત્રનો ઉત્તર લખી આપ્યો. બેન ! આવી યુક્તિપુર્વક અમારૂં કામ પૂરૂં કરીને અમે આપની પાસે આવી પહોંચ્યા છીએ."

ફ્લોરેન્સ--બેનો ! એક જાસુસ અથવા એક સૈનિકથી પણ ના બને એવું કામ તમે કરી બજાવ્યું છે. આ કારણથી હું તમને ધન્યવાદ આપું છું. ખરેખર, તમે મોટું પરાક્રમ કર્યું છે. પણ વારૂ, એતો કહો કે એલીઝાબેથના પત્રનો રઇહાનાએ શો ઉતર આપ્યો ?

ફ્લાવીઆ—વાહરે બેન ! આપ તો ઘણા વિચક્ષણ જણાઓ છો. કોઇનો ગુપ્ત ભેદ પૂછવો એ શું યોગ્ય કહેવાય કે ? અને તે

જાણવાનો આપને અધિકાર પણ શો છે? પત્રમાં શું લખ્યું છે એવો પ્રશ્ન કેમ પૂછો છો? જાઓ બેન, એટલું પણ સમજતા નથી કે? લખવાનું તે વળી શું હોય? પ્રેમની મધુરી વાતો? બીજું શું? કેમ બેન, એલીઝાબેથ ખરૂં કે નહિ?

એલીઝાબેથ—બેન! ખરૂં કે ખોટું તે તો તમે જાણો. મેં પોતે પણ પ્રસ્તુત પત્ર હજી સુધી વાંચ્યો નથી. તો પછી તમને તેમાં લખેલી બીના કેમ કહી શકું? સિલવરીઆએ પત્ર લાવીને આપ્યા પછી એવોજ વિચાર થયો કે રાજકુમારી સમક્ષ વાંચીશું. આ કારણથી હજી સુધી તેને ગજવામાંજ રાખ્યો છે.

ફ્લોરેન્સ—એમ કરવાનું કારણ?

એલીઝાબેથ—કેમકે તેમાં મારા કરતાં આપની બીના વિશેષ ઉલ્લેખવામાં આવી છે.

ફ્લોરેન્સ—હેં, મારો ઉલ્લેખ? એલીઝાબેથ આ તમે શું કહો છો?

એલીઝાબેથ—બેન! હું ખરૂંજ કહું છું. પત્ર વાંચેથી આપની ખાત્રી થશે.

એલીઝાબેથ આ છેલ્લું વાક્ય પુરૂં કરે તે પહેલાં તો રાજકુમારીએ પત્ર ફાડીને વાંચવા માંડયો. તેને મનમાંજ વાંચતી જોઇને સિલવરીઆએ હાસ્ય કરતાં કહ્યું. "બેન! લગાર મોટેથી વાંચો તો અમે પણ સાંભળીએ." બીજી સહચરીઓએ પણ સિલવરીઆના મતને અનુમોદન આપ્યું. એટલે લાચાર થઇને રાજકુમારીએ પ્રસ્તુત પત્ર આ પ્રમાણે વાંચવા માંડયો.

"મહા શુભસ્થાને સોત્યુમ મધ્યે સદા શુભેચ્છક, અનેક સર્વ શુભોપમા લાયક બેનશ્રી એલીઝાબેથ જોગ લી. આપની દર્શનાતુર રહકાનાના યથાયોગ્ય સ્વીકારશોજી. માલિકની કૃપા દ્રષ્ટિવડે હું ક્ષેમ

કુશળ છું અને આપ પણ કુશળ હશો એવી આશા રાખું છું. બેન ! આપને વિશેષ શું કહું ? માત્ર એટલુંજ કહું છું કે જ્યારથી આપનો વિયોગ થયો છે, ત્યારથી મને કાંઈ પણ ગમતું નથી. આ કેવી બેવફાઇ ? માત્ર બેવફાઇજ નહિ, પણ તે આપનો જુલમજ કહેવાય. સેનાધ્યક્ષ સાહેબ પણ આપને ઘણા સંભારે છે. આટલા લાંબા સમય પછી અમને પુનઃ સંભાર્યા એ પણ આપનો મહદ્ ઉપકાર. હવે પાછા આવો તો ઘણું સારૂં. સેનાધ્યક્ષ સાહેબ આપને આપની ઇચ્છા વિરૂદ્ધ કોઇ પણ કામ કરવાની ફરજ પાડશે નહિ. જ્યારથી તેમણે સાંભળ્યું છે કે આપે રાજકુમારી ફ્લોરેન્સની સેવા વૃતિનો અંગીકાર કર્યો છે, ત્યારથી તે આપની મારફતે રાજકુમારીના દર્શન કરવાને માટે તૃષ્યા ચાતકની પેઠે આતુર થયા છે. લોકોને મોઢે તેમણે રાજકુમારીના સૌંદર્ય વિષે ઘણું સાંભળ્યું છે અને તે તેને મળવા ઇચ્છે છે. કૃપા કરીને આપ રાજકુમારીને કહો કે તે પોતાની સેના, સુરક્ષિત કિલ્લાઓ અને તીક્ષ્ણ અસ્ત્ર શસ્ત્રથી સેનાધ્યક્ષ સાહેબને કદી પણ હરાવી શકશે નહિ. માત્ર પ્રેમ રૂપી અભેદ, અને અનન્ય શસ્ત્રથીજ તેમનો પરાજ્ય કરી શકાય એમ છે. જો રાજકુમારીની તેમને મળવાની ઇચ્છા હોય તો તેમની ઇચ્છાનુસાર યોગ્ય વ્યવસ્થા કરવામાં આવશે. જો આપને વધુ અવકાશ ન હોય તો છેવટે એક દિવસને માટે પણ અહિં અવશ્ય આવી જશો.

લી. દર્શનાતુર,
રઇહાના.

પત્રમાં નિજ સૌંદર્યના વખાણ કરેલાં હોવાથી તે વાંચતાં વાંચતાં રાજકુમારી શરમાઇ ગઇ અને પત્રનો છેવટનો ભાગ તો વાંચવાની પણ તેની ઇચ્છા ન હતી. પરંતુ પોતાની સહચરીઓના આગ્રહથી તેને તે વાંચવો પડયો. પત્ર વંચાઇ રહ્યા પછી, તેના ઉપર

અભિપ્રાય લેવામાં આવતાં ફ્લિવરીઆએ કહ્યું "બેન! આતો ઘણું સારૂં થયું. આપણે આ તક હાથથી જવા દેવી જોઇએ નહિ. બેન! એલીઝાબેથ! તમે આજેજ ઇસ્લામી સેનાધ્યક્ષને પત્ર લખો કે અમારી રાજકુમારી આવતી કાલે રણભૂમીમાં તમને પોતાના દર્શનનો લાભ આપશે. સૈનિકોને પણ આજ્ઞા આપો કે તેઓ આવતી કાલે દુર્ગની બહાર નિકળીને શત્રુ દળ ઉપર આક્રમણ કરે. મને આશા છે કે આપને જોતાંજ ઇસ્લામી સેનાધ્યક્ષ આકુળવ્યાકુળ થઇ જશે. એટલે અમે તેમને પકડી લઇશું અને અહિં લાવીને તેમને પ્રેમનો આસ્વાદ ચખાડીશું."

ફ્લોરેન્સ—બેન! મારાથી આવું કપટ ભરેલું કામ થઇ શકશે નહિ.

પુલશરિઆ—બેન! આપ ઘણી નવાઇ જેવી વાત કરો છો. યુદ્ધમાં પણ કોઇએ શત્રુ સાથે વફાદારી કરેલી સાંભળી છે?

ફ્લોરેન્સ—ગમે તેમ હોય, પણ મારાથી આવું કપટ થઇ શકશે નહિ. તેમ આ વખતે ઇસ્લામી સેનાધ્યક્ષની સામે જવાની મારી હિમ્મત પણ ચાલતી નથી.

પુલશરિઆ—આપના ગયા વિના આ કામ થઇ શકે એવી આશા નથી.

ફ્લોરેન્સ—વારૂ, તો પરમ દિવસે મળવાનું રાખો.

આ પ્રમાણે વાતચીત થયા પછી છેવટે એવો ઠરાવ થયો કે આવતી કાલે એલીઝાબેથે અરબ છાવણીમાં જવું અને ઇસ્લામી સેનાધ્યક્ષને રાજકુમારી સાથે મેળાપ કરાવી આપવાનું વચન આપવું અને પરમ દિવસે સેનાએ કિલ્લાની બહાર નિકળીને શત્રુ દળ ઉપર હલ્લો કરવો અને રાજકુમારીએ પોતાના સૌંદર્યરૂપી શસ્ત્રથી ઇસ્લામી સેનાધ્યક્ષને ઘાયલ કરી વિજય પ્રાપ્ત કરવો. આ પ્રમાણે ઠરાવ થયા પછી તેઓ ભોજન આરોગીને સુવા માટે ગઇ.

# પ્રકરણ ૧૨ મું.

## સાૈંદર્યનો પ્રભાવ.

રાતનો અમલ ઉતરીને રાત તથા દહાડાની મર્યાદા વચ્ચેનો તકરારી વખત થએલો છે. આકાશ સ્વચ્છ છે. અરૂણે સુવર્ણ કુંચી-વડે પૂર્વ તરફનો દરવાજો ઉઘાડી નિદ્રાધીન થએલા લોકોને જાહેર કીધું કે હવે સાૈને કામે વળગવાનો વખત થયો છે. અરૂણ સારથિ આવ્યો એટલે તેની પાછળ દિનકર પણ સત્વર પધારશે એવું જાણીને જેમ રસ્તામાં રમતા છોકરાં નિજ શિક્ષકને આવતા જોઇને નાસી જાય છે, તેમ તારાઓ ક્રમે ક્રમે પોતાનું મોઢું સંતાડવા લાગ્યા. ચંદ્ર તો પહેલાંથીજ અસ્ત થયો હતો. પણ શુક્રનો તારો થોડા સમય પર્યંત હીંમત રાખીને ઉભો રહ્યો. પરંતુ દિનમણીના દર્શન થતાંજ તે પણ જલદીથી ભરાઇ ગયો. દિનકરને સુવર્ણ સિંહાસન ઉપર બીરાજેલા જોઇને તેના દર્શન કરવા માટે તળાવોમાં ખીલેલા કમળોએ પોતાના મોઢાં પૂર્વ દિશા તરફ ફેરવ્યાં. કુમુદિનીનાં ફુલની પાંદડી બીડાઇ જઇ નીચે નમી ગઇ. પોતાની પ્રિયતમાને ખીલેલી જોઇ, રસભોગી ભ્રમરો કમળની આસપાસ ફરી ગુંજાગુંજ કરવા લાગ્યા. ચંપા, ચંબેલી, સેવતી, માલતી, ગુલાબ, મોગરા આદિ સુગંધવાળા પુષ્પોમાંથી મંદ મંદ સુગંધીએ શીતળ વાયુની સાથે ઘસડાઇ આવીને નાસિકેંદ્રિયને મગ્ન કીધી. સ્થળે સ્થળે દિવાકરના પ્રતિહાર કુકડાઓએ નેકી પોકારી. ચકલીઓ માળામાંથી નીકળી ચીં ચીં કરવા લાગી. કાગડાઓ કા કા કરવા લાગ્યા. અને પાંજરામાંના પોપટ, મેના આદિ પક્ષીઓએ પો-

તાની મધુર વાણીથી પોતાના ધણીને જગાડયા અને વાડીઓ તથા ઝાડીઓ સુંદર નાદવાળા પક્ષીઓના શબ્દોથી આલ્હાદકારક થઇ રહી. ખ્રિસ્તિ દેવળોમાં પ્રાર્થનાર્થે લોકોને એકઠા કરવા માટે ઘંટનાદ થવા લાગ્યો અને ઇસ્લામી છાવણીમાં તેવાજ હેતુથી બાંગીએ બાંગ પોકારી. કેટલાક લોકો પોતાના ઘરોમાં સૂતા સૂતા ઝુમુરના ગીત ગાવા લાગ્યા. છીપા સોની, લુહાર, કંસારા આદિ ઉદ્યમી લોકોએ પથારીમાંથી ઉઠતાંજ શૌચ આદિ નિત્યકર્મથી પરવારીને પોતાના કાર્યનો આરંભ કરતાં નગરના તે ભાગને ગજાવી મૂકયો. કેટલાક વિદ્યાર્થીઓ પોતાના ઘરોમાં બેસીને વિદ્યાભ્યાસ કરી રહ્યા હતા. અને કેટલાક વિદ્યાર્થીઓ પોતાના અક્ષરો સુધારવાને માટે કોપી લખતા હતા. ગાય, ભેંસ, ઘેટાં બકરાં આદિ પશુઓ ગળાના બંધ છુટયાથી આનંદમાં ગોવાળીઆની પાછળ ચરવા જતાં હતાં. કુળવંતી અને સારા સ્વભાવની સ્ત્રીઓ પોતાના ઘર વાળી ઝાડી પોતાના બાળકો અને પતિને સુખ આપવાના સાધન તૈયાર કરવામાં પ્રવૃત્ત થઇ ગઇ અને દુષ્ટ, શંખણી સ્ત્રીઓ બબડતી, ફફડતી, છોકરાંને ગાળો દેતી તથા મારપછાડ કરતી અને ધણીને ધમકાવતી આણીગમ તેણીગમ ઘરમાં ફરતી હતી. આળસુ, અઢિણી આદિ નિરૂદ્યમી લોકો બગાસાં ખાતાં ખાતાં પર્યંક ઉપર આમતેમ આળોટતા હતા. પણ ઉદ્યમી અને ચાલાક લોકો સૂર્યોદય થતાંજ પર્યંકનો ત્યાગ કરીને, શૌચ, દંતધાવન, પ્રાર્થના, પ્રાતઃકાલિય ભોજન આદિ નિત્યકર્મ કર્યા પશ્ચાત પોતપોતાને ધંધે વળગી ગયા હતા. વેપારીઓ પ્રાતઃકાલિય નિત્યકર્મથી પરવાર્યા પશ્ચાત લુગડાં પહેરી, હાથમાં મોટી કુંચી લઇને દુકાને જતા હતા. કેટલાક દુકાનો ઉઘાડી, તેને સાફસુફ કરી અને માલ ગોઠવીને વિક્રયાર્થે ગ્રાહકોની વાટ જોતા પોતાની ગાદી ઉપર બેઠા હતા. કેટલાક લોકો હાથમાં

જળના લોટા લઇ નગરની બહાર શૌચ કાર્યાર્થે જતા હતા અને કેટલાક લોકો ન્હાઇ ધોઇ, લુગડાં પહેરી, હાથમાં ધર્મપુસ્તક લઇને પ્રાર્થનાર્થે દેવળોમાં જતા હતા. રાતના રાજા ઘૂવડ તથા વનવાગલાં પ્રભાત થવાથી કાગડા આદિ બીજાં પક્ષીઓની બીકથી ઝાડોમાં સંતાઇ જવાને ઉડી જતાં હતાં. ચકોર પક્ષી તેના સ્વામી ચંદ્રના અસ્ત પામવાથી કોઇ ગુપ્ત સ્થળે ભરાઇ બેઠું હતું. ચોર લોકો પોતાની આશા સફળ કરી, અથવા તે નિષ્ફળ થવાથી નિસાસા મૂકતા ઉતાવળથી પોતપોતાને ઘેર જતા હતા. અભિસારકો અને અભિસારિકાઓ પોતાના સંકેત સ્થળોનો ત્યાગ કરીને ઉતાવળા ઉતાવળા ઘર તરફ જતા હતા. પ્રવાસીઓ પગે ચાલીને, અશ્વારૂઢ થઇને, અથવા ગાડીમાં બેસીને પ્રવાસ કરતા હતા. રસ્તામાં ધોબી બળદ લાદીને આનંદથી ગાતા ગાતા ઘાટ ઉપર જતા હતા. ખ્રિસ્તિ અને ઇસ્લામી છાવણીમાં સૈનિકો કવાયત કરી રહ્યા હતા. નગરમાં સર્વત્ર આવો પ્રકાર ચાલી રહ્યો છે, તે સમયે રાજકુમારી અને તેની સહચરીઓ નિદ્રામાંથી જાગ્રત થઇ અને શૌચ, દંતધાવન, પ્રાતઃકાલિય આહાર, પ્રાર્થના, આદિ નિત્યકર્મથી પરવાર્યા પશ્ચાત પોતાના કાર્યની સફળતા અર્થે ઉદ્યોગ કરવા લાગી. ઇસ્લામી સેનાધ્યક્ષ પાસે કેવી રીતે જવું, તેને કેવી રીતે સપડાવવો, આદિ વિષયો ઉપર વાત નિકળતાં પ્રથમથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે એલીઝાબેથે રાજકુમારીની રજા માગતાં કહ્યું:-" બેન! તો હવે હું મને સોંપવામાં આવેલું કાર્ય બજાવવા માટે ઉસ્માન પાસે જાઉં છું. કેમ રજા છે?"

ફ્લોરેન્સ—હા, ખુશીથી જાઓ. અને જો એકલાં જતાં ભય લાગતો હોય તો સિલવરીઆને પણ સાથે લેતા જાઓ.

સિલવરીઆ—હા, હું સાથે આવવાને માટે તૈયાર છું.

ફ્લોરેન્સ—નહિ, તમારૂં કાંઇ કામ નથી. આ વખતે તો હું એકલીજ જઇશ. પણ ઇસ્લામી સેનાધ્યક્ષે લખી આપેલા પરવાનાની મને ઘણી અગત્ય છે. કૃપા કરીને તે લાવી આપો.

સિલવરીઆ—હમણાજ લાવી આપું છું.

એમ કહીને તે વિજળીના વેગે બીજા ઓરડામાં ગઇ. અને નિમેષ માત્રમાં પાછી ફરીને પરવાનો એલીઝાબેથને સ્વાધીન કરતાં બોલી:-"લો, બેન! આ પરવાનો. કેમ હવે તો કાંઇ શંકા રહી નથીને?"

એલીઝાબેથ—ના, બેન! કાંઇ પણ નહિ. હું મારા કર્તવ્યનું પાલન કરવાને માટે તત્પર છું. માત્ર આપની આજ્ઞાનીજ વાટ જોવાય છે.

ફ્લોરેન્સ—બેન! તમને રજા છે. ઘણી ખુશીથી જાઓ. પણ વેહેલા આવજો, હો બેન! ભૂલશો નહિ.

એલીઝાબેથ—બહુ સારૂં, તો જાઉં છું.

એમ કહીને તે દુર્ગની બહાર નિકળી. રાજકુમારી અને તેના સહચરીઓ તેને વળાવવા માટે દુર્ગના દ્વાર સુધી આવી. અને દ્વાર પાસે કેટલીકવાર સુધી ઉભા રહીને તેના કાર્યને લગતી કેટલીક વાતચીત કર્યા પશ્ચાત તેને વિદાય કરી. વિદાયગીરી મળતાંજ એલીઝાબેથે અરબ છાવણીનો માર્ગ લીધો અને લાંબા લાંબા ડગલાં ભરીને જોતજોતાંમાં તે ધારેલા સ્થળે પહોંચી ગઇ. આ સમયે અરબ છાવણીમાં ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓ ચાલી રહી હતી. છાવણી સામેના ખુલ્લા મેદાનમાં લગભગ ૫૦૦ અરબ સૈનિકો એક પ્રૌઢ દુર્ગનાશક યંત્ર ચલાવી રહ્યા હતા. એલીઝાબેથને જોતાંજ તેઓમાંના કેટલાકે આગળ વધીને તેને પકડી લીધી અને તેના આગમન વિષે પૂછવા લાગ્યા.

પ્રતિઉત્તરમાં એલીઝાબેથે તેમને પરવાનો દેખાડયો. પોતાના સેનાધ્યક્ષની મુદ્રાવાળો પરવાનો જોતાંજ આરબ સૈનિકો દુર ખસી ગયા અને તેને અંદર જવાનો માર્ગ કરી આપ્યો. સેનાધ્યક્ષના તંબુ પાસે પહોંચતાંજ પ્રહરિઓએ પુનઃ તેને અટકાવી. એટલે તેણે તેમને પણ પરવાનો દેખાડયો. પરવાનો જોતાંજ તેમાંનો એક પ્રહરિ તંબુમાં જઇને પ્રતિહારાધ્યક્ષને બોલાવી લાવ્યો. પ્રતિહારાધ્યક્ષ એલીઝાબેથને પ્રથમથી ઓળખતો હોવાથી તે તેને એક પણ પ્રશ્ન પૂછ્યા વિના પોતાના સેનાધ્યક્ષ સમક્ષ લઇ ગયો. આ સમયે ઉસમાન સૈનિક વસ્ત્રો પરિધાન કરીને સિંહાસન ઉપર બેઠો હતો. એલીઝાબેથને જોતાંજ તેને ઘણો આનંદ થયો. અને તેણે હસતાં હસતાં તેની તરફ જોઇને પ્રશ્ન કર્યો:–" કેમ? એલીઝાબેથ! તું આવી કે? આટલા દહાડા ક્યાં હતી? અને આ શું? આવો ઢોંગ કેમ કર્યો છે? શું તું સાધ્વી બની ગઇ? આવી નાની વયમાં સંસારનો ત્યાગ કરીને સાધ્વી થઇ જવાનું કાંઇ કારણ?"

એલીઝાબેથ—મહાશય! આપનો આશ્રય તજી ગયા પછી હું સ્વદેશમાં ગઇ. ત્યાં જઇને જોઉં છું તો એક પણ સ્નેહી ન મળે. આવી સ્થિતિમાં હું ત્યાં એકલી કેમ રહી શકું, તેનો આપજ વિચાર કરી લો. ખરેખર, આ વખતે આપનો આશ્રય તજી જવા માટે મને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો અને હું મારી જાતને શ્રાપવા લાગી. પરંતુ "રાંડયા પછીનું ડહાપણ શા કામનું." ખરેખર, પ્રસ્તુત સમયે મારી સ્થિતિ "ધોબીના કુતરા" સમાન થઇ પડી. અર્થાત હું ક્યાંની પણ ન રહી. આપની આજ્ઞા વિના પલાયન થઇ ગએલી હોવાથી અહિં પણ પુનઃ આવી શકું તેમ ન હતું. તેમજ કોઇ બીજાનો પણ આશ્રય ન રહ્યો. તેથી હવે શું કરવું? ક્યાં જવું, અને

કોનો આશ્રય ગ્રહણ કરવો એ વાતની ચિંતા થઇ પડી. આવી ચિં-
તામાં અને ચિંતામાં મેં દેશાટન કરવાનો વિચાર કર્યો અને ફરતી
ફરતી આ નગરમાં આવીને એક ઘર ભાડે લીધું અને કોઇનો આ-
શ્રય શોધીજ રહી હતી, એવામાં એક દહાડો સોલ્યુમના દુર્ગપતિ
મારે ત્યાં આવ્યા અને રાજકુમારી તમને બોલાવે છે એવા સમાચાર
કહ્યા. પ્રસ્તુત સમાચાર સાંભળતાંજ મને ઘણો આનંદ થયો અને હું
તેમની સાથે રાજકુમારીની સેવામાં હાજર થઇ. રાજકુમારીએ મારી
દુઃખપ્રદ આત્મકથા સાંભળ્યા પશ્ચાત મારા ઉપર દયાભાવ દર્શાવીને
મને આશ્રય આપ્યો અને એક ભગિની સમાન હેત દર્શાવવા લાગી.
આપનો આશ્રય તજી ગયા પછી મને જે જે સંકટો સહન કરવાં પડયાં.
તેમણે મારી શુદ્ધ ઠેકાણે આણી અને મને દુનિઆનું કાંઇક ભાન કરાવ્યું.
હવેજ મારા જાણવામાં આવ્યું કે આ સંસારમાં કોઇ કોઇનું નથી.
આવો વિચાર આવતાંજ મને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને પરિણામે
આ સંસારથી વિરક્ત થવાનો વિચાર કરી મેં સન્યસ્ત લીધું. સન્યસ્ત
લીધા પશ્ચાત હું દેવળમાંજ રહેતી હતી. પરંતુ હાલમાં ખ્રિસ્તિ, અને
મુસલમાનો વચ્ચે યુદ્ધ ચાલતું હોવાથી દેવળની અન્ય વ્યક્તિઓ
સહિત દુર્ગમાં આવી રહી છું. દુર્ગમાં આવ્યા પછી મારા જાણવામાં
આવ્યું કે ઇસ્લામી સેનાના સેનાધ્યક્ષ આપજ છો. આ વાત મારા
જાણવામાં આવતાંજ મારા અંતઃકરણમાં આપના દર્શનની ઉત્કંઠા
થઇ આવી. તેથી મારા નેત્રોને આપના દર્શનથી તૃપ્ત કરવા અર્થે
અત્રે આવી છું.

ઉસ્માન—એલીઝાબેથ ! હું તારી દુઃખથી ભરેલી આત્મકથા
સાંભળીને ઘણોજ દુઃખી થયો છું. ખરેખર, તેં ઘણા ઘણા સંકટો
સહન કર્યા છે. તેમાં કોઇનો દોષ કાઢવા જેવું નથી. તેં હાથે કરીને

દુઃખ વ્હોરી લીધું અને પોતાના હાથેજ પોતાના પગમાં કુહાડો માર્યો, એમાં બીજાનો શો દોષ કાઢવો ? અહિંઆં તને એવું તે શું દુઃખ હતું કે તું કોઇને પણ પૂછ્યા ગાછ્યા વિના ગુપ્ત રીતે નાસી ગઇ ? અને અહિંઆં તને કંઇ વાતની ઊણપ હતી કે તેં આવી ઉદ્ધતાઇ ભરેલું પગલું ભર્યું. ?

એલીઝાબેથ—મહાશય ! આ સંસારમાં મનુષ્ય માત્ર ઉપર જે દુઃખ આવી પડે છે તે તેના ભાગ્યનોજ દોષ જાણવો. ખરેખર, ભાવી આગળ કોઇનું કાંઇ પણ ચાલતું નથી. તેજ પ્રમાણે મારા લલાટે પણ આવું દુઃખ લખાયલું હતું. તેમાં કોઇનો શો દોષ ? એક કવિએ ખરુંજ કહ્યું છે કે "લલાટે લખેલું મિથ્યા ન થાએ." તેજ પ્રમાણે મારા ભાગ્યમાં આવી આપદાઓ સહન કરવાનું લખેલું હોવાથી મને વિપરીત બુદ્ધિ સુઝી. મારી મતિ ભ્રષ્ટ થઇ ગઇ અને મેં આવું મૂર્ખાઇ ભરેલું પગલું ભર્યું. ખરેખર, " વિનાશકાળે વિપરીત બુદ્ધિ " એ જગત પ્રચલિત કિવદંતી અક્ષરસ સત્ય છે. તેનો હવે મને પુરેપુરો અનુભવ મળ્યો.

આ પ્રમાણે ઉસમાન અને એલીઝાબેથ વચ્ચે વાર્તાલાપ ચાલી રહ્યો છે, એટલામાં તેડવા મોકલેલી રઇહાના ત્યાં આવી પહોંચી અને એલીઝાબેથને જોતાંજ દોડીને તેને ભેટી પડી. કેટલીકવાર પર્યંત આવો અપૂર્વ પ્રેમાલિંગન અનુભવ્યા પછી તે એલીઝાબેથને સાથે લઇને એક આસન ઉપર બેઠી. ઉભય સખીઓ અરસપરસ હળીમળી રહ્યા પછી ઉસમાને પોતાની પ્રશ્નમાળાનું અવલંબન કરતાં એલીઝાબેથને અનુલક્ષીને કહ્યું, " જો, તારે તારાં સહોદરોને મળવા અર્થેજ જવું હતું, તો મને પ્રથમ પૂછ્યું કેમ નહિ ? જો તેં

મને પુછ્યું હોત તો શું હું તને ના કહેત ? નહિ, કદાપિ નહિ. ઉલટું હું તને ત્યાં ઘણા માનપૂર્વક પહોંચાડી દેત. ”

એલીઝાબેથ—મહાશય ! હું મારો દોષ સ્વીકારૂં છું. અને આપની ક્ષમા યાચું છું. જે બનવાનું હતું તે બની ગયું. હવે તેને માટે શોક કરવો મિથ્યા છે.

ઉસમાન—ઠીક ! એતો જાણે સમજ્યા. પરંતુ દુર્ગના શા સમાચાર છે ? અમારો અવરોધ કરવા માટે ત્યાં કેવા પ્રયત્નો થઈ રહ્યાં છે એ વિષે તો તેં કાંઇ કહ્યુંજ નહિ. તેમ હું પણ તને પૂછવાનું ભુલી ગયો. કેમ ? હાલમાં તમારી રાજકુમારી શું કરી રહી છે ? મેં સાંભળ્યું છે કે તમારી રાજકુમારી ઘણી સૌંદર્યસંપન્ન છે અને તેને જોતાંજ લોકો મૂર્છા ખાઇ જાય છે, એ શું સત્ય છે ?

એલીઝાબેથ—હા, તે વાત ખરી છે. માત્ર ખરી છે, એટલુંજ નહિ, પરંતુ પ્રસંગોપાત તેવા બનાવો બની પણ ચુકયા છે. દુર્ગના તો કાંઇ પણ નવિન સમાચાર નથી. માત્ર તેના રક્ષણાર્થે બનતા પ્રયત્નો કરવામાં આવે છે. તો પણ તે કેટલા દહાડા ટકી શકશે એની કાંઇ ખાત્રી નથી. હવે તો રાજકુમારી પણ ઘણી મુંઝાય છે. જે દિવસથી આપના શૂરાતન વિષે તેણે સાંભળ્યું છે તે દિવસથી તે આપનુંજ રટણ કરે છે અને આપના દર્શન કરવાને માટે ઘણી આતુર થઇ રહેલી છે, વળી તે આપને મળીને સંધિ કરવાની ધારણા રાખે છે.

ઉસમાન—શું ? રાજકુમારીની સંધિ કરવાની ઇચ્છા છે ? ઘણી નવાઇની વાત ! પણ તે રૂબરૂમાં મળ્યા વિના કેમ બનશે ? તારા કહેવા પ્રમાણે જો તે મને મળવાજ ઇચ્છતી હોય તો પછી મળતી કેમ નથી ? મારા તરફથી તેને ધીરજ આપીને કહેજે કે

રૂબરૂ મળ્યા પછી યોગ્ય શરતોએ સંધિ કરવાનો વિચાર કરવામાં આવશે.

એલીઝાબેથ—વારૂ ! હું તેને આપનો સંદેશો કહીશ. રાજકુમારી ઘણા દિવસથી આપને મળવાની ઇચ્છા રાખે છે, પરંતુ અવકાશના અભાવે આજસુધી તેવો યોગ્ય બન્યો હતો. પણ ઘણું કરીને આવતી કાલે તે આપને અવશ્ય મળશે.

ઉસમાન—શું આવતી કાલે તે મને મળશે ? કયા સ્થળે અને કેવા પ્રકારે એ તો કહે ?

એલીઝાબેથ—હાજી, આવતી કાલે તે આપને અવશ્ય મળશે. તે પોતાની સેનાસહિત દુર્ગનો ત્યાગ કરીને રણક્ષેત્રમાં આવશે અને આપની સેના ઉપર આક્રમણ કરશે. તે વખતે હું પણ આવા વેષેજ તેની સાથે હોઇશ. આપ મને જુઓ કે તરતજ મારી પાસે ચાલ્યા આવજો. એટલે તેની સાથે વાતચીત થઇ જશે.

ઉસમાન—ઠીક ! જેવી તમારી ઇચ્છા. હું તમારી પાસે અવશ્ય આવીશ અને રાજકુમારી સાથે વાતચીત કરીને જો તેની ઇચ્છા હશે તો યોગ્ય શરતોએ સંધિ કરીશ. પણ જો જો, કાંઇ કપટ ન થાય.

એલીઝાબેથ—તેને માટે આપ નચિંત રહો. અમારી તરફથી કોઇ પણ જાતનો પ્રપંચ રમાશે નહિ એની આપે ખાત્રી રાખવી. ઠીક ! તો હવે હું રજા માગું છું. રાજકુમારીને આ વાત કહીશ. અને જેમ બને તેમ સંધિ સત્વર થઇ જાય એવી ગોઠવણ કરીશ. કેમ હવે મને રજા છે ?

ઉસમાન—હા, તને રજા છે, ઘણી ખુશીથી જા.

આજ્ઞા મળતાંજ એલીઝાબેથ ઇસ્લામી સેનાધ્યક્ષના તંબુમાંથી બહાર નિકળી અને એક પછી એક તંબુ વટાવતી દુર્ગ બારત્વે ગમન કરવા લાગી અને લાંબા લાંબા ડગલાં ભરતી નિમિષ માત્રમાં કિલ્લામાં પહોંચી ગઇ દુર્ગમાં પ્રવેશ કરતાંજ રાજકુમારી અને તેની સહચરી- ઓએ તેને ઘેરી લીધી અને તેના કુશળ સમાચાર પૂછ્યા પછી ઇસ્લામી સેનાધ્યક્ષની છાવણીમાં શી બીના બની તેને લગતા પ્રશ્નો પૂછ્યા. એટલે પ્રતિઉત્તરમાં એલીઝાબેથે બનેલી સઘળી બીના અથથી ઇતિ પર્યંત કહી સંભળાવ્યા પછી પોતાની યુક્તિ સફળ થયા બદલ રાજકુમારીને અભિનંદન આપતાં કહ્યું:—"બેન! આપની ધારણા સફળ થઈ. આવતી કાલેજ રણક્ષેત્રમાં આપની સાથે તેનો મેળાપ થઇ જશે. રાજકુમારી સાહેબ! આપ ભાગ્યશાળી તો ખરાં? આપના ભાગ્યબળ વડેજ આપણી ધારણા આટલી ત્વરાથી પાર પડી છે. નહિ તો મને તેની આશા ન હતી. આપણી યુક્તિ સફળ થઇ તેને માટે હું આપને અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું. પણ જો, જો, શૃંગાર સજવામાં કચાશ રાખશો નહિ. નહિ તો શિકાર જાળમાં સપડાશે નહિ."

ફ્લોરેન્સ—આ વિષયમાં મને કાંઇ પણ કહેવું પડે તેમ નથી. પણ બેન! આ વખતે મને મારા વિજયના ચિન્હ જણાતાં નથી. અને મારા અંતઃકરણમાં અવનવી શંકાઓ ઉત્પન્ન થાય છે. તેથી આ કામથી મારૂં મન કાંઇક પાછું હઠે છે અને ભય રહે છે કે આ વખતે આપણી ધારેલી ધારણા ભાગ્યેજ પાર પડે અને કદાચ પરિ- ણામ ધાર્યા કરતાં જુદુંજ આવે તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. કેમકે ઉસ્માન પોતે પણ ઘણા સૌંદર્યસંપન્ન છે તેમજ તેણે આપણા દેશના પ્રત્યેક વિભાગમાં ભ્રમણ કરેલું હોવાથી કદાચ તેમણે મારા કરતાં પણ કોઇ અધિક લાવણ્યવંતી લલના જોઇ હશે. જો

તેમજ હોય તો આપણી યુક્તિ ભાગ્યેજ સફળ થાય.

એલીઝાબેથ—બેન ! આપ આપના અંતઃકરણમાં આશંકાને સ્થાન ન આપો. પ્રભુએ ધાર્યું હશે તો સૌ સારાં વાનાં થશે. માટે પ્રભુ ઉપર વિશ્વાસ રાખો.

ફ્લોરેન્સ—બેન ! હું તો મારા મનને મનાવવાને ઘણુએ પ્રયત્ન કરૂં છું. પણ તે તો કોઇ પણ રીતે માનતુંજ નથી. મેં આજ સુધી ઉસમાનને કદી પણ જોયા નથી. તેમજ મુખ્યત્વે કરીને તે કયી વસ્તુ તરફ વધારે ખેંચાય છે, એ પણ હું જાણતી નથી. તેથી તેમને મોહ પમાડવા માટે મારે કેવો શૃંગાર સજવો તેની પણ કાંઇ સમજણ પડતી નથી.

એલીઝાબેથ—બેન ! આ બાબતની કાંઇ ચિંતા ન કરો. ઉસમાનને કયી વસ્તુ વધારે પ્રિય છે અને તે કયી વસ્તુ તરફ આકર્ષાય છે, એ હું સારી રીતે જાણું છું.

ફ્લોરેન્સ—બેન ! આ તમે શું કહો છો ? શું આ વાત તમે જાણો છો ? અને જાણતા હો તો કહેતા કેમ નથી ? કહો, કહો, ઉસ્માનને કયી વસ્તુ વધારે ગમે છે ?

એલીઝાબેથ—બેન ! આમ ગભરાઓ નહિ. જરા ધીરા પડો. ક્રમે ક્રમે બધું કહું છું. પ્રથમ તો ઉસમાન પ્રાકૃતિક સૌંદર્યનો ચાહક છે. તેને કૃત્રિમ સૌંદર્ય પરત્વે લેશ માત્ર પણ પ્રેમ નથી. તે વસંત ઋતુનો પરમ ઉપાસક અને ભોગી છે. તેથી આપે અમૂલ્ય વસ્ત્રાભુષણો પરિધાન કરવાની કાંઇ પણ અગત્ય નથી. માત્ર અરબ રમણીઓ જેવા સાદા વસ્ત્રો પરિધાન કરીને પુષ્પ આભરણો પહેરવાં જોઇએ. આજેજ માળીને આજ્ઞા આપો કે તે આપને માટે આ પ્રકારની સઘળી સામ-

ગ્રીઓ જેમ બને તેમ સત્વર તૈયાર કરી રાખે. શીશમુગટ પણ પુષ્પોનોજ હોવો જોઇએ. એટલુંજ નહિ પણ રણક્ષેત્રમાં જવાના સમયે આપે આપના લાંબા સોનેરી વાળ બન્ને સ્કંધો ઉપર છુટા રાખવા જોઇએ. અને તેની સાથે પુષ્પની માળાઓ એવી રીતે ગુંથવી જોઇએ કે તેમને જોતાંજ ઉસમાન એમજ માની લે કે તે વાળની લટો નથી પણ પુષ્પલત્તાઓજ છે. ટુંકમાં આપે એવો શૃંગાર કરવો જોઇએ કે ઉસમાન આપને જોતાંજ મોહિત થઇ જાય અને તે એમજ માની લે કે આ કોઇ આ લોકની સુંદરી નથી. પણ સ્વર્ગની અપ્સરા કે વસંતઋતુની દેવીજ છે. આવો શૃંગાર કર્યા પશ્ચાત આપે આપના સુકોમળ શરીર ઉપર વાદળી રંગનો રત્નજડીત બુરખો પહેરી લેવો જોઇએ. જો આ પ્રમાણે કરશો તો મને આશા છે કે આપણી યુક્તિ સફળ થશે. અને ધારેલી ધારણા પાર પડશે.

સિલવરીઆ—બેન એલીઝાબેથ! તમે રાજકુમારીને એવો તો અપૂર્વ શૃંગાર બતાવ્યો છે કે જેને પરિધાન કર્યાથી અરબ લોકો તો શું, પરંતુ મનુષ્ય માત્ર પણ મોહિત થઇ જાય.

પુલશરિઆ—હું, પણ બેન એલીઝાબેથના મતને અનુમોદન આપું છું. અરબ સેનાધ્યક્ષનું આકર્ષણ કરવા માટે આના કરતાં વધુ અસરકારક શૃંગાર ભાગ્યેજ એક પણ હશે. હમણાજ હું અત્રેની કુશળ માલણોને બોલાવીને આ વાતની વ્યવસ્થા કરૂં છું. અને બેન એલીઝાબેથને સાથે રાખીને સઘળી સામગ્રી તૈયાર કરાવું છું.

આટલી વાતચીત કર્યા પછી તેમણે એક પ્રહરિને બોલાવ્યો અને નગરની કેટલીક સુપ્રસિદ્ધ માલણોના નામ આપીને તેમને બોલાવી લાવવાની તેને આજ્ઞા કરી. આજ્ઞા મળતાંજ તે બહાર ગયો અને થોડીવારમાં કેટલીક માલણોને સાથે લઇને હાજર થયો. માલણો આવી

પહોંચતાંજ પુલશરિઆ અને એલીઝાબેથ તેમની પાસે બેસીને પુષ્પ શૃંગાર તૈયાર કરાવવા લાગી અને આખી રાત જાગરણ કરીને પુષ્પનો ઝબ્બો, પુષ્પના આભરણ, પુષ્પનો મુગટ અને પુષ્પનો બુરખો ( આચ્છાદન ) તૈયાર કરાવ્યો. આવતી કાલે દુર્ગમાંથી બહાર નિકળી શત્રુદળ ઉપર હલ્લો કરવાનો છે, એવી આજ્ઞા સૈનિકોને પ્રથમથીજ મળેલી હોવાથી તેઓ પણ તેને માટે તૈયારીઓ કરવા લાગ્યા. સરાણીઆ તલવારોને તીક્ષ્ણ બનાવવા લાગ્યા અને લુહારો શરના ભાલોડા તૈયાર કરવા લાગ્યા. અર્થાત રાજકુમારી અને સૈનિકોના આવાસમાં ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિઓ ચાલવા લાગી. પ્રભાત થતાંજ રાજકુમારીએ અભ્યંગ સ્નાન કર્યું અને શરીરે કસ્તુરી આદિ સુગંધીદાર પદાર્થોનો લેપ કર્યા પછી તેની સહચરીઓએ તેને શૃંગાર સજાવવા માંડ્યો. શૃંગાર સજાવતાં સજાવતાં લગભગ ત્રણ ઘટિકા વ્યતિત થઇ ગઇ. પરંતુ આ ત્રણ ઘટિકાના પરિશ્રમે રાજકુમારીના સૌંદર્યમાં એવો તો અનુપમ વધારો કર્યો કે તેને જોતાંજ પ્રત્યેક વ્યક્તિ તેને અપ્સરાજ સમજી લે.

શૃંગાર સજ્યા પશ્ચાત રાજકુમારીએ બુરખો ( આચ્છાદન ) પહેરી લીધો. અને અશ્વારૂઢ થઇને સેના સહિત દુર્ગની બહાર નિકળી. રાજકુમારી અને તેની સહચરીઓ સેનાના મધ્યમાં હતી અને સૈનિકોનો સમૂહ તેમની આસપાસ વિંટળાઇ વળ્યો હતો. આ પ્રકારની વ્યવસ્થા કરીને તે રણક્ષેત્રમાં મુસલમાનોની સામે આવી. રણક્ષેત્રમાં ઉભય સેનાઓ ઉપસ્થિત થયા પછી પ્રતિપક્ષી સેનાધ્યક્ષોએ વ્યુહ રચના કરીને યુદ્ધનો આરંભ કર્યો. પ્રારંભમાં શરવૃષ્ટિ થવા લાગી અને પળે પળે અનેક હતભાગી મનુષ્યો પોતાના અમુલ્ય પ્રાણનો ત્યાગ કરીને પરલોકમાં જવા લાગ્યા. અરબ સૈનિકો જેમ દરેક યુદ્ધમાં પોતાના

પ્રતિપક્ષીઓના હુમલાની વાટ નહિ જોતાં આગળ વધીને તેમના ઉપર આક્રમણ કરતા હતા, તેમ આ વખતે નહિ કરતાં પોતાની જગ્યાએ દઢતાપૂર્વક ઉભા રહ્યા. આ પ્રમાણે મુસલમાનોને અડગ અને અચળ ઉભેલા જોઇને ખ્રિસ્તી સેનાધ્યક્ષ સિઝર આગળ વધ્યો. એમ કરતાં કરતાં બન્ને સેનાઓ ભેળભેળ થઇ ગઇ. એટલે હાથો હાથની લડાઇ શરૂ થઇ. પળે પળે ઉભય પક્ષના સૈનિકો ઘાયલ થઇને અથવા મરણ પામીને પૃથ્વી ઉપર પડવા લાગ્યા. તેમના શરીરમાંથી ઝરતા રક્તની નીકો ચાલવા લાગી. યોદ્ધાઓની વીર હાક અને ઘાયલ થએલાઓની ચિત્તવર્ધક ચીત્કારોથી રણભુમિમાં એવો તો ઘોંઘાટ થઇ રહ્યો કે પાસે પાસે ઉભેલા સૈનિકો પણ એક બીજાની વાત ભાગ્યેજ સાંભળી શકતા હતા. જેમ કૃષીકારો દાતરડાવડે પાકની કાપણી કરે છે, તેમ અરબ સૈનિકો પોતાની તીક્ષ્ણ તલવારો વડે શત્રુ દળની કાપણી કરવા લાગ્યા. આ પ્રમાણે ઉભય દળો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલી રહ્યું છે, એવામાં એલીઝાબેથ શ્વેત અશ્વ ઉપર આરૂઢ થઇને એક શ્વેત પતાકા સહિત સેનાના પૃષ્ઠ ભાગમાંથી આગળ આવી અને અરબ સેનાધ્યક્ષ ઉસમાન પાસે કેવી રીતે જવું, તે વાતનો વિચાર કરવા લાગી. એક બાજુએ ભીષણ યુદ્ધ ચાલી રહ્યું છે અને બીજી બાજુએ કેટલાક અરબ સૈનિકો દુર્ગનાશક પ્રચંડ યંત્રને ગતિમાન કરી રહ્યાં છે. તેથી આ બન્ને દિશાએ જવાનું જોખમભરેલું ધારીને એલીઝાબેથ ત્રીજી દિશામાં ગઇ. ઇસ્લામી દળમાં પ્રવેશ કરવાનો માત્ર આજ માર્ગ ખુલ્લો હતો અને આથે એક ઉંચી ટેકરી ઉપર અર્ધ ચંદ્રના ચિન્હવાળી ઇસ્લામી પતાકા ફરકી રહી હતી. તેથી કદાચ ઉસમાન પણ તેજ સ્થળે હશે, એમ ધારીને એલીઝાબેથ આગળ વધી અને પોતાના હાથમાંની પતાકાવડે ઇસ્લામી સેનાધ્યક્ષને પોતાની પાસે

આવવાની સંજ્ઞા કરી. સંજ્ઞા થતાંજ ૨૫ અશ્વારોહીઓ ઘોડા દોડાવીને તેની પાસે આવી પહોંચ્યા. પાસે આવતાંજ ઉસમાને પ્રશ્ન કર્યો.
" એલીઝાબેથ ! શું રાજકુમારી પણ રણક્ષેત્રમાં આવી છે ? "

એલીઝાબેથ—હાજી, તે આવી છે અને આપને મળવાને માટે આતુર છે.

ઉસમાન—પણ એતો કહે કે હવે તેનો શો વિચાર છે ?

એલીઝાબેથ—તે આપની સાથે સંધિ કરવા માગે છે. પ્રથમ આપ મારી સાથે તેની પાસે તો ચાલો છે, ત્યાં સઘળું થઇ રહેશે. "હા ચાલો " એમ કહીને ઉસમાન પોતાની સાથે આવેલા સૈનિકોને ત્યાંજ રહેવા દઇને એલીઝાબેથ સાથે આગળ વધ્યો અને અશ્વો દોડાવતા દોડાવતા બન્ને ખ્રિસ્તી સેનામાં આવી પહોંચ્યા. એલીઝાબેથે ઉસમાન સાથે રાજકુમારીની ઓળખાણ કરાવી અને તેણીને પોતાનો બુરખો દુર કરવાની સંજ્ઞા કરી. એટલે રાજકુમારીએ પોતાના ચંદ્ર સમાન મુખ ઉપરથી બુરખો દુર કર્યો. બુરખો ખસેડતાંજ જાણે આકાશના વાદળાં ચીરી ચંદ્રમા બહાર આવ્યો ન હોય એમ જણાવા લાગ્યું. રાજકુમારીના ચંદ્રરૂપી મુખ ઉપરથી વાદળોરૂપી બુરખો દુર થતાંજ તેનું અપૂર્વ સૌંદર્ય ઉસમાનના જોવામાં આવ્યું. તેમજ ઉસમાનનું સૌંદર્ય રાજકુમારીના જોવામાં આવ્યું. ઉભય એક બીજાને જોઇને સ્તબ્ધ થઇ ગયા. રાજકુમારી સંપુર્ણ યુવાવસ્થાએ પહોંચેલી હોવાથી દેખીતો યુવાન અને સૌંદર્યસંપન્ન પુરૂષ જોઇને તેના અંતઃકરણમાં પ્રેમનો વિકાર ઉત્પન્ન થાય એ સ્વાભાવિક હતું. તદનુસાર ઉસમાનનું અપૂર્વ સૌંદર્ય નિહાળીને રાજકુમારી તેના ઉપર આસક્ત થઇ ગઇ. આ સમયે પુષ્પધન્વાએ પણ ગુપ્ત રીતે તેના અંતઃકરણમાં પ્રવેશ કર્યો, અને સકળ સૃષ્ટિ, અરે સકલ વાતાવરણ રાજકુમા-

રીને ઉસમાનમય જણાવા લાગ્યું. તેથી તે પોતાના ભાવિ પ્રિયતમના દર્શન કરીને આખા શરીરમાં માત્ર નેત્રોને ભાગ્યશાળી માનવા લાગી. એટલુંજ નહિ પણ પોતાના પ્રિયતમને સારી રીતે નિહાળવા માટે પોતાના સઘળાં અવયવો નેત્રમય થઇ જાય એવું ઇચ્છવા લાગી. આ તરફ ઉસમાનની પણ તેવીજ સ્થિતિ હતી. તે પણ રાજકુમારીનું અપૂર્વ અને અદ્દિત્ય સૌંદર્ય નિહાળીને આશ્ચર્યના સાગરમાં ડુબી ગયો હતો અને એકાગ્રચિત્તે તેનું અપાર સૌંદર્ય નિહાળી રહ્યો હતો. અરે એટલુંજ નહિ પણ તે તેમાં તન્મય બનીને તેમાંથી ઝરતા સુધારસનું પાન કરી રહ્યો હતો. અમૃત પાન કરતાં કોણ ધરાયું છે કે આ આપણું પ્રેમી યુગલ પણ તેનાથી ધરાય ? આ પ્રમાણે ઉભય વચ્ચે તારા મૈત્રક જેવો પ્રકાર ચાલી રહ્યો હતો જો કે તેઓ પોતે કાંઇ પણ વાત કરતા ન હતા, તો પણ તેમના નેત્રો પોતાની ગુપ્ત ભાષામાં સંદેશા ચલાવી રહ્યાં હતાં. હૃદય અરસપરસના આધીનતા સ્વીકારી ચુક્યું હતું. મદને ઉભયને પ્રેમ પાશમાં બાંધી લીધા હતા અને ઉભય સ્નેહલિંગનને માટે આતુર હતા. આ પ્રમાણે યુદ્ધ યુદ્ધને ઠેકાણે રહ્યું. શત્રુતા સંતાઇ ગઇ અને શુદ્ધ પ્રેમના અંકુરો ફુટી નિકળ્યા. આવો પ્રકાર જોઇને ચતુર એલીઝાબેથ સઘળું સમજી ગઇ. તેથી તેણે ઉસમાન તરફ જોઇને હસતાં હસતાં કહ્યું 'મહાશય ! આપે આપની મદન કળાવડે આવા ભીષણ યુદ્ધને પણ પ્રેમ-યુદ્ધના સ્વરૂપમાં ફેરવી નાખીને તીક્ષ્ણ મદન શરથી અમારી રાજકુમારીનો પરાજય કર્યો છે. ખરેખર આપની કળા અભિનંદનીય છે રાજકુમારીનું અદ્રષ્ય પણ કોમળ અંતઃકરણ આપના મદન શરથી વિંધાઇ ગયું છે. માટે કૃપા કરીને અમારી સાથે દુર્ગમાં આવો અને રાજકુમારીની ચિકિત્સા કરો. આપના સિવાય અન્ય કોઇ પણ, અરે સ્વયં એપોલો પણ તેનો રોગ

મટાડી શકે તેમ નથી." પ્રતિઉત્તરમાં ઉસમાને હસતાં હસતાં કહ્યું "એલીઝાબેથ ! તું ભૂલે છે. તારા કહેવા પ્રમાણે રાજકુમારી પરાજીત થઇ નથી. પરંતુ પરાજીત તો હુંજ થયો છું અને પ્રેમ યુદ્ધમાં જેમ રાજકુમારી ઘાયલ થઇ છે, તેમ હું પણ તેના મદન શરથી ઘાયલ થએલો છું. પ્રેમનો ઘા પ્રેમીજ જાણી શકે છે અને પ્રેમ રોગની ચિકિત્સા પ્રેમીજ કરી શકે છે એવો આ વિશ્વનો નિયમ છે. તદનુસાર અમારા રોગની પરિક્ષા તેમજ ચિકિત્સા અમેજ કરી શકીએ છીએ. માટે રાજકુમારી જેવા પ્રેમરોગના એક મહાન ચિકિત્સક પાસે પ્રેમરૂપી વ્યાધિની ચિકિત્સા કરાવવા અર્થે હું પણ દુર્ગમાં આવવાને માટે તૈયાર છું." પછી રાજકુમારી તરફ ફરીને એલીઝાબેથે હસતાં હસતાં કહ્યું "લો બેન ! તમે તો વિજયી થયા. ચાલો હવે દુર્ગમાં જઇને આનંદ કરીએ. પરંતુ આપના ગુપ્ત રોગની ચિકિત્સા કરવા માટે આ રસ વૈદ્યને પણ સાથે લઇશું કે ?" "જેવી તમારી ઇચ્છા" એટલું બોલતાંની સાથેજ રાજકુમારીએ નીચી દ્રષ્ટિ કરી લીધી. આટલું સંભાષણ થયા પછી સંધિસુચક શ્વેત પતાકા ચઢાવવામાં આવી. એટલે ઉભય સેનાઓ યુદ્ધ બંધ કરીને પોત પોતાની છાવણીમાં પાછી ફરી, અને ઉસમાને રાજકુમારી સહ દુર્ગ પરત્વે પ્રયાણ કર્યું.



# પ્રકરણ ૧૩ મું.

## પ્રેમ-વિકાર.

ગત પરિચ્છેદમાં બતાવ્યા પ્રમાણે રાજકુમારી પોતાની સહચરીઓ અને ઉસમાનસહ દુર્ગમાં આવી. દુર્ગમાં આવ્યા પશ્ચાત ઇસ્લામી સેનાધ્યક્ષનું એક શુશોભિત આવાસમાં સ્વાગત કરવામાં આવ્યું. પ્રસ્તુત દુર્ગ ઘણો વિશાળ હોવા ઉપરાંત સારી રીતે શણગારેલો હતો અને તેમાં પણ મુખ્યત્વે કરીને આ ઓરડો કે જેમાં ઉસમાનનું સ્વાગત કરવામાં આવ્યું હતું, તે સ્વયં રાજકુમારીનું નિવાસસ્થાન હોવાથી તેને શણગારવામાં કાંઇ પણ મણા રાખવામાં આવી ન હતી. રાજકુમારી અને તેની સખીઓના અપરિમિત પરિશ્રમને લીધે દુર્ગનો ઉપર્યુક્ત વિભાગ સ્વર્ગ સમ દીપી રહ્યો હતો. ઇસ્લામી સેનાધ્યક્ષે એક રત્નજડિત સિંહાસન ઉપર આસન લીધા પશ્ચાત રાજકુમારી અને તેની સખીઓ સામેના આસનો ઉપર બેઠી. પ્રથમ પોતાના માનીતા પરોણાનો યોગ્ય આદર સત્કાર કર્યા પછી એલીઝાબેથે ઉસમાનને અનુલક્ષીને હસતાં હસતાં કહ્યું:—" મહોદય ! આપે અમારા આગ્રહનને માન આપી, અત્રે પધારવાનો જે પરિશ્રમ ઉઠાવ્યો છે, તે બદલ હું આપનો અંતઃકરણપૂર્વક આભર માનું છું. અમારી રાજકુમારીના અંતઃકરણ રૂપી અજીત દુર્ગનો આપે કબજો લીધેલો હોવાથી, હવે તો આ દુર્ગ અને અમારૂં સર્વસ્વ આપનુંજ છે. અને આપજ તેના માલિક છો. ખરેખર, આપે અમારી રાજકુમારીને જાદુથી ભોળવી લીધી છે. કોણ જાણે આપે તેના ઉપર મોહિની મંત્રનો પ્રયોગ કર્યો છે, આકર્ષણ કર્યું છે, જાદુ

કર્યું છે, કે શું કર્યું છે, એ કાંઇ સમજાતું નથી. પરંતુ જ્યારથી તેણે આપને જોયા છે, ત્યારથી તેણે મૌન્યવ્રત લીધું છે. અને એકચિત્તે આપનુંજ રટણ કરે છે, અરે એટલુંજ નહિ પણ તે મૌન્ય બનીને આપનીજ માળા જપે છે. જુઓ, હજી પણ તે આપનુજ ધ્યાન ધરી રહી છે. કૃપા કરીને તેના મનનું સાંત્વન કરો. અમે આપનો આભાર માનીશું" એલીઝાબેથને વ્યંગાર્થ, વા ગુઢાર્થમાં હાસ્ય કરતી જોઇને અન્ય સખીઓને પણ હાશ્ય કરવાનું મન થઇ આવ્યું. તદનુસાર સિલવરીઆએ હસતાં હસતાં કહ્યું:-" બેન, એલીઝાબેથ! તમે સત્યજ કહો છો. આપણી પ્રિય સખિ ફ્લોરેન્સ આ મહાશયના ઉપકાર તળે દબાઇ ગઇ છે અને તેમણે આપણું આમંત્રણ સ્વિકારી અહિં આવવાનો જે પરિશ્રમ ઉઠાવ્યો છે, તેને માટે તે મનમાં અને મનમાંજ તેમનો આભાર માની રહી છે. જુઓ, તેના મુખમંડળ ઉપર આભારના ચિન્હ સ્પષ્ટ જણાઇ આવે છે." આના પ્રતિઉત્તરમાં ફ્લાવિયાએ હસતાં હસતાં કહ્યું:-" બેન ! તમે ભુલો છો, તે માત્ર આભારજ માની રહી નથી. પણ સાથે કાંઇ ભારે પારિતોષક આપવાનો પણ વિચાર કરી રહી છે. " તો શું તમે આપણી રાજકુમારીને કૃતઘ્ન સમજો છો ? ના, ના, તેમ સમજશો નહિ. તે મહા કૃતજ્ઞ, અને કર્તવ્યનિષ્ઠ છે અને ગમે તેવા એક નિર્જીવ ઉપકાર બદલ પણ આભાર માન્યા વિના રહે તેમ નથી. શું અત્યાર સુધી તેણે આભાર પણ માન્યો નહિ હોય એમ સજમો છો ? ના, ના, તે તમારી ભુલ છે. તે તો ક્યારનીએ આભાર માની ચુકી હશે અને સાથે કાંઇ અમુલ્ય પારિતોષક આપવાનું પણ નક્કી કરી ચુકી હશે !" એમ કહીને પુલચરિઆએ હાસ્ય કર્યું. આનો ઉત્તર આપતાં ફ્લાવીઆએ કહ્યું:-" બેન! તેણે શું ઇનામ આપવાનું નક્કી કર્યું હશે તે

આપણે કેમ સમજી શકીએ ? રાજકુમારી કાંઇ આપણને થોડુંજ કહે છે. બોલે તો જાણીએ ને ? જુઓને પ્રથમ તો તે આપણી સલાહ પણ લેતી હતી. પણ હવે તો આપણો ભાવ પણ પૂછતી નથી." " જાઓ. બેન ! એટલું પણ સમજતા નથી ? તમે તો છેક ભોળા નિકળ્યા ? શું ઇનામ આપશે એ કેવો પ્રશ્ન ? રાજકુમારી પાસે કંઇ વસ્તુનો ટોટો છે કે આવો પ્રશ્ન પૂછો છો ? રાજકુમારી સ્વયં રત્નોનો ભંડાર છે. તેને પ્રભુએ અનેક અમુલ્ય રત્નો પ્રદાન કરેલાં છે. જો તે તેમાંનું એકજ આપે તો સઘળા ઉપકારોનો બદલો વળી જાય. પણ જો તે પોતાનો સૌંદર્ય આગારજ આપી દેવા માગતી હોય તો તેને અધિકાર છે. તેમાં તમને બોલવાનો કે આડે આવવાનો કાંઇ પણ અધિકાર નથી. તે પોતે પોતાના શરીર રૂપી રત્નાગારની સ્વામિની હોવાથી તેને તમારી સલાહ લેવાની શી અગત્ય છે અને હવે તે તમારી સલાહ લે પણ શા માટે ? તેને સલાહ આપનાર ક્યાં નથી ? હવે તો તેને એવા બુદ્ધિશાળી સલાહકાર મળી ગયા છે કે તેને કોઇની પણ સલાહ લેવાની અગત્ય નથી. કેમ બેન ! ખરૂં કે નહિ ?" એમ કહીને સિલવરીઆએ હસતાં હસતાં રાજકુમારીને ઢંઢોળી. પરંતુ તેતો તેના પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર ન આપતાં મૌન્યપણે નીચે જોઇ રહી. રાજકુમારીની સખીઓનો વિનોદ ઉસમાન અત્યાર સુધી મૌન્યપણે સાંભળી રહ્યો હતો અને તેમાં તેને અપૂર્વ આનંદ પ્રાપ્ત થતો હોવાથી, પ્રસંગોપાત તેની મુખમુદ્રા ઉપર હાસ્યરેખા છવાઇ જતી હતી. તેમજ કોઇ કોઇવાર તેને ઉત્તર આપવાની ઇચ્છા પણ થઇ આવતી હતી. પરંતુ એક સખિનું બોલવું પુરૂં થતા ન થતામાં તો બીજી સખી બોલી ઉઠતી હોવાથી તેને અત્યાર સુધી બોલવાની તક મળી ન હતી. પણ હવે તેને તેવો પ્રસંગ મળેલો

હોવાથી તેણે અલીઝાબેથને અનુલક્ષીને કહ્યું:-" એલીઝાબેથ ! તમારા લોકોના સહવાસમાં આજે મને ઘણો આનંદ પ્રાપ્ત થયો છે. અત્યાર સુધીમાં મને તેવો આનંદ કદી પણ પ્રાપ્ત થયો નથી. મારા ધનભાગ્ય કે તમારો સમાગમ થયો. આ સમયે હું જે આનંદ અનુભવી રહ્યો છું તે અવર્ણીય છે. ખરેખર, તેનું વર્ણન થઈ શકે તેમ નથી. અત્યારે તો હું જાણે સ્વર્ગમાં બેઠો હોઉં તેવો આનંદ થાય છે. મારો હર્ષોદધિ ઉભરાઈ જાય છે. તમારી સખીના લાવણ્યના તે શા વખાણ કરૂં ? જાણે સાક્ષાત્ અપ્સરાજ. તેને જોઈને હું મારા નેત્રોને ઘણા ભાગ્યશાળી સમજું છું અને તેના દર્શનથી હું મારા નેત્રોને કૃતાર્થ થએલા સમજું છું. ખરેખર, તેણે મારા ઉપર જાદુ કરીને મને પરવશ બનાવ્યો છે. મારૂં ચિત્ત ચોરાઈ ગયું છે અને હૃદય વિંધાઈ ગયું છે. એટલુંજ નહિ પણ મારા હૃદયે તેનું આધિપત્ય સ્વીકાર્યું છે. તેના દર્શન થયા, ત્યારથી હું તેનુંજ રટણ કરૂં છું અને હરતાં ફરતાં, બેસતાં, ઉઠતાં, ખાતા પીતા - સુતાં આદિ દરેક પ્રસંગે અને દરેક સ્થળે હું તો તેનેજ નિહાળું છું. સકળ સૃષ્ટિ મને તો રાજકુમારીમય જણાય છે. મારા હૃદયમા તેની પ્રિય પ્રતિમા કોરાઈ ગઈ છે અને અહર્નિશ અથવા અષ્ટોપ્રહર મારા નેત્રો સામેજ ભમે છે. હું તેના મનહર પ્રતિમા ઘડી પણ વિસરી શકતો નથી. કોણ જાણે તેણે મારા ઉપર કેવી મોહિની કીધી છે કે હું મારા દેહનું ભાન પણ ભુલી ગયો છું. જેમ હાફેઝ એક સ્નાના કપોળ ઉપરના કાળા તલને માટે સમરકંદ અને બોખારા નામક સમૃદ્ધિવાન નગરો આપી દેવા માટે તૈયાર થયો હતો, તેમ હું પણ તમારી પ્રિય સખીના એકજ શબ્દને માટે મારૂં સર્વસ્વ આપવાને તૈયાર છું. મારી કર્ણેન્દ્રિયો તેનો વીણા સમાન મધુર નાદ શ્રવણ કરવા માટે આતુર છે. મારે

નેત્રો તેના દર્શન કરવા અને મારાં ભુજાઓ તેને આલિંગવા માટે તત્પર માત્ર છે. તમારી ઇચ્છાને માન આપીનેજ મેં યુદ્ધ પણ બંધ રખાવ્યું કે અને તમારૂં આમંત્રણ સ્વીકારી અહિં આવ્યો છું. પરંતુ તમારી પ્રિય સખી તો એક શબ્દ પણ નહિ ઉચ્ચારતાં મૌન્ય બનીને બેસી રહી છે. શું તમારા દેશમાં પરોણાઓનો આવોજ સત્કાર થાય છે?" આના પ્રતિ ઉત્તરમાં એલીઝાબેથે હસતાં હસતાં કહ્યું "મહાશય! શું આપના આદરાતિથ્યમાં કાંઇ ત્રુટી આવી કે આપને આવા શબ્દો ઉચ્ચારવા પડ્યા? ખરેખર, આપ પણ ઘણા લોભી જણાઓ છો. રાજકુમારીએ આપને પોતાનું સર્વસ્વ અર્પણ કર્યા છતાં હજી આપને સંતોષ થયો નથી એ ઘણા આશ્ચર્યની વાત! હવે આપ કઇ વસ્તુની આકાંક્ષા રાખો છો? હવે મારી સખી પાસે રહ્યું છે શું કે તે આપને આપે? જે કાંઇ તેની પાસે હતું તે સઘળું તે આપને આપી ચુકી છે. હવે તેની પાસે કાંઇ પણ રહ્યું નથી. તે પોતાનું તન, મન, ધન, સઘળું આપને આપી ચુકી છે. કહો, હવે આપ એથી વિશેષ શું માગો છો?" આના ઉત્તરમાં ઉસમાને હસતાં હસતાં કહ્યું "એલીઝાબેથ! તું તો કહે છે કે રાજકુમારી તમને સઘળું અર્પણ કરી ચુકી છે. પણ આ વાત મારા તો માનવામાં આવતી નથી. કેમકે રાજકુમારીએ તો આના સંબંધમાં એક શબ્દ સરખો પણ કહ્યો નથી. આવી સ્થિતિમાં હું તારી વાત કેમ કરીને માની લઉં?" એલીઝાબેથ આ વાતનો ઉત્તર આપવા જતી હતી, પણ એટલામાં સિલવરીઆ બોલી ઉઠી કે:—"જાઓ! મારા સાહેબ! આપ એક થઇને આટલું પણ સમજતા નથી? આવા છેક ભોળા ક્યાંથી થયા? આપે પ્રેમશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી કે શું? આપની આવી અજ્ઞાનતા ઉપરથી તો એજ વાત સિદ્ધ થાય છે કે આપે પ્રેમશાસ્ત્રનો અભ્યાસ કર્યોજ નથી. શું આપે સાંભળ્યું નથી કે, "મૌન્યવ્રત એ

માગણીનો અર્ધ સ્વીકાર કરવા સમાન છે.” તદનુસાર અમારી પ્રિય સખીનું મૌન્યવ્રત તેની અનેચ્છા નહિ સમજતાં આપની માગણીના સ્વીકાર રૂપેજ સમજજો.” આના પ્રતિઉત્તરમાં ઉસમાને હસતાં હસતાં કહ્યું “સિલવરીઆ તું ખરૂં કહે છે. મેં પ્રેમશાસ્ત્રનો જોઇએ તેવો અભ્યાસ કર્યો નથી. એ તો કદાચ તું જાણતીજ હશે કે આ સંસારમાં બીજા સર્વ પ્રકારની કેળવણી આપનારા અધ્યાપકો મળી શકે છે. પણ પ્રેમશાસ્ત્રનો વિદ્યાભ્યાસ કરાવનાર અધ્યાપક ભાગ્યેજ મળી શકે છે અને જો કદાચ મળી આવે છે તો તે તેમાં પરિપૂર્ણ હોતો નથી. આવી સ્થિતિમાં યુવાવસ્થા પ્રાપ્ત થએલા ઘણા પાઠાર્થીઓ પ્રેમશાસ્ત્રનો અનુભવ મેળવી શકતા નથી, તેવીજ રીતે મને પણ પ્રેમશાસ્ત્રની દિક્ષા આપનાર કોઇ કુશળ અધ્યાપક અત્યાર સુધી મળ્યો નથી. હું તેવા અધ્યાપકની શોધમાંજ છું. જો તું મેળવી આપે તો તારો મહદ ઉપકાર.” “મહાશય! હવે આપને પ્રેમશાસ્ત્રનો અધ્યાપક શોધવાની અગત્ય નથી. અમારી પ્રિય સખી આપને પ્રેમ કરવાનું પૂરેપૂરૂં શિક્ષણ આપશે. તેને માટે નચિંત રહો. તે પ્રસ્તુત શાસ્ત્રમાં એક મહાન પંડિતા સમાન છે. આપને તેની પાસેથી એવું શિક્ષણ મળશે કે આપ તેમાં તન્મયજ બની જશો અને નિજ શિક્ષિકા પાસેથી એક ઘડી પણ અળગા થવાનું આપને ગમશે નહિ. પણ હા, આ વાત સ્મરણમાં રાખજો કે જો ભુલ કરશો અથવા શિક્ષિકાના હુકમનો અનાદર કરશો તો તેની શિક્ષા તમારે સહન કરવી પડશે અને શિક્ષા પણ કાંઇ જેવી તેવી નહિ. જેમ પ્રેમનો અભ્યાસ કઠણ છે, તેમ તેની શિક્ષા પણ કઠણ છે. જેમ અન્ય પ્રકારની કેળવણીમાં શિક્ષક પોતાના પાઠાર્થીને તેની ભૂલોને માટે બે ચાર સોટીઓ મારી અથવા પાંચ પચાસ ઉઠબેસ કરાવી, અથવા અંગુઠા પકડાવીને જવા દે છે, તેમ પ્રેમાભ્યાસમાં થતું નથી. આમાં તો તમારે કામદેવના

વિજયી ચાબુકના પ્રહાર સહન કરવાં પડશે. તેમ છતાં પણ જો શિ-
ક્ષિકાની આજ્ઞાનો અનાદર કરશો, અથવા તેણે સોંપેલા કાર્યમાં ભૂલ
કરશો, અથવા તેની પાસેથી અળગા થવાનો પ્રયત્ન કરશો તો તે
તમને પોતાની નાજુક પણ મજબુત બેડીઓમાં બંધિત કરશે અને
તમારી આસપાસ પોતાની માયા રૂપી જાળ વિસ્તારીને તમને તેમાંથી
નિકળવા દેશે નહિ. એટલાથી પણ જો તમે નહિ માનો અને તેની
આજ્ઞાને આધીન નહિ થાઓ, તો પછી છેવટના ઉપાય તરીકે તે તમને
પોતાના મદનશાળાના સુકોમળ પણ મજબુત સ્થંભો સાથે બાંધી
રાખશે. જો, જો, બંધનના નામથી ગભરાશો નહિ. આ શિક્ષા જેટલી
કઠણ છે, તેટલીજ આનંદદાયક પણ છે. બીજી શિક્ષાઓની સાથે સર-
ખાવતાં આમાં સહન કરવાનું થોડું અને આનંદ વિહાર કરવાનું
વધારે હોય છે. આમાં અને બીજી શિક્ષાઓમાં માત્ર આટલોજ ફેર છે.
જો તેમાં રસ પડયો તો પછી આપને પ્રસ્તુત શિક્ષાનો લેશ માત્ર પણ
કંટાળો લાગશે નહિ. પણ ઉલટું તેમાં આપને આનંદ પ્રાપ્ત થશે
અને આપ તેને શિક્ષા રૂપે નહિ, પણ પારિતોષક રૂપેજ માનશો.
વળી આવા કઠણ અભ્યાસમાં શરીરના બળને હાની ન પહોંચે એટલા
માટે અમારી સખી આપને વ્યાયામ, કસરત આદિ વિષયોનો પણ
અભ્યાસ કરાવશે, કે જેથી કરીને શરીરના પ્રત્યેક ભાગને પુષ્ટિ મ-
ળતી રહે. વ્યાયામમાં આપને દંડ પીલવા પડશે, સ્કંધો ઉપર મગદળ
ઉઠાવવા પડશે અને સાથળોને પણ વજન સહન કરવાનો મહાવરો
કરાવવો પડશે. વળી તળાવમાં ખીલેલા કમળો ઝીલવાની ટેવ પણ
પાડવી પડશે. વળી આ સઘળી કસરતોમાં ઉપયોગી થઇ પડે તેવાં
આસનો પણ આપને શિખવાં પડશે. આ સઘળી કસરતોમાં આપના
સુકોમળ શરીરને પરિશ્રમ તો પહોંચશે, પણ તેનાથી ગભરાશો મા.

કસરતના અંગે લાગેલો થાક, કેમ ઉતારવો, શરીરને પુષ્ટિ કેમ આપવી અને શક્તિમાં વધારો કેવી રીતે કરવો, આદિ સઘળા વિષયો અમારી સખી જાણતી હોવાથી તે તે સર્વ્હુ આપને શિખવશે. વળી સુરતરૂપી દંડ પીલવા સમાન કસરત લાંબા સમય પર્યંત કરી શકાય અને થાક ન લાગે, પણ ઉલટો વધારે આનંદ મળે અને કસરતમાં વધુ ઉત્સુક્તા થવાય એવા પ્રયોગોનો અનુભવ પણ આપને મેળવવો પડશે. કેમ આપને આ સઘળા વિષયોની દિક્ષા લેવી છે ?" એમ કહીને સિલવરીઆએ હાસ્ય કર્યું. સિલવરીઆને પ્રતિઉત્તર આપતાં ઉસમાને હાસ્ય કરીને કહ્યું "સુંદરી ! હા, જો તારી પ્રિય સખી મને પ્રેમશાસ્ત્રનો અભ્યાસ કરાવે તો હું શીખવાને માટે તૈયાર છું. પણ શું તારી પ્રિય સખી પ્રેમશાસ્ત્રમાં પૂરી પ્રવિણ છે નહિ વારૂ ? પરંતુ તે આ સર્વ્હુ ક્યાંથી શીખી તે કાંઇ સમજાતું નથી." "અરે, જાઓ, મારા સાહેબ ! આટલું પણ સમજતા નથી. ક્યાંથી શીખી એ કેવો પ્રશ્ન ? મદનશાળામાં મદનગુરૂ પાસેથી. બીજે ક્યાંથી ? કેમ હવે સમજ્યા ?" એમ કહીને પુલશરીઆએ અટ્ટહાસ્ય કર્યું. "હા સમજ્યો બરાબર સમજ્યો, પણ વારૂ મને અહિં શા માટે બોલાવ્યો હતો તે કહેશો ?" પુલશરીઆને પ્રતિઉત્તર આપતાં ઉસમાને પોતાને દુર્ગમાં બોલાવવા વિષે પ્રશ્ન પૂછ્યો. આનો પ્રતિઉત્તર આપતાં સિલવરીઆએ કહ્યું "મહોદય ! આપનો યોગ્ય સત્કાર કરવા, અને સંધિના સંબંધમાં આપની સાથે વાતચીત કરવા માટે આપને બોલાવ્યા હતા. પણ હવે તો સમ્રાટના આગમન પછીજ સંધિ વિષે વાતચીત કરવાનો વિચાર છે. કેમ, આપ અમને આટલો અવકાશ આપી શકો છો ?" "ઘણી ખુશીની સાથે. તેને માટે નિશ્ચિંત રહો. ઉભય પક્ષોને અનુકુળ થઇ પડે એવી શરતો કરવાને હું મારૂં બનતું કરીશ. પણ

હવે મને રજા છે.” સિલવરીઆને પ્રતિઉત્તર આપતાં ઉસમાને છાવણીમાં જવાની રજા માગી. પ્રતિઉત્તરમાં સિલવરીઆએ કહ્યું “ મહોદય! આપે અત્રે પધારી અમને જે માન આપ્યું છે, તેને માટે અમે આપનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ અને વિનંતી કરીએ છીએ કે કૃપા કરીને આજે અમારૂં આદરાતિથ્ય સ્વીકારો. અમે કૃતાર્થ થઇશું.” “જેવી તમારી ઇચ્છા.” ઉસમાને જવાબ આપ્યો. ઉસમાન અને પોતાની સખીઓ વચ્ચે આ પ્રમાણે હાસ્ય વિનોદ ચાલતો હતો, તે વખતે રાજકુમારી નીચી નજરે પણ એકાગ્રચિત્તે પોતાના ભાવી પતિને નિહાળી રહી હતી. જો કે તે મૂક બનીને બેઠી હતી, પણ તેના ચપળ નેત્રો પોતાની ગુપ્ત ભાષામાં સંદેશા ચલાવી રહ્યા હતા અને એક નિમિષ માત્રમાં ઉસમાનના શરીર રૂપી પ્રદેશની પ્રદક્ષિણા ફરી વળતા હતા. અર્થાત ઘડીકમાં રાજકુમારી નિજ પ્રિયત્તમનું ચંદ્રમા સમાન મુખમંડળ નિહાળતી, તો ઘડીકમાં તેની દૃષ્ટિ તેના ગોળ અને પ્રચંડ બાહુ ઉપર પડતી હતી. આ પ્રમાણે રાજકુમારી પોતાના પ્રિયત્તમને એકાગ્રચિત્તે અને પ્રેમમય દૃષ્ટિથી નિહાળી રહી હતી. જેમ જેમ તે તને નિહાળતી જતી હતી, તેમ તેમ તેની પ્રીતિમાં વધારો થતો જતો હતો અને પોતાના મનથીજ તે તેને વરી ચુકી હતી. તે પોતાના મનમાંજ તેની પ્રશંસા કરતી હતી. એક તરફ રાજકુમારી પોતાના મનમાં આવા વિચારો કરી રહી છે, ત્યારે બીજી તરફ આપણો પૂર્વ પરિચિત ઉસમાન પણ તેવાજ વિચાર કરી રહ્યો છે. રાજકુમારીની અપૂર્વ પ્રીતિ જોતાંજ તે પણ તેને અંતઃકરણપૂર્વક ચાહતાં શિખ્યો હતો. ઉભયની પ્રીતિ કૃત્રિમ નહિ, પણ પ્રાકૃતિક હતી અને બન્ને એક બીજાને પરસ્પર પ્રેમથી ચાહતાં હતાં. રાજકુમારીની સહચરીઓ સાથે હાસ્ય વિનોદ કરતી વેળાએ પણ તેનું ચિત્ત તો

રાજકુમારીમાંજ લાગી રહ્યું હતું. રાજકુમારી તેના લક્ષબિંદુ રૂપ હતી એમ કહીએ તો તેમાં કાંઇ અતિશયોક્તિ કરેલી કહેવાય નહિ. હાસ્ય વિનોદ કરતી વેળાએ પણ તક મળતાંજ તે રાજકુમારીના અપૂર્વ લાવણ્યનું પાન કરવાને ચુકતો નહિ અને અત્યારે તો રાજકુમારીની ચારે સખીઓ અરસપરસ વાર્તાલાપ કરવાના કાર્યમાં પ્રવૃત્ત થએલી હોવાથી આ સંધિનો લાભ લઇ તે એકાગ્રચિત્તે પોતાની પ્રિયત્તમાને નિહાળવા લાગ્યો. ઘડીકમાં તેનું લક્ષ રાજકુમારીના ચંદ્રમા સમાન કપોળો ઉપર જતું, તો ઘડીકમાં તે તેના કુચ તરફ જતું. આ પ્રમાણે તે જોતજોતામાં રાજકુમારીના સમસ્ત શરીર પ્રદેશનો પ્રવાસ કરી વળતું હતું. એટલુંજ નહિ, પણ તે રાજકુમારીના અદ્દશ્ય પ્રદેશનો પ્રવાસ કરવાને પણ ચુકતું નહિ. આ પ્રમાણે ઉસમાન પોતાની પ્રિયતમાના સૌંદર્યનું પાન કરી રહ્યો હતો. રાજકુમારીનું અપૂર્વ લાવણ્ય તે જોઇને મનમાંજ કહેવા લાગ્યો કે: " આતે રમણી કે રંભા ? " " વિરાંગના કે સુરાંગના ? " " પદ્મિની કે અપ્સરા ? " કાંઇ સમજાતું નથી. અહા, શું તેનું લાવણ્ય ? કેશ પાશ તો જાણે મુખરૂપી ચંદ્રમાંથી અમૃત પીવા આવેલો મોટો નાગ હોય, કામી લોકોના અંતઃકરણ રૂપી માછલાંઓને પકડવા કામદેવે નાખેલી જાળ હોય, અથવા જુવાનોના ચિત્તરૂપી અશ્વોને વશ રાખવાને કામદેવે સજ્જ કરેલો ચાબુક હોય એવો લાગે છે. લલાટ તો જાણે કામદેવને બિરાજવાનું સ્ફાટિકમય આસન હોય એમજ લાગે છે. ભમરોની શોભા તો કાંઇ ઓરજ છે. જાણે કામી લોકો ઉપર કટાક્ષરૂપ બાણ ફેંકવા કામદેવે ગોઠવેલી કમાનો હોય, અથવા મદોન્મત થએલા યૌવનરૂપી હાથીની મદલેખાઓ હોય એવી દીસે છે. નેત્રો તો ખંજનોના ગર્વને ગંજાવે અને યોગીઓના ચિત્તને પણ ચલાયમાન

કરે એવાં છે. વળી તે યુવકોના શરીરોને શ્રમિત અને દૃષ્ટિઓને શ્રમિત કરી નાખવાની શક્તિ ધરાવતા હોવાથી વિષના ઉપમાનને લાયક છે. એટલુંજ નહિ પણ તે અંજનથી અંજાયલા હોવાને લીધે યુવકોને વિષથી ખરડાયલી બરછીઓ સમાન લાગે તેવાં છે, તેમજ શસ્ત્રથી પણ ન વિંધાય એવાં જુવાનોના અદૃશ્ય અંતઃકરણોને પણ ક્ષણમાત્રમાં વીંધી નાખવાની શક્તિ ધરાવે છે. ઇંદ્રનીલ જેવી રમણીય આંખની કીકીઓ તો ગોળી ભરેલી કામદેવની રાઇફલોની શંકા આપે છે. નેત્રો યુવકોને બરછીની પેઠે વીંધી નાખનારાં હોવા છતાં પણ સ્વભાવે કોમળ છે અને ચપળતામાં તે હરિણો કરતાં પણ વધી જાય એવાં હોવાથી કદાચ હરિણોએ લજ્જીત થઇને જંગલમાં વાસો કર્યો હશે. આ પ્રમાણે કોમળ હોવા છતાં પણ જેના ઉપર પડે તેને તો વિંધીજ નાખે એવાં છે. અહા! કટાક્ષોના તે કેટલાં વખાણ કરૂં? કટાક્ષો તો યુવકોને પાયમલ કરી નાખે, પોતે પડયા પહેલાંજ કામીઓના અંતઃકરણને ઘાયલ કરી નાખે, પોતાના પ્રવેશની સાથેજ મોહનો પ્રવેશ કરાવે, ચપળ છતાં પણ જોનારાઓના અંતઃકરણોમાંથી કદી પણ ન ખસે, ઉત્કંઠાને શાંત કરવા જેવા લાગેલાઓને બહુજ ઉત્કંઠિત કરે, એવા છે. ખરેખર, ખરૂં હૃદયવેધકપણું તો રાજકુમારીના કટાક્ષોમાંજ હોવા છતાં કવી-ઓની કવિતાઓ તથા વીર લોકોના શસ્ત્રોમાંજ તે હોવાનું માનવામાં આવે છે એ ભૂલભરેલું છે. અંગ વગરના યોદ્ધાએ ભ્રકુટીરૂપ કોમળ કમાનોથી ફેંકાતા કટાક્ષો રૂપી બાણો ત્રૈલોકયની ઉથલપાલથ કરવામાં સમર્થ નિવડે એ કોના ધારવામાં હોય ? ખરેખર, નજ હોય, તો પણ તે સત્યજ છે. નાસિકા તો ડાબા જમણા નેત્રને પરસ્પરના ચમત્-કારની ઇર્ષા ન થવા દેવા વિધાતાએ વચમાં ગોઠવેલી સુવર્ણની પાળ હોય, મોતીને પોતાની નીચે આશ્રય આપી તેના સમુદ્રમાં નિવાસરૂપ

તથા સોદ શલાકાથી વીંધવા રૂપ તપને સફળ કરતી હોય, પોતે વીંધાએલી છતાં બીજાઓને મૂર્છિત કરે, હોઠ રૂપી બિંબફળ ઉપર ઝડપ દેતાં મુક્તાફળ પ્રાપ્ત થએલી પોપટની ચાંચ હોય, કામદેવે પોતાના સર્વસ્વથી નાસિકારૂપી વાંસળી રાખી હોય, એવી દીસે છે. કાનો તો જાણે મુખમાં નહિ સમાતા લાવણ્યના પ્રવાહને સમાવવા સારૂં વિધાતાએ કુવાઓ બનાવેલા હોય એમજ લાગે છે. પોતાના દેહમાં પ્રવેશેલા યુવકોના અંતઃકરણોને ભ્રમરીઓ ખવરાવવાજ ધારતા હોય તેમ રમણીય આવર્ત્તોને ધરી રહ્યાં છે. અનેક વિંધોવાળા છતાં પણ કામી લોકોના અંતઃકરણોને પોતામાંથી નિકળવા નજ આપે, કર્ણ કહેવાતા છતાં પણ પારકા ચિત્ત રૂપી રત્નોની ચોરી કરવા ધારતા હોય, નેત્રોની અણીઓને બહુ દુર જતી અટકાવવા વિધાતાએ કરેલી સીમાડાની નિશાનીઓ હોય એવાં લાગે છે. અહા! રાજકુમારીના ક્રોળો તો કપોળજ છે. ખરેખર તેઓ અદ્વિત્ય છે. કોઇ પણ વસ્તુ તેમના ઉપમાનને યોગ્ય નથી. કપોળો તો જાણે લાવણ્યને નૃત્ય કરવાની રંગભૂમિઓ હોય, વિધાતાએ ચંદ્રના બે ગોળ કટકા કરીને તેમને બનાવ્યા હોય, વિરહિણીઓના શાપથી દગ્ધ થતા કામદેવે દાહની શાંતિને માટે શરીરપર ફેરવવા રાખેલી અમૃતમય કુંપીઓ હોય અને સુખ્તત્વે કરીને મારા ભવિષ્યના કામજવરને શાંત કરવા માટે વિધાતાએ ગોઠવી રાખેલા બરફના કટકા હોય, કામદેવના કબજામાં આવી ગએલા પૃથ્વીના પૂર્વ ગોળાર્દ્ધ અને પશ્ચિમ ગોળાર્દ્ધ હોય એવાં જણાય છે. તેમનું પુરેપુરૂં વર્ણન કરવું એ મનુષ્ય શક્તિની બહાર છે. ઓષ્ઠ તો પરવાળા જેવાજ છે અને તે રક્ત હોઇને માણિક્યનીજ ભ્રાંતિ આપે છે. વળી તે અમૃતથી ભરપુર હોવા છતાં પણ યુવકને હતપ્રાય કરે એવાં છે. વિધાતાએ તેમને બનાવતાં જાણે કામદેવનું

આયુષ્યજ બનાવ્યું હોય એમ જણાય છે. કામદેવ અમૃતમય વસ્તુ-ઓ વડેજ જગતને મારી નાખે છે એ લોકવાયકા કાંઇ અસત્ય નથી. ઇંગ્લિશ ભાષા પ્રમાણે માણિક્યના અધરવડે જેવા હોવાથી પોતાના અધર એ નામનું સાર્થક કરતા હોય એમ જણાય છે. વળી તેઓ પોતાના નાના સ્વરૂપમાં અપાર અમૃતને સમાવનારા હોવાથી જોનારને આશ્ચર્ય ઉપજાવે તેવાં છે. દ્રાક્ષથી અમૃત અને અમૃતથી પણ અમે વધારે મધુર છીએ એવા અભિમાનથી કેમ જાણે હાસ્ય કરતા ન હોય એમ લાગે છે. રતાશથી માણિક્ય જેવા હોવા છતાં પણ સ્વભાવિક કોમળતાથી ભરપુર છે. રાજકુમારીની દંતાવલી મુખ રૂપી ચંદ્રમાંથી ઝરેલા અમૃતના બિંદુઓ જેવી, મુખની અંદર રહેનારા અમૃતસાગરના મોતીઓ જેવી, સફેદ છતાં પણ હોઠની ઝાંય પડવાને લીધે દાડિમના બીજનું અનુકરણ કરતી હોય તેવી, દર્શન માત્રથીજ કામી લોકોના હૃદયોને ચીરી નાખવા વાસ્તેજ કામદેવે ગોઠવેલી અપૂર્વ કરવત હોય એવી દીસે છે. મુખરૂપી ચંદ્રે પોતાનું અલૌકિકપણું દેખાડવા પોતાના શરીરમાં રાખેલી તારાઓની પંક્તિ હોય એવી શોભે છે અને વિધાતાએ મુખ રૂપી કમળમાંથી ભ્રમરોને દુર રાખવા તેની અંદર ગોઠવેલી ચંપકની કળીઓ હોય એવો ભાસ આપે છે. અથવા બીજા શબ્દોમાં કહેતાં વિધાતાએ મુખમાં રહેલા અમૃતના પ્રવાહનું રક્ષણ કરવા ઝીણી ઝીણી સ્ફટિકની રજકણોથી બનાવેલી પાળ હોય એમ લાગે છે. અથવા પક્ષીઓના ચંચુ પ્રહારથી બચવા મુખની અંદર ભરાઇ બેઠેલી દાડિમની બીજાવલી હોય કે વેધનની પીડાથી બચવા મુખમાં આવી રહેલી રત્નસાગરના મોતીઓની પંક્તિ હોય એવી શોભીતી છે. રાજકુમારીનું મુખ તો ચંદ્રમાને પણ શરમાવે તેવું છે. જો ચંદ્રમા પોતાનો કલંક રૂપી કાળો ડાઘ દુર કરે તોજ

તે રાજકુમારીના મુખ સાથે સરખાવી શકાય. ભમરોના ચાળા વગરનો, અને કટાક્ષોના સંચાર વગરનો પૂનમનો ચંદ્ર મારા સાદૃશ્યને કેમ કરીને પામી શકે એવા પ્રકારનું ગર્વ ધરાવતું હોય એમ લાગે છે. વળી તે સુવર્ણની લતામાં ઉદય પામેલા અને કદી પણ ખંડિત નહિ થનારા કલંક વગરના અપુર્વ ચંદ્રની ભ્રાંતિ આપે છે. એટલુંજ નહિ પણ ધવલ સ્મિતથી દિશાઓને ધવલ અને કામી લોકોના અંતઃકરણોને રકત કરી નાખે છે. તેમ છતાં તે ચંદ્રને સ્મિતની પ્રભાનો સહસ્રાંશ દેવામાં પણ કંજુસ છે. જગતનિયંતાએ રાજકુમારીનું મુખ અને ચંદ્રને બનાવ્યા પશ્ચાત તે ઉભયને તોલી જોતાં ચંદ્ર ઉંચે ચઢી ગયો અને પોતે નીચે રહી ગયું હોય એવી કલ્પના તે જોનારને કરાવે છે. આ પ્રમાણે ઉંચે ચઢી ગયેલા ચંદ્રવાળા પલ્લામાં તારાઓ રૂપ સાંવણુ નાખ્યા છતાં પણ તે પહેલું મુખવાળા પલ્લાની બરોબરી કરી શકયું નહિ અને તેથી સાંધણને માટે તારાઓ બનાવવા રૂપી જગતકર્તાના શ્રમને વિફળ માનતું હોય એમ જણાય છે. પૂનમની રાત્રે ચંદ્રને દર્પણમાં દેખાતા પોતાના પ્રતિબિંબમાંથી થોડીક માગેલી શોભા આપતું હોય એમ જણાય છે. જોનારાઓને કેશપાશમાં અંધકારની ભ્રાંતિ આપીને પોતામાં થતી પૂર્ણ ચંદ્રની ભ્રાંતિનું નિરાકરણ કરતું હોય, કટાક્ષોના મિષથી કામદેવના બાણોની વૃષ્ટિ કરતું હોય એમ જણાય છે. રાજકુમારીનો કંઠતો કોકિલાઓને પણ પંચમ સ્વરની કસરત કરાવવામાં આચાર્ય થાય, વીણાના સ્વરોને પણ લજાવી નાખે અને પોતાના મધુર સ્વરોથી સાંભળનારાઓને પણ આનંદ આપે તેવો છે. તેની આગળ બીજાં સઘળાં મધુર સ્વરો પણ તુટેલા તારવાળી વિણાના સ્વરો જેવા જણાય છે. વળી તે જાણે કામદેવના દિગ્વિજયના પ્રયાણનો શંખ હોય, ગાયન સબંધી ત્રણ

ગ્રામોની તીજોરીઓ હોય એવી રેખાઓથી શોભી રહ્યો છે. રાજકુમારીના બાહુઓ તો જાણે લાવણ્ય રૂપી જળમાંથી પ્રગટ થએલા કમળનાળ હોય એવા દીસે છે. તેઓ કંકણો વડે કુંડલિત કરેલી કામદેવના ધનુષ્યની દોરીઓ હોય એમ જણાય છે. અંગુલિઓથી કામદેવના બાણોની ભ્રાંતિ આપે છે. સ્તનોની ઉંચાઇ તથા વિસ્તીર્ણતાથી બાહુઓને પરસ્પરના દર્શનનો આનંદ નહિ મળવાથી તેઓ કંકણોની ઘુઘરીઓના અવાજના મિષથી કોલાહલ કરતા હોય એમ જણાય છે અને પોતાનો ગર્વ આબાદ રહેવાની કામદેવની લાંબી લાંબી આશા હોય એવી શુભ રેખાઓથી શોભી રહ્યા છે અને લાવણ્યના પુરમાં નિમગ્ન કરી નાખેલાં કંકણોને ફક્ત અવાજથી કે કઠણપણાથીજ જાહેર થવાનો લાગ રહેવા દે છે. રાજકુમારીના સ્તનો કામદેવના રાજ્યાભિષેક માટે તૈયાર કરી રાખેલાં કનક કલશો હોય, લાવણ્ય રૂપી અગાધ જળમાં તરવા માટે કામદેવે ઉંધા વાળેલાં તુંબડાં હોય, ત્રૈલોકયનો વિજય કરી ઉંધા વાળી રાખેલી કામદેવના નગારાંની જોડી હોય, કામદેવની સુંદર ચરણ ચોકીઓ હોય, યૌવન રૂપી અમૃત સરોવરમાં ડુબેલા કામદેવ રૂપી હાથીના બહાર દેખાતાં કુંભસ્થળો હોય, સઘળાં અંગોમાં ભર્યાં પછી વધેલું લાવણ્ય એકઠું થઇ ગોળાઓ રૂપે ગોઠવાયેલું હોય, કામદેવે રમવાને માટે ચાંદીના દડાઓ ગોઠવેલા હોય, જગતકર્તાએ મારા માટે રાજકુમારી ફ્લોરેન્સના હૃદયને વશ કરવા તેમાંના સઘળા કાઠિન્યને ખોદી કાઢી બહારના ભાગમાં તે કાઠિન્યના બે ગંજ બનાવ્યા હોય, કામદેવે દિગ્વિજયના પ્રયાણના સંબંધમાં તંબુઓ ઉભા કર્યા હોય અને વિધાતાએ સ્તનો બનાવતાં કામદેવને ઇષ્ટસિદ્ધિ આપનારા કલ્પવૃક્ષના ગુચ્છો બનાવ્યાં હોય એવાં દેખાય છે. આથી પણ આગળ વધીને કહેતાં તેઓને

હૃદયે કઠણ તથા બોજાદાર જાણીને પોતામાંથી કાઢી મેલ્યાં હોય એવાં જણાય છે. એટલુંજ નહિ પણ જાણે કેરીઓ તથા દાડિમોની શોભાનું હરણ કરી હાથીઓના કુંભસ્થળોની શોભાનું હરણ કરવા ઉન્મુખ થયાં હોય એમ જણાય છે અથવા અમારી વૃદ્ધિને માટે આટલું વક્ષઃસ્થળ પુરતું નથી. એમ અભિમાન ધરીને ફુલાતાં હોય, પોતાના હૃદયનું ભેદન કરવામાં પણ જેને દયા ન આવી તેમને પરાયા હૃદયોનું ભેદન કરવામાં શી દયા હોય એમ પોતાના શ્યામ મુખથી જણાવતા હોય, મુખ રૂપી ચંદ્રથી ડરે નહિ, એટલુંજ નહિ પણ ઉલટાં તેની સામે થાય એવાં બે અલૌકિક ચક્રવાક પક્ષીઓ જગતકર્તાએ ઉત્પન્ન કર્યાં હોય અને મુખચંદ્રની બીકથી નાસેલી અંધકારની પંક્તિને છાયાના મિષથી પોતાની નીચે આશ્રય આપી પોતાનું ઉદ્ધતપણું દેખાડતા હોય એવાં લાગે છે. રાજકુમારીનો મધ્ય પ્રદેશ કુચ મંડળનો મોટો બોજો ઉપાડવાથી અથવા કામદેવે અંગલતાને ધનુષ રૂપ સમજીને વચમાં મુઠી વડે દાબવાથી અથવા એક સીમાડો સ્તન મંડળે તથા બીજો સામાડો નિતંબ મંડળે રોકી દેવાથી અથવા ત્રિવલીથી પ્રાપ્ત થએલ બંધનની ભીંસથી અથવા સ્તનોની ઉંચાઇને લીધે મુખનું દર્શન નહિ મળવાના દુઃખથી કૃશ થઇ ગયો હોય એવો દેખાય છે. રાજકુમારીના સર્વાંગની સુંદરતા જોઇને કદાચ કોઇ એમજ માનીલે કે વિધાતાનો રચના કરવાનો સઘળો સામાન બીજા અંગોમાં ખુટી જવાથી રાજકુમારીનો મધ્ય પ્રદેશ રચાયા વિનાનોજ રહી ગયો હશે. રાજકુમારીની ત્રિવલી કામદેવને સ્તનો પર ચડવાના ત્રણ પગથીયાં હોય, કામદેવે ત્રણ લોકોને વશ કરવાને ત્રણ સાધનો રાખ્યાં હોય, અંગલતા રૂપ ધનુષ્યને મુઠી વતે મધ્યમાં પકડી ખેંચવા લાગેલા કામદેવની અંગુલિઓની ત્રણ રેખાઓ પડી રહી હોય, કામદેવે સ્તન

મંડળ રૂપ વિષમ પ્રદેશની નીચે ફરવા સારૂ ત્રણ સડકો બાંધી હોય અને જુવાનોના અંતઃકરણોને સ્તન મંડળ રૂપી વિષમ પ્રદેશ ઉપરથી નાભિરૂપ કૂવામાં ઉતરવા કામદેવે વચમાં ત્રણ ઝુલા બાંધી રાખ્યા એવી જણાય છે. રાજકુમારીની રોમાવલી નાભિરૂપ સુવર્ણના કંકણમાંથી નિકળેલી લાખના રસની ધારા હોય, નાભિરૂપ કૂવાની ઉંડાઇનો નિશ્ચય કરવા તેમાં નાખેલી સાંકળ હોય, જુવાન લોકો ઉપર આજ્ઞાપત્રો લખવા લાગેલા કામદેવના નાભિરૂપી ખડીઆમાંથી ઢોળાયેલી શાહી હોય, સ્તનરૂપ વિષમ પ્રદેશ ઉપરથી ઉતરીને નાભિરૂપ કુવામાં પડી ગએલા કામી લોકોના અંતઃકરણોને બહાર નિકળવાના અવલંબનને માટે કામદેવે રાખેલી કાળી દોરી હોય, કામદેવરૂપી મદોન્મત હાથીને બાંધવાની સાંકળ હોય, કામદેવને કુચરૂપ સ્ફાટિકમય પર્વતો ઉપર ચડવાની સીડી હોય, નાભિરૂપ જળાશયમાં કમળ હોવાની ભ્રાંતિથી ઉતરવા લાગેલી ગુંજાર વગરની ભ્રમરોની પંક્તિ હોય, યૌવનરૂપી હાથીએ નાભિરૂપ કૂવામાંથી પાણી લેવા સારૂ નાખેલી સુંઢ હોય અને યૌવને લખેલી કામદેવના વિજયની પ્રશસ્તિ હોય એવી જણાય છે. રાજકુમારીના નિતંબ કામદેવને બિરાજવાના આસન હોય એવાં જણાય છે. તે રાજકુમારીને ઉઠવામાં તથા ચાલવામાં શ્રમિત કરી નાખતાં હશે. આશ્ચર્ય છે કે રાજકુમારી આવા ભારે બોજા સહિત શ્રમિત થયા વિના કેમ ચાલી શકતી હશે? તેઓ કામી લોકોના અંતઃકરણોના ભારથીજ બોજાદાર થયાં હોય અને સખીઓને પણ પુરૂષપણાની ઇચ્છા કરાવે એવાં છે. આશ્ચર્ય એ છે કે પોતે અત્યંત ગુરૂત્વવાળા હોવા છતાં પણ કામદેવનું ધારેલું સિદ્ધ કરી દેવામાં ભારે ચાલાકી વાપરે છે. રાજકુમારીના જઘન કામદેવના સર્વસ્વનો ગુપ્ત આગાર હોય, શૃંગારરસને બિરાજવાનું હેમપીઠ હોય

એવાં જણાય છે. તેઓ પોતાના મોહકપણારૂપ નિરતિશય ગુણથીજ નિરંતર પડદામાં રહેવાના સંકટને સહન કરે છે અને પોતે અદ્રશ્ય છતાં પણ કલ્પના માત્રથી યુવકોને પાયમાલ કરી નાખે છે. તેઓ સ્તનો કે નિતંબની પેઠે ઉદ્ધત નહિ છતાં પણ ચિતાકર્ષકપણામાં અગ્રેસર ગણાય છે.

રાજકુમારીના ઉરૂ કામદેવના વિજય સ્થંભ જેવાં જણાય છે. તેમની સુંદરતા જોઇને હાથીઓની સુંઢો પોતાની કઠણતા, અને કેળના થાંભલાઓ પોતાના નિઃસારપણાને તથા શીતલપણાને મૂકીજ દે. વળી તે શીતકાલમાં ઉષ્ણ અને ઉષ્ણકાળમાં શીતળ રહી પોતાને આલિંગન કરનારને અપુર્વ સુખ આપે તેવાં છે. રાજકુમારીના ચરણો નિતંબના ભારથી શ્રમિત થયાં હોય તેમ મેદી વિગેરેના રંગ વગર પણ રાતાજ રહે છે અને સ્તન મંડળરૂપ મોટું વ્યવધાન આડું પડવાને લીધે મુખરૂપ ચંદ્ર કિરણોનો સંસર્ગ નહિ મળવાથી હમેશ પ્રફુલ્લ રહેનારાં કમળો હોય એમ જણાય છે. અથવા બીજા શબ્દોમાં કહેતાં જુવાનોના રજોગુણથી ભરેલાં અંતઃકરણોને કચરીને ચાલવાથી રાતાં થઇ ગયાં હોય એમ જણાય છે. વળી ઝાંઝરોવા રત્નમય કયારાઓ વાળી કલ્પવૃક્ષોની જોડી હોય, કામદેવની બરછીઓની પાંચ જોડી હોય, એવાં જણાય છે. ટુંકમાં તેના સર્વે અવયવોનું વર્ણન કામદેવ કવિ થાય તોજ થઇ શકે તેમ છે.”

આ પ્રમાણે ઉસમાન મનમાં અને મનમાંજ રાજકુમારીના સૌંદર્યની પ્રશંસા કરી રહ્યો છે. એક તરફ તે રાજકુમારીના સૌંદર્યની પ્રશંસા કરે છે તો બીજી તરફ રાજકુમારી તેના સૌંદર્યની પ્રશંસા કરી રહી છે. આ પ્રમાણે પ્રશંસા કરતાં કરતાં તે મનમાંજ કહેવા

લાગી કે " અહા ! શું તેમની લાવણ્યતા ? જાણે તેજનોજ પુંજ. આ તે મનુષ્ય હશે, દેવ હશે કે સ્વયં મદન હશે, એ કાંઇ સમજાતું નથી. શરદ્ ઋતુની પૂનમનો ચંદ્ર તેમના મુખની સેવા કરવાને પણ આધકારી નથી. વિધાતાએ કામદેવને ઉત્પન્ન કર્યા પછી આ બીજા કામદેવને ઉત્પન્ન કરવાની સામગ્રી ક્યાંથી કહાડી હશે ? વિધાતાએ તેમના નેત્રો બનાવતાં પહેલાં કેટલાક દિવસો સુધી તો માત્ર કમળો બનાવવાનીજ કસરત કરી હશે અને તેમના મુખને બનાવવા સારૂ પ્રથમ કેટલીક મુદ્દત સુધી ચંદ્ર બિંબો બનાવવાનો અભ્યાસ કર્યો હશે. તેમની દ્રષ્ટિ અને મુખના ઉપમાન રૂપ વસ્તુઓ આ જગતમાં તો ભાગ્યેજ હશે. અરે આ જગતમાં તો શું પરંતુ બીજી સૃષ્ટિમાં પણ હશે કે કેમ એ શંકાસ્પદ છે. તેમને જોનારી લલનાઓ સુરાંગનાઓ નહિ હોવા છતાં પણ નિમેષ વગરની થઇ જતી હોવી જોઇએ. તેમને જોનારી યુવતીઓમાં કઇ યુવતી તેમને સ્વપ્નમાં નહિ દેખતી હોય ? અને કઇ યુવતી સુરત વિલાસમાં પોતાના પતિના શરીરમાં તેમની સુરતનું ધ્યાન નહિ કરતી હોય ? અને કઇ યુવતીના મોઢામાંથી પતિના નામને બદલે તેમનું નામ નહિ નીકળી જતું હોય ? તેમને જોતાંજ મારા મનમાં કન્યા ભાવને ન છાજે એવા વિકારો કેમ ઉત્પન્ન થતા હશે ? મારૂં હૃદય મને તેમના હાથમાં મેલી દેવા ખેંચતું હોય, લજ્જા છોડી દેવા ઇચ્છતી હોય અને રોમાંચ આલિંગન કરવાની ઉતાવળ કરાવતાં હોય એમ લાગે છે. મારા શ્વાસો મારા હૃદયમાં તેમની જગ્યા કરી દેવાને માટે બહાર નિકળતા હોય, રોમાવલી હૃદયની આડી કરવાને તૈયાર થઇ ગઇ હોય, લજ્જા પસીનાના જળથી ધોવાઇ જતી હોય અને અંગલતા કામદેવના તીવ્ર બાણોથી વીંધાઇ જતી હોય એમ જણાય છે. હું મુર્છિત જેવી, પથરાનાં કોતરાયેલી

જેવી, અંગોને આપી દેતી હોઉં એવી, તેમના હૃદયમાં પ્રવેશી જતી હોઉં એવી અને કાંઇક વાંચ્છના કરતી હોઉં એવી કેમ થઇ ગઇ છું? રખેને મારા વિકારોને જાણી લઇ તે મારી મશ્કરી કરતા હોય, અરે કામદેવ, મારા ઉપર આ તેં શું કરવા માંડયું છે. હું જાણતી હોવા છતાં પણ મારાં અંગોને અને મનને કબજામાં કેમ રાખી શકતી નથી? "કામદેવ સ્ત્રીઓને ઘેલી કરી નાખે છે, મનથી જાણ્યા છતાં પણ બીજા કોઇને ન કહી શકાય એવાં વિકારોને ઉત્પન્ન કરે છે. પાઠશાળામાં કદી પણ નહિ શિખવવામાં આવેલી અપૂર્વ યુક્તિઓનો ક્ષણ માત્રમાં અભ્યાસ કરાવી દે છે અને ઘડીવારમાં સત્વનાં ગૌરવને ટાળી નાખી પરવશ બનાવી દે છે. એ આજેજ મારા જાણવામાં આવ્યું."

પોતાના ભાવિ પતિના સૌંદર્ય અને નિજ આસક્તતાના સંબંધમાં રાજકુમારી ફ્લોરેન્સ આ પ્રમાણે વિચાર કરવા લાગી. વિચાર કરતી વેળાએ પણ તે આડકતરી નજરે પોતાના પ્રિયતમને નિહાળવાને ચુકતી નહિ. પરંતુ તે તેની સાથે નજર મિલાવતાં આંખોને ઢાળી દેતી, કેશપાશને સમા કરવાના બહાનાથી સ્તનમંડળ તથા નાભિને દેખાડતાં, બગાસું આવતાં કુસુમ દડાને મુખની આગળ ધરતી, સુંદર વીંટીવાળી આંગળીઓથી વારંવાર કાનની બુટને ખંજવાળતી, એની એ છતાં પણ જુદી જેવી દેખાતી, પહેરેલો હાર એક પડખામાં કાંઇક સરકાય આ નેત્રોની પ્રભા નેત્રોના ખુણામાં ભમે એવી રીતે આડી આંખથી પોતાના પ્રિયત્તમને જોયા કરતી, કામદેવે તે વખતેજ આપેલા અદ્ભુત વિજ્ઞાનથી અલંકૃત થયેલી, પોતાના પ્રિયત્તમને પ્રાણનું અર્પણ કરવા ઉત્સુક થયેલી છતાં પણ દ્રષ્ટિનું સંપુર્ણ અર્પણ નહિ કરતી, આંગળીઓના ટચાકા ફોડતી, આળસ મરડતી, બોલવાનો સંગો

હોવા છતાં પણ લજ્જાના ભારથી મૂક રહેતી, આ પ્રમાણે મૂક હોવા છતાં પણ મનની સાથે કાંઇક વાતો કરતી, સુગંધ મુખના ઉપર પડતા ભ્રમરોનું નિવારણ કરવાના શ્રમથી પસીના વિગેરે વિકારોનું ગોપન થશે એમ માનતી, ઉસમાનના પ્રતિબિંબોને પોતાના આવાસમાં ગોઠવેલી સ્ફટિકની પ્રતિમાઓ ઉપર પડતી જોઇને સ્પર્ધા ધરતી હોય એવી લાગતી, આંસુઓના બિંદુઓથી થતા દર્શનના વ્યવધાનને પણ સહન નહિ કરી શકતી, વૃથા વૃથા ચકિત નેત્રોથી આસપાસ જોતી, પસીનાથી ભીંજાઇ જતા લલાટને લુવાની પુરી સંભાળ નહિ રાખી શકતી, ઉસમાનના અંગોમાં ઉત્પન્ન થતા પસીના વિગેરે ચિન્હોની પરીક્ષા કરી પ્રફુલ્લિત થયા કરતી, હૃદયમાં ઉસમાનનું પ્રતિબિંબ પડવાનો અટકાવ કર્યાથી કંચુકી ઉપર પણ દ્વેષ ધરતી હોય એવી જણાતી, ઉસમાન પોતાના હાથમાં રાખેલા રૂમાલના ગોટાને આંગળીઓથી દાબતાં પણ સીત્કાર કરી સ્તન મંડળ ઉપર હાથ મૂકતી, ઉસમાન પુષ્પને સુંઘતાં પણ મંદ હાસ્ય કરીને મુખને નીચું કરી નાખતી અને કંપવા લાગેલા હાથને સ્થિર રાખવા વારંવાર સ્તન પર મુક્યા કરતી ફ્લોરેન્સને એલીઝાબેથ પણ કૌતુકને લીધે ચપળ થએલી કીકીઓવાળી આડી નજરથી જોવા લાગી.

આ પ્રમાણે પોતાના પ્રિયતમને આડી નજરે જોવાથી અને વારંવાર પ્રાંત ભાગો તરફ આવજા કરવાથી થાકી રહીને પસીનાના બિંદુ પડવા લાગ્યાં હોય તેમ રાજકુમારી ફ્લોરેન્સના ચપળ નેત્રોમાંથી આનંદાશ્રુના બિંદુઓ પડવા લાગ્યાં. રાજકુમારીના નેત્રોના કિરણોને લાજ તેની સખીઓ તરફ અને કામદેવ ઉસમાન તરફ ખેંચવા લાગ્યો. રાજકુમારી પોતાની સખીઓ સામે જોવાને બલાત્કાર કરતી હોવા છતાં પણ તેની દ્રષ્ટિ તેની આજ્ઞામાં નહિ રહેતાં ઉસમાન

ઉપરજ પડવા લાગી. રાજકુમારી પોતાના અંગોમાં ખુંચી ગએલાં કામદેવના બાણોને અંગો મરડી મરડીને કાઢી નાખવા માગતી હોય તેમ વારંવાર આળસ મરડવા લાગી. ઉસમાનના મુખને કમળ જાણી પોતાની દંતપ્રભા રૂપ ચાંદનીને તેનાથી દુર રાખવા ઇચ્છતી હોય તેમ વારંવાર બગાસાં આવતાં મુખને એક હાથથી ઢાંકી રાખવા લાગી. ઉસમાનના મુખ કમળ ઉપર ઝડપ દેતા પોતાના હૃદય રૂપ ભ્રમરને લાજને લીધે રોકવા ચાહતી હોય તેમ વારંવાર નાભિ કમળને દેખાડવા લાગી. પોતાના શરીરમાં થવા લાગેલા કંપને પોતાના પ્રિયતમની મુખ પ્રભારૂપ ચાંદનીની ટંડીથી થતો જાણી તે ચાંદનીની સામે અંધકારને સજ્જ કરવા ઇચ્છતી હોય તેમ હાથ ઉંચા કરીને પોતાના કેશપાશને સમો કરવા લાગી. કામદેવરૂપી ઉપાધ્યાયે કૌમાર્યવ્રતમાંથી મુક્ત કરી સમાવર્તનનો સંસ્કાર દેવા સારૂ નવરાવવા માંડી હોય તેમ પરસેવાથી આર્દ્ર થઇ જવા લાગી. ચરણમાંથી ઉતરવા લાગેલા પસીનાને પોતાની સખીઓની નજરે નહિ પડવા દેવા માટે ધરતીમાં ઉતારી દેવા માગતી હોય તેમ. ચરણના અંગુઠાવડે ભોંય ખોતરવા લાગી. પુષ્પધન્વાના બાણોના પ્રહારથી થતી વેદનાને પોતાના ઓષ્ટનું અમૃત ચૂસીને શાંત કરવા ઇચ્છતી હોય તેમ વારંવાર ઓષ્ટ ડંસવા લાગી. હૃદયમાં આવી બેઠેલા ઉસમાનને પોતાની સખીઓની નજરે નહિ આવવા દેવા ઇચ્છતી હોય તેમ વારંવાર પોતાના હૃદય ઉપર હાથ ધરવા લાગી. સ્તનમંડળ ઉપર બન્ને હાથ મૂકવાથી આલિંગનની સંજ્ઞા દેતી હોય એવી જણાવા લાગી અને ઉસમાન ઉપર પડતા પોતાના કટાક્ષોને પોતાની સખીઓની નજરથી બચાવવા માટે વારંવાર બન્ને હાથવડે લુગડાંના છેડાઓને ભેગાં કરવાથી પ્રણામની સંજ્ઞા આપતી હોય એવી દેખાવા લાગી. જેવી રીતે રાજકુમારી

પોતાના પ્રિયત્તમ ઉસમાનમાં તન્મય બની ગઇ છે, તેવીજ રીતે ઉસમાન પણ તેના મનોહર અવયવોનું નિરિક્ષણ કરવામાં તલ્લીન થઇ ગયો છે અને આ પ્રમાણે લાંબા સમય પર્યંત એકાગ્રચિત્તે જોઇ રહેવાથી કેમ જાણે થાકી ગયો ન હોય, તેમ ઉસમાનનું મન પોતાની પ્રિયત્તમાના નાભિરૂપ કુવામાં ડુબી, તેમાંથી રોમાવલીરૂપ દોરીનું અવલંબન મળવાને લીધે બહાર નિકળી સ્તનમંડળ ઉપર ચઢીને થાકી રહેવાથી મુખરૂપ ચંદ્ર મંડળમાં વિશ્રામ લેતું હોય એમ જણાવા લાગ્યું. કામદેવના બાણોથી વિંધાતાં છતાં પણ, ઉપરના ભાગમાં સ્તન મંડળરૂપી મોટું ઉંચાણ અને નીચેના ભાગમાં નાભિરૂપ ઉંડો કુવો હોવાથી ક્યાં જવું, એમ ગભરાઇને મધ્ય પ્રદેશને શોધવા લાગ્યું હોય એવું જણાવા લાગ્યું, કામદેવરૂપી અગ્નિથી ઉત્પન્ન થએલા પરિતાપને શાંત કરવા નાભિરૂપ કૂવામાં નહાવા પડયું હોય એવું જણાવા લાગ્યું. નાભિરૂપ કૂવામાં નહાવાથી પણ નહિ શાંત થએલા પરિતાપને શાંત કરવા સાથળોરૂપ કેળના થાંભલાઓને બાઝી રહ્યું હોય એવું જણાવા લાગ્યું. રાજકુમારીના હૃદયને પકડી લેવા માટે સ્તનો ઉપર આંટા દેતું હોય એમ જણાવા લાગ્યું, અધરના અમૃતનું પાન કરવામાં લંપટ થવાથી પાછું ઉસમાનની પાસે આવવા નારાજ હોય એવું જણાવા લાગ્યું, કટાક્ષરૂપી જાળમાં ફુંચાઇ તેમાંથી પાછું નિકળવા અશક્ત થઇ ગયું હોય, એવું જણાવા લાગ્યું અને કેશપાશરૂપ અંધકારમાં પડી નિકળવાનો રસ્તો ભૂલી ગયું હોય એવું જણાવા લાગ્યું.

આ પ્રમાણે પરસ્પરના અવલોકનમાં કેટલોક વખત વીતી ગયા પછી એક દાસીએ આવીને ભોજન તૈયાર થઇ ગએલું હોવાની ખબર આપી. એટલે એલીઝાબેથ અને રાજકુમારીની અન્ય સખીઓ ભોજનની વ્યવસ્થા કરવા માટે ભોજનશાળામાં ગઇ અને સઘળી તૈયારીઓ

ગયા પછી રાજકુમારી તેમજ ઉસમાનને ત્યાં તેડી ગઇ. ળા પોતપોતાના આસન ઉપર બેઠા પછી ભોજન પીરસવામાં યું અને યથારૂચિ આહાર કર્યા પછી સઘળી વ્યક્તિઓ પુર્વે વેલા આવાસમાં આવી. એટલે રાજકુમારીને અનુલક્ષીને એલીઝા- કહ્યું "સખિ! કદાચ ઉસ્માન યુદ્ધને અંગે પરિશ્રમિત થએલા અને હવે કદાચ વિશ્રામ લેવા અર્થે તેમને પોતાની છાવણીમાં ાની ઇચ્છા હશે, માટે તેમને પાનબીડો આપો, એટલે તે પોતાની છાવ- ાં જાય." પોતાના પ્રિયત્તમને પોતાને હાથે પાન આપવાની ઇચ્છા ા છતાં પોતાની સહચરીઓની શરમને લીધે તેણે સંકોચ પામતાં "પ્રિય સખી! હું આ અપરિચિત અને વળી જુવાન સરદાર ુષને પાનબીડી આપતા લજાઉં છું. માટે તમે તમારા હાથથીજ પો." આ પ્રમાણે ભાવ બાધા છતાં પણ એલીઝાબેથના આગ્ર- વશ થઇને તેણે પોતાની દ્રષ્ટિ એલીઝાબેથના મુખ તરફજ રાખી માં બીડી લઇ તે હાથ પોતાના પ્રિયત્તમ ઉસમાનની તરફ લાંબો . કામદેવનાં અસ્ત્રોની જ્વાળાઓ જોવાથી ત્રાસ પામતી હોય તેમ ાને મીંચતી, કામદેવે કન્યાદાન કરવા નુવરાવેલી હોય તેમ પરસે- ી ભીંજાઇ ગયેલી, હૃદયમાં કામદેવનો અપુર્વ બોજો આવી પડ- ો હારી રહી હોય એવી દેખાતી, કામદેવના ધનુષ્યની દોરીના દથી ચકિત થઇ ગઇ હોય તેમ રોમાંચથી વ્યાપ્ત થએલી, મોહ- અંધકારમાં પડવાને લીધે કોઇ દિશા નહિ સુજવાથી હાથ પક- માગતી હોય એવી દેખાતી, કામજ્વરથી પીડિત થએલી હોવાને નાડી દેખાડવાને હાથ પસારતી હોય એવી દેખાતી અને પુષ્પ વાના પુષ્પરૂપ બાણો પડવાથી ઉત્પન્ન થએલી ટાઢથી ઘેરાએલી એમ ધ્રુજવા લાગેલી રેશોરેન્સે જાણે જીવતાં સુધી શરીરનું

અર્પણ કરવાની ચીઠી હોય, અપૂર્વ વિકારોરૂપી ઇંદ્રિજાળ ઉત્પન્ન કરવાની માનપત્રિકા હોય અને કામદેવરૂપી આચાર્યની શિક્ષાપત્રી હોય એવી પાનબીડીથી શોભી રહેલો નાજુક હાથ લાંબો કરતાં ઉસમાને પણ સકળ સદ્ગુણોને તથા સર્વ પ્રકારના સુભાગ્યના મહિમાને સૂચવનારી સામુદ્રિક રેખાઓથી દીપી રહેલો, અભિલષિત મનોરથોને પૂર્ણ કરવાને વાસ્તે કામદેવે પ્રકાશિત કરેલી વરદાન મુદ્રા હોય એવી આકૃતિથી ચિત્તનું આકર્ષણ કરતો, અંતઃકરણની મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર નામની ચાર વૃત્તિઓ અને પાંચમો તેમનો શાક્ષી આત્મા પણ ફ્લોરેન્સના હાથના સ્પર્શની લાલચથી સાકાર થઇ બહાર આવેલ હોય એવી લાગતી પાંચ આંગળીઓથી શોભી રહેલો અને આગળ વધેલી નખોની કિરણોથી જાણે સ્તનમંડળનો સ્પર્શ કરવાની ઉત્સુકતા ધરાવતો હોય એવો દેખાતો હાથ લાંબો કર્યો. રાજકુમારી ફ્લોરેન્સે પરસેવાના બિંદુઓથી ભીંજાયલી, નવા રાજ્યાભિષેકને પ્રાપ્ત થએલા કામદેવરૂપ રાજાની મોસલ ચીઠી હોય એવી લાગતી અને અંદર દાખલ કરી દીધેલી મનની વૃત્તિ હોય એવી કસ્તુરીની ગોળીથી ભભકતી પાનબીડી ઉસમાનના હાથમાં આપી લાજથી સત્વર પોતાના હાથને ઉસમાનના ધૈર્યની સાથે ખેંચી લીધો.

આ પ્રમાણે વિદાયગીરી સુચક સંજ્ઞા મળ્યા પછી તરતજ ઉસમાન પોતાના આસનેથી ઉભો થતાં ફ્લોરેન્સના વિકારોના ગોપનની ચાતુરીથી અને ઉસમાનની વચન ચાતુરીથી એલીઝાબેથ મનમાંને મનમાં હસવા લાગી અને હસતાં હસતાં તેણે પોતાના માનવંતા પરોણાને વિદાયગીરી આપી. એટલે ઉસમાન દુર્ગની બહાર નિકળીને પોતાની છાવણીમાં આવ્યો.

# પ્રકરણ ૧૪ મું.



## સંદિગ્ધ પ્રેમ અને દંપતીની વિહ્વળતા.

ઉસમાન પોતાના શિબિરમાં ગયા પછી પોતાના આવાસમાં એકલી બેઠેલી ફ્લોરેન્સના મનને એક તરફથી લજ્જા ખેંચવા લાગી અને બીજી તરફથી કામવ્યથા ખેંચવા લાગી. એક તરફથી કુલીનતા સાહસ આરંભ્યાનો ઠપકો દેવા લાગી અને બીજી તરફથી યૌવન સાહસ આરંભવામાં ઉત્તેજન દેવા લાગ્યું. એક તરફથી સદાચાર ગંભીરતા શિખવવા લાગ્યો અને બીજી તરફથી મોહ હલકાઇનો ઉપદેશ દેવા લાગ્યો. એક તરફથી ધૈર્ય ચપળતાને માટે ધિક્કારવા લાગ્યું અને બીજી તરફથી ઉત્કંઠા ચપળતાને માટે વખાણવા લાગી. એક તરફથી રાજકુમારીનો બાલભાવ લજ્જાને વધારવા લાગ્યો અને બીજી તરફથી કામદેવના બાણો લજ્જાને તોડી નાખવા લાગ્યાં. એક તરફથી મર્યાદાનું સ્મરણ ઉતાવળને શાંત કરવા લાગ્યું અને બીજી તરફથી ઉસમાનની છટાનું સ્મરણ ઉતાવળને વધારવા લાગ્યું. એક તરફથી મહત્તા અવિનયને રોકવા લાગી અને બીજી તરફથી કામાંધતા અવિનયને જોર દેવા લાગી. એક તરફથી બાલભાવ વિલાસોની વ્યુત્પત્તિમાં શંકાઓ ઉત્પન્ન કરવા લાગ્યો અને બીજી તરફથી યૌવન તે શંકાઓનું સમાધાન કરવા લાગ્યું. એક તરફથી મુગ્ધતા એલીઝાબેથની સલાહ લેવાની ભલામણ કરવા લાગી અને બીજી તરફથી કામદેવ સ્વચ્છંદે વર્તવાની ઉશ્કેરણી કરવા લાગ્યો. એક તરફથી ઉસમાનનું અપરિચિતપણું પૂર્વ પક્ષ કરાવવા લાગ્યું અને બીજી તરફથી એલીઝાબેથે

આપેલી ઉસમાનના સદ્દગુણોની ખાત્રી પૂર્વ પક્ષના કારણોને તોડી નાખવા લાગી. એક તરફથી વિવેક રોકવા લાગ્યો અને બીજી તરફથી કામદેવની કોર્ટનું વારંટ આવવા લાગ્યું. વિવેક ઉતાવળ નહિ કરવાને પુરાવા દાખલ કરવા લાગ્યો, પણ કામદેવ રાજદ્વારી બુદ્ધિથી કામ ચલાવવા લાગ્યો. ફ્લોરેન્સને "ઉસમાન ના પાડશે તો?" એવી ધાસ્તી બતાવીને વિવેક બચાવવા લાગ્યો, પણ હૃદય વેચી નાખવા લાગ્યું. ધૈર્ય મોંઘી કરવા લાગ્યું, પણ ઉસમાનના ગુણો અને તેની ઉદારતા ખરીદી લેવા લાગી. કુલ સ્થિતિ પ્રૌઢ રાખવા લાગી, પણ અનુરાગ દાસી બનાવીને ઉસમાનની પાસે હાજર કરવા લાગ્યો. વિચાર આડો પડવા લાગ્યો, પણ ઇંદ્રિયો ન્યાયને માટે તેને બાંધીને કામદેવના હવાલામાં સોંપી દેવા લાગી. ફ્લોરેન્સ પોતાના પ્રતિબિંબને પણ પોતાના રહસ્યથી અજાણ્યું રાખવા કહાડી મુકવા માગતી હોય તેમ પગના અંગુઠાથી જમીન ખોતરવા લાગી. કંપથી વ્યાસ હોવાને લીધે પ્રતિબિંબની પાસે પણ પોતાનો હાથ પકડાવવા ઇચ્છતી હોય તેમ ડાબો હાથ ધરતી પર મૂકવા લાગી. કામદેવ રૂપી અગ્નિથી પ્રાપ્ત થએલા પરિતાપને શાંત કરવા ઇચ્છતી હોય તેમ પરસેવાથી નહાવા લાગી. પોતાના વિકારોને પોતાના મનથી પણ ગુપ્ત રાખવા ઇચ્છતી હોય તેમ મનને દુર દુર મોકલવા લાગી. કુચ મંડળમાં પ્રગટ થતા પરસેવાને નિશ્વાસના પવનથી સૂકાવી નાખવા ઇચ્છતી હોય તેમ હાંફવા લાગી. હૃદયમાં પ્રગટ થએલા કામાગ્નિના ધુમાડાથી ગભરાતી હોય તેમ નેત્રોમાંથી અશ્રુની ધારા ચલાવવા લાગી. સઘળી દિશાઓમાં જોવામાં આવતા ઉસમાનથી લજાતી હોય તેમ આંખો મીંચી જવા લાગી. હૃદયમાં દેખાતા ઉસમાનનો કન્યાપણાને દૂષિત ન કરે એવો સમાગમ મળવાથી રાજી થતી હોય તેમ રોમાંચિત થવા લાગી.

મનમાં ઉત્પન્ન થતા અનેક સંકલ્પોની ગણત્રી રાખવા માટે મોતીના દાણા મૂકતી આવતી હોય તેમ અશ્રુના બિંદુઓને મૂકવા લાગી. ઉપરાઉપરી લાગેલાં કામદેવના બાણોથી ખીલાઇ જતી હોય તેમ સ્તબ્ધ થઇ જવા લાગી. ચિંતાના ભારથી દબાયેલી હોય તેમ વારંવાર મુખને નીચું કરવા લાગી. રખેને કોઇ મને જોતું હોય એવી શંકાને લીધે ઉદર ઉપરની ત્રિવલીરૂપ લતા તુટી જાય એવી રીતે પાછું વાળી વાળીને જોવા લાગી અને નિરંતર ચિંતનને લીધે મોઢા આગળ દેખાતા પોતાના પ્રિયત્તમ ઉસમાનને આંખોના દોષથી અસ્ફુટ દેખાતો ધારી અશ્રુરૂપી જલથી આંખોનું પ્રક્ષાલન કરવા લાગી હોય તેમ રોવા લાગી.

ફ્લોરેન્સ હાથ અને નેત્રના વિચિત્ર ચાળા કરતી વિચાર કરવા લાગી કે, "ઉસમાનની ચિત્તવૃત્તિની પરીક્ષા કર્યા વિના આતે હું શું કરૂં છું? નહિ, નહિ, તેમના અંગમાં પણ મારા દર્શનથી ઉત્પન્ન થએલા કેટલાક વિકારો મારા જોવામાં આવ્યા છે. હું સાહસ કરીશ તો જગતમાં મારે માટે શું કહેવાશે? નહિ, નહિ, યોગ્ય વરને શોધી લેવામાં કન્યાઓને કશો બાધ નથી. અરે, કામદેવના વિકારોના સંપૂર્ણ અનુભવવાળી ચાલાક એલીઝાબેથ મારા ચરિત્રને જાણી જશે, એમ પણ મેં મૂર્ખતાથી વિચાર્યું નહિ. કદાચ એલીઝાબેથના મનમાં પણ ઉસમાન સાથે મારો સંબંધ કરાવવાની ઇચ્છા હોવી જોઇએ. અરે મારી માતા તથા પિતા મને શું કહેશે? હજી સુધી આ હકીકત કોઇના જાણવામાં આવી નથી એ સારૂં થયું છે. એલીઝાબેથ અને મારી અન્ય સખીઓતો તે જાણી ગયેલી હોવીજ જોઇએ. તેઓ સર્વે ગંભીર મનવાળી હોવાથી તેમના મોઢાથી આ વાત જાહેર થવાની ધાસ્તી નથી. મેં ચપળતા કરવામાં તો કશી ખામી રાખી

નથી. મુવો કામદેવ કદી પણ નહિ કરેલી ચેષ્ટાઓ કરાવે એમાં મારો શો અપરાધ ? મારા વૃત્તાંતને જાણી ગયેલા મારા હૃદયથી પણ શરમાઉં છું, તો આ વાત બીજા કોઇની પાસે તો કેમજ કહી શકાય ? એલીઝાબેથની પાસે વાત કર્યા વિના તો આ અસહ્ય વેદના ઓછી થાય તેમ નથી. મારા જેવી કુલિન કન્યાથી લાજનો ત્યાગ કરી કુલને કલંકિત તો કેમજ કરાય ? ઉસમાનનું યુદ્ધ કરવા આવવું અને મારે તેની સામે જવું અને તેના પ્રેમમાં પડવું, એ ક્યાં સરજાયેલ હશે ? મારી લાજ પરસેવાના જળથી ધોવાઇ ગઇ હોય એમ લાગે છે. આ તે ઉસમાને કર્યું ? યૌવને કર્યું ? કામદેવે કર્યું ? દૈવે કર્યું ? કે બીજા કોઇએ કર્યું ? કાંઇ સમજી શકાતું નથી. હું તેમને જોતાંજ તન્મય જેવી, શરણાગત જેવી, કાંઇ યાચના કરતી હોઉં તેવી, પરતંત્ર જેવી, સ્તબ્ધ જેવી, કોતરાયેલી જેવી, બંધાયેલી જેવી, મૂર્છિત જેવી, અપૂર્વ ક્રિયાઓની તાલીમ પામેલી જેવી, શરીરને સોંપી દેવા તૈયાર થયેલી જેવી, તેમના અંગોમાં પેસવા લાગેલી જેવી, જુના સંબંધવાળી જેવી, વિલાસમય જેવી, હૈયાફુટી જેવી, કામદેવમય જેવી, ઠગાયેલી જેવી, જડ જેવી અને પોતાના અંગોની ઉપર પણ અધિકાર નહિ ચલાવી શકું એવી થઇ ગઇ એ શું થયું હશે ? રખેને ઉસમાને કાંઇ કામણ કર્યું હોય. મેં ઘણા પુસ્તકોમાં વાંચ્યું છે કે કામણ થવાની વાત વહેમ ભરેલીજ છે. હવે મારે કોને પૂછીને ચાલવું ? મારી ઇંદ્રિયો અવળે માર્ગે ચાલી છે. મન કહ્યું માનતું નથી. ધૈર્યનો અવસર જતો રહ્યો છે. નેત્રના દર્દીને દીવાની પેઠે મને પણ કોઇ સમજાવનાર પ્રતિકૂળ લાગે એમ છે. હું કોઇનું કહ્યું સમજી શકું એવી પણ રહી નથી. અંતઃકરણ ઉકળતું હોય એમ જણાય છે. શરીર બળી જતું હોય એમ લાગે છે અને અશ્રુધારા કામદેવરૂપી અગ્નિમાં

ધીની ધારાઓનું કામ કરે છે. ક્યાં જવું? શો ઉપાય કરવો? કોની સહાયતા લેવી? શી યુક્તિ કરવી? કોને પૂછવું? ક્યાં બેઠી છું? શું કરૂં છું? શું વિચારૂં છું? જાગું છું કે સુતી છું? આ વિપત્તિ છે કે ઉત્સવ? આ દિવસ છે કે રાત્રિ? અહો દુષ્ટ કામદેવ મને બહુ દુર ખેંચી ગયો. અરે, તે મને આ ખરાબ ચાળા ચુંથાવે છે. મારા પિતાનું પવિત્ર કુળ ક્યાં અને મારા આ ખાલીશી વિચારો ક્યાં? શાસ્ત્રનો અભ્યાસ ક્યાં અને આ કન્યાજનને ન છાજે એવા વિચારો ક્યાં? લાજને તિલાંજલી આપી, લોકાપવાદને નહિ ગણકારી, ધૈર્યને વિસારી મેલી, અપયશનો અંગીકાર કરી, શીલનું વિસર્જન કરી, સદાચારનું ઉલ્લંઘન કરી, કુળને કલંકિત કરી, કન્યાવ્રતનો ભંગ કરી અને કામદેવનુંજ કહ્યું માનીને મારા શરીરને ઉસમાનના હાથમાં સોંપી દઉં તો મોટો અધર્મ થાય. મૂઓ કામદેવ મારા મનને પકડીને કોણ જાણે ક્યાં લઇ જાય છે? મારા વિચારો સ્થિર રહેતા નથી. ઉસમાન સિદ્ધની પેઠે અનેક શરીરો ધરી મારી આસપાસ સઘળી દિશાઓમાં ફરતા જોવામાં આવે છે. મારા હૃદયનું આકર્ષણ કર્યા કરે છે. અને હું જો તેમનો અનાદર કરૂં તો મારા પ્રાણને સાથે લીધા વિના તે કદી પણ જાય એમ નથી. ગમે તો એ ધુતારો હોય, કામણગારો હોય, જાદુગર હોય કે સરલ માણસ હોય તો પણ આ શરીર તો હવે તેમનુંજ થઇ ચુક્યું છે. અરે! તેમનો અનાદર કરવાનો સંકલ્પ કરૂં છું, એટલામાં તો મારૂં જીવિત મારા શરીરનો અનાદર કરવાનો સંકલ્પ કરે છે. યુવતીઓનો કુલગુરૂ કામદેવ મને પોતાના સંપ્રદાયમાંથી કાઢી મૂકવાની ધમકી આપે છે. આંખોને લોવા લાગેલી અશ્રુધારા "ફરીવાર આંખ ઉઘાડીને જો" એમ સુચના આપતી હોય એવી માલુમ પડે છે અને મનોવૃત્તિ હિતેચ્છુ સખીની પેઠે પાછળથી

પરતાવાના મજબુત કારણોની લાંબી લાંબી ટીપ આપે છે."

આ પ્રમાણે કામદેવે કબજામાં લીધેલી, પ્રેમે પરવશ કરેલી ઉત્કંઠાએ ઉતાવળી કરેલી, ધાળે ઘેલી કરેલી, રોમાંચે રાંક કરેલી, વિવર્ણતાએ વિલાસોમાં વ્યુત્પન્ન કરેલી, પરસેવાએ પલાળી નાખેલી કંપે કૌતુકિત કરેલી અને બગાસાઓએ બાંગી બનાવેલી ફ્લોરેન્સ ઉભી થઇ દુર્ગની જાળીમાંથી ઉસમાનને જોવા લાગી. આ તરફ જ્યાં રાજકુમારી પોતાના પ્રિયત્તમ ઉસમાનનાજ વિચારો કરી રહી છે ત્યારે બીજી તરફ ઉસમાન પોતાના ભવ્ય તંબુની બહાર બેસીને તેવાજ વિચારો કરી રહ્યો છે. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તે મનમાંજ બોલી ઉઠયો કે "ફ્લોરેન્સની જે જે મનોહર ચેષ્ટાઓ મારા જોવામાં આવી તે સ્વાભાવિક હશે કે કામદેવે મારા ઉપર પ્રસન્ન થઇને કરાવેલી હશે ? ફ્લોરેન્સ આડકતરી નજરે મારી સામે જોતી હતી, મારી દૃષ્ટિ પડતાં નીચું જોઇ જતી હતી, કેશપાશને સંભાળવાને મિષ કરીને સ્તનમંડળ તથા નાભિને દેખાડતી હતી. આળસ મરડતી હતી, આંગળીઓના ટચાકા ફોડતી હતી, પગના અંગુઠા વડે ધરતીને ખોતરતી હતી, ઓષ્ટ ડસતી હતી, એ સઘળી ચેષ્ટાઓ મારી છટા અને રૂપમાં મોહિત થયાનું સૂચવીને રખેને મારી ચપળતાઓજ મારા પાસે આ ખોટી કલ્પનાઓ કરાવતી હોય ? "રૂપ અને બુદ્ધિ જગતકર્તાને ઘેરથી અંધારામાં વ્હેંચાયેલાં છે." એ કહેવત પ્રમાણે રખેને મને પણ રૂપ તથા બુદ્ધિના મિથ્યાભિમાને ઘેર્યો હોય ? સ્ત્રીઓ વૃ[illegible] પુરૂષની સામે પણ નજર માંડીને ન જુએ એ સ્વાભાવિક છે. કે[illegible] પાશ અવ્યવસ્થ થઇ ગયાં હોય તો તેમની સંભાળ લેવાની પણ સ્ત્રીઓને ફરજ પડે. આળસ મરડવું, કે આંગળીઓના ટચાકા ફોડવા એ પરિશ્રમ કે નિદ્રાના અંત આદિ બીજાં કારણોથી પણ સંભવે છે

અંગુઠાથી ધરતીને ખોતરવી અને ઓષ્ટ ડસવા એ નિરોધના દુઃખથી થતી ચિંતાથી થવાં પણ સંભવિત છે. ગમે તેમ હોય પણ એ સઘળાં ચિન્હોની સાથે પસીનો, ગાત્રકંપ, રોમાંચ, વિવર્ણતા, અને અશ્રુપાત વિગેરે સાત્વિક ભાવો થવા એ તો કામદેવના આવેશથી થયેલી વિહ્વળતા વિના બીજા કોઈ કારણથી સંભવતાં નથી. મને બીડી આપતાં તેનો હાથ કંપવાથી ઘુઘરીઓનો અવાજ થતો હતો, એટલુંજ નહિ, પરંતુ તે પહેલાં પણ કાનના આભરણો તથા સ્તન મંડળ ઉપરનો હાર મંદ પવનથી આંદોલિત થતાં પલ્લવોની પેઠે કંપતો જોવામાં આવતો હતો. મેં પ્રથમ જોઇ તે વખતે ફ્લોરેન્સની અંગલતાનો વર્ણ કુંદનના જેવો તથા અંધારી રાતની વિજળીના જેવો હતો, પણ થોડીજ વારમાં તે સામાન્ય સોનાના જેવો, તથા સાયંકાળની વીજળીના જેવો થઇ ગયો. કપોળ ઉપર કાળી રેખાઓ જોવામાં આવતી તેનું કારણ અંજનવાળી અશ્રુધારા પડવા સિવાય બીજું નહિ હોવું જોઇએ. ફ્લોરેન્સ એલીઝાબેથ સાથે વાત કરતી હતી ત્યારે તેનો કાંઇક સ્વરભંગ થએલો પણ માલુમ પડતો હતો. એના સાથળો પણ કામદેવના બાણોથી ખીલાઇ ગયાં હોય, કામ વ્યથારૂપ પવન પ્રકોપથી ઝલાઇ ગયાં હોય, અને મારા નેત્રોની કિરણોથી વીંધાઇ ગયાં હોય, તેમ ચેષ્ટામાં અશક્ત થયેલાં લાગતાં હતાં. રખેને મને આવા ખોટા સંકલ્પોમાં નાખી કામદેવ ભમાવતો હોય, યૌવન ઠગતું હોય, ચપળતા ગોથાં ખવરાવતી હોય, ચિત્તવૃત્તિ ઉંધું સમજાવતી હોય, આશા ફરેબ દેતી હોય, લાલચ લંપટ કરતી હોય, અભિમાન ભૂલ ખવરાવતું હોય, ચિંતા ચાળે ચડાવતી હોય, મનોરથ ઉન્મત કરી નાખતો હોય, આવી રીતની પરસ્પરથી વિરૂદ્ધ ચિંતાઓમાં પ્રેરવાથી શું વળે એમ છે ? જે કાંઇ સત્ય હશે તે

પોતાની મેળેજ ગાજતું વાજતું માંડવે આવી રહેશે. ”

આ પ્રમાણે ઉસમાન પોતાના શિબિરમાં પોતાના તંબુની બહાર બેસીને વિચાર કરી રહ્યો છે, તે વખતે દુર્ગના જાળીઆમાંથી તેને જોવા લાગેલી ફ્લોરેન્સ અશ્રુના પ્રવાહને પણ દર્શનના વ્યવધાન રૂપ માનવા લાગી. સંદેશા લઇ જવા, તથા લઇ આવવા માટે પોતાના મનનેજ દોડાદોડ કરાવવા લાગી. દૃષ્ટિ અશ્રુઓથી રોકાઇ જતાં ઉસમાનનું હૃદયમાં સ્થાપન કરી અવલોકન કરવા લાગી. સંકલ્પે પાસે આણી આપેલા ઉસમાનથી કન્યાભાવને ખંડિત ન કરે એવું સુરત ( કામકેલી ) સુખ મેળવવા લાગી. દંતક્ષતની પીડા વગરનો ચુંબનનો આનંદ લેવા લાગી, નખક્ષતની વ્યથા વગરની સ્તનમર્દનની લેહેજત લેવા લાગી, જેમાં કુચમંડળ પણ આડું ન આવે એવું આલિંગનનું સુખ ભોગવવા લાગી. શિબિરના જે ભાગમાં ઉસમાન બેઠો હતો, તે પ્રદેશને પણ રત્નમય જેવો, તથા જીવનમય જેવો લેખવા લાગી, તે પ્રદેશમાંથી આવતા પવનને, તથા પક્ષીઓના શબ્દને પણ માન દેવા લાગી, કામદેવના હાથથી ઉપડીને ઉસમાનની પાસે નહિ પહોંચવામાં પોતાના સ્તનમંડળ તથા નિતંબમંડળના બોજાને દોષ દેવા લાગી, મનથી તો તે તેની પાસેજ પહોંચી જવા લાગી, તેને તે પ્રીતિમય, ઉલ્લાસમય અને ઉત્સવમયજ દેખવા લાગી, તેની પાસે દાખલ થવામાં આડે આવતી લજ્જાને વૈરિણી જેવી ગણવા લાગી ઉસમાનના સાત્વિક ભાવોની પરીક્ષા કરીને કામદેવનો ઉપકાર માનવા લાગી, કામદેવ રૂપી કુવૈદ્યના સેવનથી નિરંતર વિકારોની વૃદ્ધિનેજ પામવા લાગી. અને કામદેવ અનંગ હોવાથીજ મને ઉપાડી ઉસમાનની પાસે પહોંચાડી શકતા નથી એમ તર્ક કરવા લાગી.

આ પ્રમાણે સાયંકાળ થતાં સુધી જાળીઆમાંથીજ ઉસમાનનું

અવલોકન કરી સ્તનમંડળ તથા નિતંબમંડળના ભારથી અતિ ગુરૂત્વ વાળી છતાં પણ હૃદયમાં વ્યાપ્ત થએલી ઉત્કંઠાએ ઉલાળી હોય તેમ તરતજ દુર્ગની અગાશી ઉપર ચડી. આ વખતે ચંદ્ર પોતાની સંપૂર્ણ કળાથી પ્રકાશી રહ્યો હતો, દિશાઓ ચંદ્રના પ્રકાશને લીધે માનરૂપ જ્વરથી રહિત થએલી કામિનીઓની પેઠે પ્રસન્ન દેખાતી હતી, ચંદ્રમંડળ કામી લોકોને કામદેવના સામ્રાજ્યના શ્વેત છત્રની ભ્રાંતિ આપતું હતું, ચંદ્ર કામી લોકોને સૂચના દેવા કલંકરેખાના મિષથી પોતાની પ્યારી રાત્રિને હૃદયમાં ધરી રહ્યો હોય, એવો દેખાતો હતો, આકાશમાં ચડતું આવતું ચંદ્રમંડળ યૌવનની પેઠે કામદેવને સહાય્ય આપતું હતું. સર્વને પ્રકાશિત કરનારૂં છતાં કામી જનોના કામદેવ રૂપ અગ્નિજ્વાળાઓવાળાં હૃદયોને પણ અંધકારમય કરી નાખતું હતું. કુટુંબના માણસોએ જાપ્તામાં રાખેલી યુવતીઓને પણ કામદેવના હાથમાં સોંપી દેતું હતું, યુવતીજનોની સઘળી શંકાઓને મહા મહોપાધ્યાયની પેઠે દૂર કરી નાખતું હતું, વિરહી લોકોને વ્રણમાં નંખાતા ક્ષાર જેવું લાગતું હતું. કામી લોકોના બોલાવ્યા વિના પણ અભિસાર કરવા ઉદ્યુક્ત થએલી કામિનીઓને હલકાઇના દોષથી મુક્ત કરવાની હામ ભીડતું હતું અને મહેલમાં રહેલી ચંદ્રકાન્ત શિલાઓને કામીજનોના હૃદયોની પેઠે દ્રવમય કરી નાખતું હતું. આ સમયે અગાશીમાં આવેલી ફ્લોરેન્સે જેમ આકાશમાં અકસ્માત ચળકેલી વીજળી દ્રષ્ટિનું આકર્ષણ કરે તેમ ઉસમાનની દ્રષ્ટિનું આકર્ષણ કર્યું.

" વાદળાં વગરના અને વળી ચંદ્રના પ્રકાશથી ભરપૂર થએલા આકાશમાં વીજળી ? વીજળીની ઉપર અંધકારતો હોય, પણ અંધકારની નીચે અને વીજળીની ઉપર આ બીજું ચંદ્રમંડળ ? એ શું ?

વળી તે ચંદ્રમંડળ કલંક વગરનું ? ચંદ્રમંડળમાં કમળની જોડી ક્યાંથી ? કમળની જોડી ઉપર ધનુષ્યની જોડી ? અતિ આશ્ચર્ય ? ચંદ્રમંડળની નીચે કાળાં વાદળાંઓથી ઢંકાયેલી કલશની જોડી? વળી એ કલશો નીચે શૂન્ય પ્રદેશમાં કૂવો ? વીજળી આટલીવાર સુધી સ્થિર રહે નહિ, ત્યારે શું એ સુવર્ણની લતા હશે ? સુવર્ણની લતામાં ફળની જોડી તો સંભવે પણ તેના ઉપર કમળ કયાંથી ? અને કમળમાં માછલાંની જોડી કયાથી ? આ બધી ભૂલ થાય છે. અવશ્ય ચંદ્ર પોતાના એકરૂપને અંધકારનો નાશ કરવા આદિ જગતનું કાર્ય કરવાને વાસ્તે આકાશમાં રાખી મને વ્યાકુળ કરવાના ખાસ કામને માટે બીજું રૂપ ધરી આ દુર્ગની અગાશી ઉપર આવ્યો હશે. ”

આ પ્રમાણે અનેક તર્કવિતર્ક કરતા ઉસમાનને થોડીવારમાં નિશ્ચય થયો કે “ એ તો મારા ચિત્તને ચોરનારી ફ્લોરેન્સજ છે. અને તે મારા ઉપર આસકત થઇ મને અવલોકવા માટેજ અગાશીમાં ચડેલી છે. અહો! મારો સંકલ્પ સત્ય પુરવાર થયો છે. જગતનિયંતા મારા ઉપર પ્રસન્ન થએલ છે. એ અગાશી ઉપર આવી એમ મારી પાસે આવી હોત તો કેવી અનુકૂળતા થાત ? ફ્લોરેન્સના અંગો તથા નેત્રો તો કબુલાત આપી ચુકયાં છે, પણ હજી મોઢાની કબુલાત બાકી છે. નહિ, નહિ, હું બે અર્થવાળાં વચન બોલ્યો. મંદ હાસ્યથી મોઢાની કબુલાત પણ મળી ચૂકી છે. કામિનીઓ મનમાં રાજી હોવા છતાં પણ મોઢાથી કદી પણ સ્વીકાર કરે નહિ. એટલુંજ નહિ, પણ હા, ના, ના, અર્થવાળી નાજ પાડયા કરે. અને પ્રાણનું અર્પણ કરે, પણ પૂરેપૂરી દ્રષ્ટિનું અર્પણ કરે નહિ, એ તેમનો અસાધારણ નિયમ છે, ફ્લોરેન્સ સૌંદર્યની નદી છે, કામદેવની કરામત છે, વિલાસીની જન્મભૂમિ છે. શૃંગારની પરિકાષ્ટા છે, યૌવનની અસા-

ધારણ લીલા છે, લાવણ્યની પરમ ઉન્નતિ છે, કળાઓની અપૂર્વ સૃષ્ટિ છે, અને નખરાંઓની અદ્ભુત કીર્તિ છે.”

આ પ્રમાણે વિચાર કરતા અને એકાગ્રદ્રષ્ટિથી જોયા કરતા ઉસમાનને ફ્લોરેન્સ કટાક્ષોથી વીંધવા લાગી અને કામદેવ પોતાના બાણોથી વીંધવા લાગ્યો. આ તરફ ફ્લોરેન્સ પોતાના નિતંબ ઉપર વારંવાર હાથ મૂકવા લાગી અને કામદેવ સંતોષથી પોતાની છાતી ઉપર હાથ મૂકવા લાગ્યો. ફ્લોરેન્સ પોતાના કેશપાશપર હાથ નાખવા લાગી અને કામદેવ પોતાની મૂછો ઉપર હાથ નાખવા લાગ્યો. ફ્લોરેન્સ પવનથી ઉડતા પોતાના લુગડાના છેડાને પકડવા હાથ લાંબો કરવા લાગી અને કામદેવ ધનુષ્યને કુંડલાકાર કરવા હાથ લાંબો કરવા લાગ્યો. ફ્લોરેન્સ વારંવાર પોતાના બગાસાંઓને બંધ કરવા લાગી અને કામદેવ પોતાની સૌમ્યતાને બંધ કરવા લાગ્યો. ફ્લોરેન્સ કામાતુર પણાથી ઓષ્ટ ડસવા લાગી અને કામદેવ ઉગ્રતાથી હોઠ ડસવા લાગ્યો. ચોટલાને વારંવાર છોડીને બાંધ્યા કરતી અને ઉસમાનની દ્રષ્ટિ સાથે દ્રષ્ટિ મળતાં મુખ કમળને નીચું નમાવી દેતી, અગાશીમાં ફરતી હોવા છતાં પણ જે સ્થળમાં ઉસમાનની દ્રષ્ટિ બરાબર પડે તે સ્થળમાં વધારેવાર થોભતી, વારંવાર નીચું જોઈ જવાથી પ્રણામ કરતી હોય એવી દેખાતી, પડખાઓનું પરિવર્તન કરી કરીને જોવાથી ક્ષણે ક્ષણે ઉદર ઉપરની ત્રિવલીએ તુટીને બેડી દેવાતી હોય એવી જણાતી, અંગલતાના કંપથી અને કામદેવના બાણોના પ્રહારથી વેદનાનું નિવેદન કરતી હોય એવી જણાતી, મંદ હાસ્યની ઉજ્વળ પ્રભાથી ચાંદનીને પણ અધિક ચમત્કાર આપતી, આંગળીઓમાંથી ટપકતા સ્વેદ જળથી પોતેજ સંકલ્પ કરીને પોતાને આપી દેતી હોય, એવી જણાતી, શરીર ઉપર પ્રસરીત ચંદ્રની કિરણોને કામદેવના શર પંજરરૂપ સમજતી,

ઉસમાનના શરાતન અને અન્ય ગુણોથી પોતાના આત્માને વેચાયલો માનતી, પોતાના મુખે પણ સ્મરાદેશનો ચમત્કાર જોવાની ઉત્કંઠાને લીધે આભરણોમાં પ્રતિબિંબિત થવાના બહાનાથી પરિવર્તન પામીને જોવાતી હોય એવી જણાતી, ચંદ્રને પ્રતિબિંબના મિષેથી કપોળમાંથી લાવણ્ય મેળવવા આવતો ધારીને અંદર પેસતો અટકાવવા ઇચ્છતી હોય તેમ વારંવાર કપાળની ઉપર હાથ મૂકતી, ચંદ્રના પ્રકાશને કામદેવના અગ્નિ શસ્ત્રરૂપ સમજી ઠારી નાખવા ઇચ્છતી હોય તેમ સ્વેદ જળને વરસાવતી, કામદેવના ધનુષના ટંકારના શ્રવણથી સંતપ્ત થઇ જતા શ્રવણને શીતલ કરવા ઇચ્છતી હોય તેમ અશ્રુની ધારાને શ્રવણ ઉપર ઉતાર્યા કરતી હતી અને ઉસમાનના પ્રતિબિંબને કપોળમાં પેસાડવાને વાસ્તે સ્વેદ જળથી કપોળને સાફ કરતી હોય એવી દેખાતી ફલોરેન્સ લાંબીવાર સુધી ઉસમાનના દૃષ્ટિપક્ષમાં ઉભી રહી.

ફલોરેન્સને જોયા કરતા ઉસમાનનું ચિત્ત પણ તેના કેશપાશરૂપી અંધકારમાં ગોથાં ખાવા લાગ્યું, લાવણ્યના પુરમાં તણાવા લાગ્યું, ભમરોમાં ભમવા લાગ્યું, લોચનોમાં લંપટ થવા લાગ્યું, અધર (હોઠ)માં અધીર થઇ જવા લાગ્યું, મંદ હાસ્યમાં મસ્ત થવા લાગ્યું, દાંતોમાં કોતરાઇ જવા લાગ્યું, ગાલોમાં પીગળી જવા લાગ્યું, ગળામાં વળગી રહેવા લાગ્યું, ભુજલતાઓમાં ભરાઇ રહેવા લાગ્યું, કુચોમાં ખુંચી રહેવા લાગ્યું, ત્રિવલીમાં વીંટાઇ રહેવા લાગ્યું, રોમાવલીમાં રોકાઇ જવા લાગ્યું, નાભિમાં નિમગ્ન થવા લાગ્યું, નિતંબમાં થંભી રહેવા લાગ્યું, સાથળોમાં લપેટાવા લાગ્યું અને પીંડીઓમાં પરાધીન થવા લાગ્યું.

આ પ્રમાણે ફલોરેન્સ કેટલીકવાર સુધી ઉસમાનને જોઇ કામદેવના પ્રયાસને સફળ કરવાનો નિશ્ચય કરી, ઉસમાનના અંતઃકરણનું

ણ કરી અગાશીમાંથી ઉતરી પોતાના પલંગ પર આવી. ઉસમાન
, ફ્લોરેન્સને પોતાનીજ સમજી તેને કામદેવથી પણ અદ્રશ્ય રાખવા
જતો હોય તેમ મનની અંદર ધરી લઇ પોતાના તંબુમાં ગયો.
માં આવ્યા પછી રાજકુમારી પલંગ ઉપર પડીને ઊંઘવાને માટે
ત્ન કરવા લાગી. પરંતુ તેનું મન વિકારોમાં પરવશ બનેલું હોવાને
! તેને શાંતિથી નિદ્રા આવી નહિ. ઊંઘમાં પણ તે પોતાના વિકા-
તેજ છાયા જોવા લાગી. આ પ્રમાણે સ્વપ્ન સુખ અનુભવતી,
દેવરૂપ અગ્નિથી વ્યાકુળ થઇને એક એક ક્ષણને પણ વર્ષરૂપ
તી, જરા જરા વારમાં ઉઠીને બેઠી થતી, બેઠી થઇને ઉપાય નહિ
ત્યાં પાછી સુઇ જતી, પસીના તથા આંસુના પ્રવાહથી શયનને
જવી દેતી, ભીંજાયેલા શયનને પણ શરીરના સંતાપથી ગરમ કરી
તી, ભીન્જાયેલી રહેતાં છતાં પણ કામ સંતાપથી સુકાઇ જતી,
મનની ચેષ્ટાઓ જોવાથી સમાગમની આશાને અને સમાગમની
શાથી જીવિતને બચાવી રાખતી, પરવશ થઇને પડતાં ઊંકદારૂપ
દ્વારા ઉઠાડાતી, અશક્ત થઇ જતાં મનના વેગ રૂપ નોકરદ્વારા
ક્ષમાં પગલાં ભરાવાતી, આભરણોને પણ બોજારૂપ સમજતી,
જ છોડી દીધેલી. ઉસમાનના સમાગમના ઉપાયની શોધ કરતી,
થી ઘેરાયેલીની પેઠે સીત્કાર કરતી, બગાસાં ખાવાને લીધે પ્રાણને
ળવાનો માર્ગ કરી આપતી હોય એવી જણાતી, સ્વપ્નમાં આવેલા
ાનને યુવતી જનના સ્વાભાવિક સંપ્રદાય પ્રમાણે ના પડાઇ જતાં
જાગી જઇ તેનો પશ્ચાતાપ કરતી, માનસિક સુરત ( કામકેલી )
આરંભમાં પણ એલીઝાબેથના આવી નિકળવાની શંકા ધારતી,
નમાં થએલા સુરતના વૃતાંતનું પણ મનન કર્યા કરતી, સ્વપ્નની
ક વૃત્તિઓમાં પણ સ્વાધીન પતિકા તથા અભિસારિકા વિગેરે

આઠે નાયિકાના પ્રકારોને પ્રાપ્ત થતી, સ્વપ્નના સુખને જરાવારમાં વીંખી નાખતી, ચિંતાને ધિક્કાર દેતી, ક્ષણ માત્રમાં ચિંતન કરતી, શિથિલ થઇ જતી, વ્યાકુળ થઇ જતી, પલંગમાં પડતી, દુર્ગમાં ફરતી, ગોખમાં જતી, માથે ઓઢી સુઇ રહેતી, ચોંકીને ઉઠતી, ઉસમાનનો જપ કરતી, અક્ષર વગરની વાતો કરતી, શબ્દ વગરનું સાંભળતી, આંખોની મદદ વગર જોયા કરતી, પગની મદદ વગર ઇરલામી શિબિરમાં પહોંચતી, ત્વચા વગર સ્પર્શ કરતી, હાથની મદદ વગર આલિંગન કરતી, લેખણ વગર ચીઠીઓ લખતી, અગ્નિ વિના બળી જતી, શીત વિના ધ્રુજતી, પવનના પ્રકોપ વિના ઝલાઇ જતી, ઝલાઇ ગયા છતાં પણ હરીફરી શકતી, સંતપ્ત છતાં ચાંદનીથી ગભરાઇ જતી, આશાવડેજ બચતી, દુર્ગમાંથી ઉતરવા નિસરણીપર પગ મેલતી, પગ મેલીને પાછી વળી જતી, ક્ષણ માત્રમાં જડ થઇ જતી અને મનમાંજ અનેક કર્તવ્યોની ઉથલપાથલ કરતી ફ્લોરેન્સ "શું કરૂં? ક્યાં જાઉં? કોને પૂછું? કોનો વિશ્વાસ કરૂં? કોને વિનવું? કોણ રસ્તે ચડાવે? કોણ મારાપર દયા કરે? આ વાત કોને કહેવાય? મારૂં કામ કોને સોંપીને નિશ્ચિંત થાઉં? મારે વાસ્તે કોણ ગોઠવણ કરે? એકલીથી શું બને? મારા મનનું કોણ સમાધાન કરે? એલીઝાબેથને કેમ કહું? તેને ન કહું ત્યારે કોને કહું? તેના વિના મારા દુઃખમાં કોણ ભાગ લેશે? શી યુક્તિ કરવી? કેવો પ્રકાર ગોઠવવો? કોનો આશ્રય લઉં? કેવી બુદ્ધિ ચલાવું? કોને શરણે જાઉં? અને એલીઝાબેથ પૂછે તો શું બોલું?" એવા એવા અનેક વિચારોથી ગભરાઇને જરા ઉંઘી ગઇ હતી એટલામાં એલીઝાબેથ ભોજન સામગ્રી લઇને તેની પાસે આવી પહોંચી.

એલીઝાબેથે ઉંઘેલી અને સ્વપ્નમાં માનવંતી થએલી ફ્લોરેન્સને

પરસેવાથી ભીંજાયેલી તથા શ્વાસથી ગભરાતી જોઇ તેના શરીરપર પવન ઢોળવા અને હાથ ફેરવવા માંડતાં ફ્લોરેન્સ માંડ માંડ સચેતન થઇ અને સ્વપ્નના સંસ્કારને લીધે "પ્યારા! મને અડકોમાં. અડકોમાં," એમ બોલતી બોલતી શૂન્યની પેઠે જોવા લાગી, પોતાના સ્વરમાં પણ કોયલના સ્વરની ભ્રાંતિથી ઉદ્વેગ પામવા લાગી, એલીઝાબેથને આવેલી જાણી લજ્જાથી નેત્રના જળને અટકાવવા લાગી અને પોતાનાજ પ્રતાપથી ભોંઠી પડી લમણાપર હાથ મેલીને "હવે શું બોલવું?" એમ વિચારવા લાગી.

એલીઝબેથ જાણતી હોવા છતાં પણ હાસ્ય કરતાં બોલી કે "પ્રિય સખી ફ્લોરેન્સ! નાસિકાના શ્વાસથી તમારા અધર પલ્લવની પેઠે કંપતા જોવામાં આવે છે. શય્યા પણ પડખાં ફેરવવાથી અહુજ ચોળાયેલી દેખાય છે, વસ્ત્રનો છેડો શ્વાસથી ચલાયમાન થયાં કરે છે, અશ્રુના બિંદુઓ પાંપણોમાં મોતીના દાણાઓની પેઠે ગુંથાઇ રહ્યાં છે. હૃદય કોઇ અલક્ષ્ય વસ્તુનું ધ્યાન કરતું હોય એવું જણાય છે. શરીર લતામાંથી તોડી લીધેલા નવ પલ્લવની પેઠે ગ્લાનિ પામેલું દેખાય છે, શરીરમાં ચંદનના રસનું સેચન કરવાથી ફોલ્લા ઉઠે એવો વિલક્ષણ તાપ વરતાય છે, અંગલતા હેમંતના પવનથી પીળાં થયેલાં પાંદડાંવાળી લતાની ઉપમાનું ગ્રહણ કરે છે અને વાણી કંઠ સુધી આવીને પાછી જતી હોય એમ જણાય છે. આ સર્વનું જે ખરૂં કારણ હોય તે મને જણાવવું જોઇએ. રખેને કામદેવ સંતાપરૂપી દીવી લઇને તમારા પ્રાણને શોધી કાઢવા અંદર પેઠો હોય, રખેને ઉસમાનના ભારથી તમારૂં હૃદય સીદાતું હોય, રખેરે યૌવન રૂપી ઉન્માદે તમને ઘેલા કરી નાખ્યા હોય, સખિ! હું તમારા સુખમાં સુખ અને તમારા

દુઃખમાં દુઃખ પામું એવી છું. માટે તમારે કોઇપણ અભિપ્રાયને મારાથી ગુપ્ત રાખવો જોઇએ નહિ."

એલીઝાબેથે પુછ્યાં છતાં પણ ફ્લોરેન્સની વાણી જરાવાર સુધી તો ચિંતાએ હૃદયમાંજ પકડી રાખી હોય, સંતાપરૂપ અગ્નિથી બળી ગઇ હોય અને શ્વાસના પવનથી ઉડી ગઇ હોય, તેમ લાજને લીધે કંઠમાંથી બહાર નિકળી નહિ, પણ કેવળ નેત્રોમાંથી અશ્રુની ધારાજ નિકળ્યા કરી. "આ તે શું?" એમ કહી એલીઝાબેથે પોતાના જીવિતના શપથ દેતાં ફ્લોરેન્સ લાંબો તથા ઉનો નિસાસો મૂકી મોઢું નીચું રાખી શરમને લીધે ભુલાઇ ગયેલા પ્રથમના અક્ષરોને સંભાળતી હોય, તેમ થોડીવાર સુધી ધ્યાન ધરી સ્વરભંગવાળી વાણીથી બોલી કે, "સખિ! આ સમયે મા, બાપ, બેન આદિ સઘળાં સગાંમાં માત્ર તમેજ છો. જો કે મારા આ અપૂર્વ દુઃખની વાત મારા અંતઃકરણથી પણ ગુપ્ત રાખવા માગું છું, તોપણ તમારી પાસે કહું છું તેનું કારણ એ છે કે તમારા ઉપર મને મારા હૃદય કરતાં પણ અધિક વિશ્વાસ છે. સખિ! જે ઉસમાનને મેં રણભૂમિમાં પ્રથમ જોયા, તેમને મેં પહેલાં કદી પણ જોયા ન હતા, તેમ તેમના વિષે સાંભળ્યું પણ ન હતું. તોપણ તેમણે મને પોતાની દૃષ્ટિના ચમત્કારથી કોણ જાણે શું કરી નાખ્યું છે? હું વિહવળ થઇ ગઇ છું. ઉન્મત અને બેભાન જેવી થઇ ગઇ છું. સર્વત્ર તેનેજ જોઉં છું. એક એક ક્ષણને વર્ષ સમાન ગણું છું. જીવિતને કંઠમાં આવેલું જોઉં છું. ચંદ્રનાં કિરણોને બળતા અંગારા સમાન ભાળું છું. પુષ્પમાંથી ઝરતી પરાગની વૃષ્ટિને વિષની વૃષ્ટિ સમાન દેખું છું. પસીનાથી પલળી ગઇ છું. પોતાના હૃદયથી પણ શરમાઉં છું. આભરણોને બોજારૂપ ગણું છું. ધીરજને ખોઇ બેઠી છું. ધીરજનેજ નહિ પરંતુ હૃદયને પણ ખોઇ બેઠી છું. તમારી પાસે

બોલવામાં પણ લજાઉં છું. પુરૂં નહિ બોલવાથી આત્મદ્રોહ થશે એમ જાણ્યા છતાં પણ અભિપ્રાયના પ્રમાણમાં બોલવામાં શબ્દોને શોધતાં છતાં પણ મેળવી શકતી નથી. આ કયા અપરાધનું ફળ છે તે સમજી શકતી નથી અને જીવનની પણ દરકાર રાખતી નથી. સખિ! મારા ઉપર એની મૂઠ નાખવાથી તે કામણગારાએ શો લાભ ધાર્યો હશે? કદી પણ નહિ શિખેલ અભિપ્રાયોને મારા મનમાં દાખલ કરી દેવાથી કઇ ચાતુરી ગણી હશે? સ્વપ્નમાં હું ભાગતી હોઉં તોપણ પાછળથી મને બાથ નાખે છે, ચીઠીઓમાં અનીતિ ભરેલા બોલ લખી મોકલે છે, હું સખીઓ સાથે બેઠી હોઉં ત્યારે પણ સામે ઉભા રહીને અનેક સંજ્ઞાઓ કરે છે. સખિ! હવે મારે શું કરવું? આવી બાબતોમાં શું કરવું અને કેવી રીતે વર્તવું એ કશું હું જાણતી નથી. માટે આ બાબતમાં તમારા ઉપરજ આધાર રાખું છું."

ફ્લોરેન્સના વચનો સાંભળીને મનમાં હાસ્ય કરતી, તેના મસ્તકને પોતાના ખોળામાં લઇ તેના સ્તનમંડળ ઉપર પડેલા કેશપાશને સમો-નમો કરતી, પોતાના વસ્ત્રવડે તેના મુખ ઉપરના પરસેવાને લુછી નાખતી, સ્તનમંડળાદિ અવયવો પર હાથ ફેરવીને આશ્વાસન કરતી અને તેના કામદેવને પરાકાષ્ઠા ઉપર આવેલો જોતી એલીઝાબેથ બોલી કે "પ્રિય સખી ફ્લોરેન્સ! તમારી આવી સ્થિતિ કરવામાં કિસમા-નનો અપરાધ નથી, પણ કામદેવનોજ અપરાધ છે. કામદેવ જવાળા વિનાનો અગ્નિ છે. મધુરતાવાળું ઝેર છે, ધાર વગરનો ખડગ છે, નશા વગરનું મધ છે અને ધાતુઓના પ્રકોપ વિનાનો મહાવ્યાધિ છે. કામદેવના બાણથી વીંધાયા વગર રહે એવું જગતમાં કોઇ પણ પ્રાણી નથી. કામદેવને અતિ ક્રૂર જાણીને જગતકર્તાએ તેને લોહમય શસ્ત્રો આપેલાં છે અને તે માત્ર પાંચજ આપેલાં છે. કામદેવ બાળાઓના

સરળ અંતઃકરણોને કેટલીક વક્રતા શિખવે છે, યુવતીઓને સખીઓની પાસે પણ વિકારોનું ગોપન કરવાની ઉસ્તાદી આપે છે, વિયોગી લોકોને ચંદ્ર તથા ચંદન આદિ શીતલ પદાર્થોમાં સંતાપકપણાની વિપરીત ભાવના કરાવે છે, અનુભવ તથા સહવાસથી સઘળું રહસ્ય જાણી ગયેલી સખીઓમાં પણ મૂર્ખપણાની ભ્રાંતિ આપીને બાળાઓના મોઢામાંથી પ્રપંચ ભરેલા શબ્દો કઢાવે છે, યુવતીની ચિત્તવૃત્તિઓને સંકલ્પોથી ઘેરી લઇ સ્વપ્ન તથા જાગ્રતાવસ્થામાં પણ ખોટા ખોટા વિચિત્ર પરિણામો રૂપે ગોઠવી નાખે છે, ધૂતારા તથા કામણગારા વિગેરે શબ્દોનો નવાજ અર્થોમાં ઉપયોગ કરવાનું પરિભાષા પ્રકરણ ગોઠવીને યુવતીઓને ગોખાવ્યા વગર શિખવી દે છે અને ક્ષણોમાં પણ કલ્પના જેવી લંબાઇ જણાવે છે. સખિ! ઉસમાનને જોતાંજ તમારા મનમાં જે વિકારો ઉત્પન્ન થયા હતા, તે ઉપરથીજ હું તમારા મનની અસ્થિર અને વ્યાકુળ સ્થિતિ સમજી ગઇ હતી. માટે તેનું ગોપન કરવાનો તમારો પ્રયાસ નિષ્ફળ છે.”

“એલીઝાબેથ! તમે જે કાંઇ કહ્યું તે ખરૂં છે. કામદેવે મને જે વિડંબના કરાવી છે તે તમે કહ્યું તેના કરતાં પણ અધિક છે. જે સરદારે મને કર્પૂરથી પણ અધિક શીતળતા લાવી સ્મિતરૂપી ચાંદનીથી નવરાવી હતી તેજ સરદાર હવે આ સંતાપનું કારણ થઇ પડયો છે. મારો આ સંતાપ ચંદ્રના કિરણોથી, ચંદનના રસથી, મોતીઓથી કે પુષ્પોથી ટળે એવો નથી. પણ તે તે સરદારથીજ ટળે એમ છે. જ્યારથી મેં તેમને જોયા છે ત્યારથી મારૂં હૃદય કામદેવના બાણો પડવાથી બીતું હોય તેમ મને છોડીને ચાલ્યું ગયેલું જણાય છે. અત્યંત ચંચળ અને વળી અદૃશ્ય મનને વીંધી તેમાં પેસી જવાનો એ કામણગારાને શી રીતે લાગ મળ્યો હશે? ચંદ્ર, તારાઓ વિગેરે વિદ્યમાન

છતાં પણ એ કામણગારા વગર મને સઘળું અંધકારમય લાગે છે. કામદેવ તમારા કહેવા પ્રમાણે ક્ષણોને કલ્પો જેટલા લાંબા કરનારો છતાં મારા આયુષ્યના ક્ષણોને ટુંકા કરવાને વાસ્તે તૈયાર થયો હોય એમ જણાય છે તેનું શું કારણ હશે? મને જો એ કામણગારાનું સ્મરણ રહ્યાંજ કરે તો જીવનની આશા રહેતી નથી અને વિસ્મરણ થાય તો જીવવાની ઇચ્છા પણ રહેતી નથી. અહો! મારા ઉપર ફેંકતા સઘળાં બાણો ખૂટી જવાથી કામદેવે હવે પવનાસ્ત્રનો ઉપયોગ કરવા માંડ્યો હોય એમ જણાય છે. કારણકે મારા હૃદયમાંથી ઉના અને લાંબા લાંબા નિશ્વાસો નિકળ્યા કરે છે. રસ તૃષ્ણાને શાંત કરનાર કહેવાય છે, પણ મેં તો જયારથી તે કામણગારાના લાવણ્યરૂપી રસનું પાન કર્યું છે, ત્યારથી મારી તૃષ્ણા વધતીજ જાય છે. આંસુઓએ દૃષ્ટિને રોકવા માંડી, જડતાએ શરીરને ઘેરવા માંડ્યું અને મોહે અંતઃકરણને ઘેરવા માંડ્યું, તેથી હું તો તે કામણગારાને સંપૂર્ણ રીતે જોઇ પણ શકી નથી. અરે, હાય! હાય! સ્વપ્નમાં પણ મને દુર્દૈવે માનની દશા આપી, તેથી હું તેના આલિંગનનું સુખ મેળવી શકી નહિ. મારા હૃદયમાં એ કામણગારો પ્રતિબિંબિત થયો હોય, કોતરાયેલો હોય, ચીતરાયેલો હોય, ચોંટી રહ્યો હોય, ખીલાઇ ગયો હોય કે બંધાઇ ગયો હોય એમ લાગે છે. હું સૂતાં, બેસતાં, ચાલતાં, ફરતાં, બોલતાં, આંખો મીંચતાં, આંખો ઉઘાડતાં, સ્વપ્નમાં, જાગૃતમાં અને સર્વત્ર તે કામણગારાનેજ જોવાથી અપૂર્વ અદ્વૈતવાદો તથા જેઓનું વ્યાખ્યાન ન આપી શકાય એવા વિકારોનો પણ અનુભવ કરૂં છું. હું સુખી છું, દુઃખી છું, જાગું છું, સૂતી છું, બેઠી છું કે શું કરૂં છું એમ કાંઇ પણ નિશ્ચય કરી શકતી નથી. મને તેમની સાથે કાંઇ પણ વાતચીત થઇ નથી. તથા તેમની સાથે કાંઈ મજબુત ઓળખાણ પણ થઇ નથી

તેમ છતાં પણ મારૂં મન સર્વને છોડીને તેમાંજ ભમ્યા કરે છે. સખિ! તે કામણગારાએ અને કામદેવે મારી આવી સ્થિતિ કરી છે, હવે તો મને કોઇ પણ વાતની સમજ પડતી નથી. કૃપા કરીને મારી વ્યથા દુર કરવાનો કાંઇક ઉપાય કરો."

"પ્રિય સખિ! જરા ધીરજ ધરો! આમ અકળાઓ નહિ. હું તમને આ કાર્યમાં અવશ્ય મદદ કરીશ. હમણાજ હું તેમની પાસે જાઉં છું."

"હું આવા વિષયમાં સમજતી નથી. મારી સઘળી શુભ આશાઓને તમારા હાથમાંજ સોંપી દઉં છું. તમને જે યોગ્ય જણાય તેમ કરો. તે કોઇ રીતે મારી હલકાઇ ન જાણે અને મારા પર કરૂણા કરે એવી યુક્તિથી વાત કરજો."

ફ્લોરેન્સની સાથે આ પ્રમાણે વાતચીત કરી તેણે આપેલ પુષ્પહાર, પાન સોપારી, એલચી આદિ વસ્તુઓ લઇ એલીઝાબેથ ઉસમાનની પાસે ગઇ.



## પ્રકરણ ૧૫ મું.

### રાજકુમારીનું સાંત્વન અને પ્રેમ વિનોદ.

શિબિરમાં પોતાના તંબુની અંદર સૂતેલો, ફ્લોરેન્સમાં ડૂબી ગયેલા પોતાના ચિત્તને બહાર નહિ કાઢી શકતો, ફ્લોરેન્સરૂપ ચાંદની હૃદયમાં રહ્યાં છતાં પણ વૃદ્ધિ પામતા સંતાપથી વિસ્મય પામતો, વારંવાર ફરકવા લાગેલી જમણી ભુજાનું ચુંબન કરતો, ફ્લોરેન્સના કટાક્ષોમાં વિષમયપણાની તથા અમૃતમયપણાની કલ્પના કરતો, ફ્લોરેન્સની ચેષ્ટાઓથી હૃદય ભરાઇ ગએલું હોવા છતાં સંકલ્પો ઉત્પન્ન કરવાથી આશ્ચર્ય માનતો, હૃદયમાં રહેલી ફ્લોરેન્સને હૃદયમાં પડતા કામદેવના બાણોથી બચાવવા ધારતો હોય તેમ વારંવાર હૃદય ઉપર હાથ મૂકયા કરતો, સ્વપ્નમાં આવેલી ફ્લોરેન્સનું પણ તેની સખીઓની શરમથી આલિંગન નહિ કરવાને લીધે ખેદ પામતો, એલીઝાબેથને હસતી જોઇ ફ્લોરેન્સે લજ્જાથી મોઢું નમાવી કરેલા સ્મિતની અને આડી આંખે ફેંકેલા કટાક્ષની લેહેજતનું સ્મરણ કરતો, ફ્લોરેન્સના કટાક્ષ તથા સ્મિતમાં એટલી બધી લેહેજત છે ત્યારે તેના આલિંગનમાં તેના કરતાં કેટલા ગણી લેહેજત હશે એમ હિસાબ કરતો, ફ્લોરેન્સનું આલિંગન આપનારા સ્વપ્નના મધ્યમાં પ્રાપ્ત થઇ જતી જાગ્રતાવસ્થાને ધિક્કારતો, ઉસમાન પોતાની પાસે એલીઝાબેથને આવતી જોઇ મનોરથની સિદ્ધિરૂપ, જગતકર્તાની કૃપારૂપ, પુણ્યોની પરંપરારૂપ, ફ્લોરેન્સની ઇચ્છારૂપ, જીવનની આશારૂપ અને ભાગ્યોદયની ચેતવણીરૂપ માનવા લાગ્યો. “ એલીઝાબેથ ફ્લોરેન્સના મોકલ-

વાથીજ આવે છે. અવશ્ય ફ્લોરેન્સને કામદેવના પ્રહારથી વ્યથિત થતી જોઇ કામદેવનીજ ફરીઆદ કરવા તે આવતી હોવી જોઇએ. વિશેષે કરીને કામદેવ રાત્રિના સમયમાંજ કામિનીઓને વ્યથિત કરે છે. શી ચિંતા છે ? તેના આગમનથી જે હશે તે જણાઇ રહેશે."

આવી રીતે તર્ક કરતા ઉસ્માને પોતાની પાસે આવતી એલીઝાબેથને આવકાર આપ્યો અને રાજકુમારીના કુશળ સમાચાર પૂછ્યા. પ્રતિઉત્તરમાં એલીઝાબેથે કહ્યું "હા, જી, તે કુશળ છે. પરંતુ આપ તેનું હૃદય ચોરીને દુર્ગમાંથી બહાર નિકળ્યા ત્યારથીજ રાજકુમારી ફ્લોરેન્સ અગ્નિ વિના બળવા લાગી છે, શીત વિના કંપવા લાગી છે, પવનના દરદ વિના ગ્લાઇ જવા લાગી છે, પરિશ્રમ વિના પસીનાથી ભીંજાઇ જવા લાગી છે, શોક વિના આંસુ ચલાવવા લાગી છે. એટલુંજ નહિ પણ તે પવનની શીતળ લહેરોને [illegible]ના પ્રહાર સમાન અને ચંદ્રની પ્રભાને ચંડાળની છાયા સમાન સમજે છે. વળી તે ધરતીને અશ્રુના પ્રવાહથી ભીંજવી નાખી શ્વાસના પ્રવાહથી પાછી સૂકાવી નાખે છે અને આપનો પ્રસંગ નિકળતાં પીઠને લાંબી કરી તથા સ્તનમંડળ ઉંચુ થઇ જાય એવી રીતે બન્ને હાથ ઉંચા કરી બગાસાં ખાતી ખાતી અંગ મરડે છે અને આપનું નામ સાંભળતાંજ રોમાંચિત થઇ જાય છે. એટલુંજ નહિ પરંતુ ચંદ્રની ભ્રાંતે, અથવા ચંદ્રથી ત્રાસ પામીને તે દર્પણ સામે પણ જોતી નથી અને કોઇ કોઇ વારતો જાણે ચાહની માર્ગ પ્રતિક્ષા કરતી હોય તેમ બારણા સામે જોયા કરે છે. અને આપના વિરહને લીધે તે નવ પ્રફુલ્લિત વાટિકાનો પણ દ્વેષ કરે છે. આ વ્યાધિ આપેજ મોકલી છે અને આપજ તેનું નિવારણ કરી શકો છો. માટે કૃપા કરીને રસરાજના પ્રયોગથી તેનો રોગ દુર કરો. મેં તેના રોગની પરીક્ષા કરી આપની પાસે આવવા તૈયાર થઇને તેને

કાંઇ સંદેશો કહેવરાવવા માટે પૂછ્યું ત્યારે તેણે લાજથી એક શબ્દ સરખો પણ નહિ ઉચ્ચારતાં શ્વાસથી તથા અંજનવાળાં અશ્રુઓથી મલિન થએલો આ મોતીનો હાર, હાથની ગરમીથીજ શેકાયેલી સોપારી, સંતાપથી સૂકાઇ ગયા છતાં પણ સ્વેદજળના સંસર્ગથી આર્દ્ર રહેલી આ પાનબીડી અને કંપને લીધે હાથમાંથી પડી જતાં અરધો-અરધ ઓછાં થઇ ગએલાં એલચી, લવીંગ આદિ પદાર્થો આપને માટે આપ્યાં છે. જો કે આપના જેવા એક શ્રીમંત સેનાધ્યક્ષ પાસે આવી વસ્તુઓ મોકલવી એ મોકલનારનીજ હાંસી કરાવે એવું છે, પરંતુ તે મુગ્ધ રાજકુમારીએ પોતાના સ્નેહની નિશાની તરીકે મોકલેલું હોવાથી કોઇપણ પ્રકારના અપમાન કે માનની કલ્પના નહિ કરતાં આપે આ નજીવો ઉપહાર સ્વીકારી લેવો જોઇએ. આપે અમારા ઉપર જે જે મહદ્ ઉપકારો કર્યા છે, તેના બદલામાં અમારાથી શું આપી શકાય? અને આપવું પણ શું? જ્યારે રાજકુમારી આપના દર્શન થતાંજ પોતાના હૃદયને તથા જીવિતને આપના હાથમાં સોંપી બેઠી છે, ત્યારે બીજી કાંઇ વસ્તુ ઉપહારિત કરવી એ છોકરમત કર્યા જેવુંજ થાય. હલકી ચીજો લેનારાઓને લજાવતી નથી, પણ દેનારાઓનેજ લજાવે છે. માટે દીનજનોએ પ્રેમથી મોકલેલી હલકી ચીજો સ્વીકારી લેવામાંજ મહાશયોનું મહાશયપણું છે, એમ સમજીનેજ રાજકુમારીએ આપને આવી ક્ષુલ્લક વસ્તુઓ ઉપહાર તરીકે મોકલી છે. માટે તેનો સ્વીકાર કરીને અમને ઉપકૃત કરો."

આ પ્રમાણે કહીને એલીઝાબેથે ઉસમાનના ગળામાં હાર પહેરાવ્યો અને તેને પાનની બીડી આપી. એટલે પોતાની પ્રિયત્તમાએ મોકલેલા ઉપહારનો સ્વીકાર કરતાં આનંદની પરાકાષ્ઠાએ પહોંચેલા ઉસમાને કહ્યું "એલીઝાબેથ! મારે કાંઇપણ બોલવાનો અવકાશ ન

રહે એવું ભાષણ કરીને તેં મને પરવશ કરી નાખ્યો. હું પણ રાજકુમારીને મારૂં સર્વસ્વ સમજું છું. પરંતુ જ્યારે વિચાર કરૂં છું ત્યારે મારામાં એવો એક પણ ગુણ દેખાતો નથી કે જેથી મારા આત્માને રાજકુમારીના આવા અનુગ્રહને પાત્ર લેખી શકું. અહા! રાજકુમારીનો આવો અપૂર્વ પ્રેમ? આવો આદર? અને આવું ઔદાર્ય? આશ્ચર્ય? એલીઝાબેથ! જ્યારે હું રણભૂમીમાંથી તમારા દુર્ગમાં આવ્યો ત્યારે રાજકુમારીની ચેષ્ટાઓ તથા વિકારો ઉપરથી મારા જન્મનું સાફલ્ય થવાનું અને કામદેવનો મારા ઉપર અનુગ્રહ થવાનું કાંઇક મારી કલ્પનામાં આવ્યું હતું, પરંતુ મનના અકારણ સંશયને લીધે માત્ર દ્વિઅર્થી વચન બોલવા ઉપરાંત હું વિશેષ કાંઇ પણ બોલી શક્યો નહિ અને તેથી રાજકુમારીને વ્યથિત કરવાનો આરોપ મારા ઉપર આવે છે. આ અપરાધ રાજકુમારીની લજ્જા ઉપર પણ મૂકી શકાય તેમ છે. તેમજ મારો દોષ પણ કાંઇ ઓછો નથી. સંદેહે મને પંડિત મૂર્ખ જેવો બનાવી દીધો. પણ મહા વિચક્ષણ ફ્લોરેન્સે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યા છતાં મારા ઉપર આવો અવિશ્વાસ શા માટે રાખ્યો? શા માટે લજ્જા રાખી? અને શા માટે ગૌરવ રાખ્યું? કે જેથી તેના સુકુમાર શરીરને દાવાનલથી દગ્ધ થવા લાગેલા નવ પલ્લવની દશા ભોગવવી પડી, પણ હું ભુલું છું. તેમાં રાજકુમારીનો દોષ નથી. સઘળી યુવતીઓ અને તેમાં પણ મુખ્યત્વે કરીને કન્યાઓ છેવટ સુધી લજ્જાને વશ થઇને પોતાના મનોભાવને મુખથી પ્રકાશિત કરતી નથી. શરીર અર્પણ કરે છે. પણ પૂરેપૂરી દ્રષ્ટિનું અર્પણ કરતી નથી અને પોતાના પ્રિયજનોએ કરેલી માગણીને પૂરી પાડવામાં અત્યંત રાજી હોવા છતાં પણ મંજુરીના પર્યાયરૂપે નકારનેજ વાપરે છે. ભ્રમર કમલિનીની પાસે ટળવળ્યા કરે પણ પ્રફુલ્લિત થઇ તેને કૃતાર્થ કરવા

એતો કમલિનીનાજ હાથમાં છે. બપૈયો મેઘ માળાની પાસે આતુરતા જણાવ્યા કરે પણ વૃષ્ટિથી તેને સંતુષ્ટ કરવો એ તો મેઘમાળાનાજ હાથમાં છે. આંબો વસંતઋતુની પાસે નાચ્યા કરે પણ તેને કેરીઓથી સફળ કરવો એ તો વસંતઋતુનાજ તંત્રમાં છે અને ચકોર ચાંદનીની પાસે ચપળ થયા કરે પણ તેને સુધા ધારાથી તૃપ્ત કરવો એ તો ચાંદનીનાંજ સ્વાધીનમાં છે અને તેજ પ્રમાણે મેં પણ દ્વિઅર્થી વચનોથી વિકાર વિદિત કરવા જેવું કર્યું, પણ મને રાજકુમારીએ પોતાનો મનોભાવ સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યો નહિ. તે પણ શું કરે? લજ્જાએ તેને એવી તો દબાવી હતી કે તે કાંઈ પણ બોલી શકે એ અશક્ય હતું. પરંતુ એલીઝાબેથ! તું ફ્લોરેન્સના આત્મા જેવી હોવા છતાં તેં મને તેની મનોવ્યથા કેમ વ્યક્ત ન કરી? અને કામદેવરૂપી જવાળા વિનાના અગ્નિથી, ધાર વગરના વજ્રથી અને તાપ વગરના જ્વરથી વ્યથિત અને ક્ષીણ થતા રાજકુમારીના શરીરની શા માટે ઉપેક્ષા કરી? અર્થાત શા માટે તેના કુસુમ સમાન સુકોમળ શરીરને કામાગ્નિમાં બળવા દીધો? હું દુર્ગમાં હતો ત્યારે કેવળ હાસ્ય કરવાને બદલે સ્પષ્ટ રીતે કાનમાં કેમ ન કહ્યું? અને આટલો કાળક્ષેપ કરીને વ્યથાને શા માટે દૃઢ મૂળ થવા દીધી? એ કાંઇ સમજી શકાતું નથી. હવે શી આજ્ઞા છે? રાજકુમારીની જે ઇચ્છા હોય તે નિવેદન કર, હું નિષ્કપટથી તદનુસાર વર્તવાને તૈયાર છું."

સરદાર ડેસમાનેના આવા ઉદ્‌ગારો સાંભળીને તેને પ્રતિઉત્તર આપતાં એલીઝાબેથે કહ્યું, "મહોદય! હું મારી પ્રિય સખિની મનોવ્યથા આપને નિવેદન કરી ચુકી છું. કૃપા કરીને આપ મારી સાથે દુર્ગમાં પધારો અને તેના મનનું સાંત્વન કરો." "જેવી ઇચ્છા"

એમ કહીને ઉસમાન સુશોભિત અને અમૂલ્ય વસ્ત્રો પરિધાન કરીને એલીઝાબેથ સાથે દુર્ગમાં ગયો.

જે સમયે એલીઝાબેથ ઇરલામી શિબિરમાં રાજકુમારીની મનોવ્યથા તેના પ્રિયત્તમને વ્યક્ત કરી રહી હતી, તે સમયે રાજકુમારી પોતાના દુર્ગમાં એક રત્નજડિત આસન ઉપર બેસીને શોકાકુળ દ્રષ્ટિથી નીચી નજરે મનમાં કાંઇ વિચાર કરી રહી છે. તેના મુખમંડળ ઉપર ચિંતાના શ્યામ ચિન્હ સ્પષ્ટ જણાઇ આવે છે. તેના નેત્રો કોઇના માર્ગપ્રતિક્ષા કરતા હોય તેમ બારણા તરફ લાગી રહ્યાં છે. વિચાર કરતાં કરતાં તે કેટલીકવાર તેમાં તલ્લીન બની જાય છે અને કેટલીકવાર મનમાં કાંઇ શંકાનો આવિર્ભાવ થતાં તેના નેત્રોમાંથી અશ્રુધારા ચાલી રહે છે. આ પ્રમાણે તે ઘડીકમાં નિજ આસન ઉપર બેસીને કાંઇક ઉંડા વિચારમાં નિમગ્ન બની જાય છે તો ઘડીકમાં પોતાના પ્રિયત્તમના દર્શન કરવાના હેતુથી દુર્ગની બારીમાંથી મુસલમાનોની છાવણી તરફ જુએ છે. પણ તેના દર્શન નહિ થતાં નિરાશ થઇને પાછી પોતાના આસન ઉપર બેસી જાય છે. અર્થાત્ કોઇ પણ વાતમાં તેનું ચિત્ત લાગતું નથી. તેમજ સખિઓનો સમાગમ પણ ગમતો નથી. ક્યાંથી ગમે ? જેનું ચિત્ત પરવશ બનેલું હોય તેને અન્ય વિષયમાં આનંદ કેમ મળે ? ખરેખર, એ પ્રેમનીજ બલીહારી છે અને તે પુષ્પધન્વાનોજ પ્રતાપ છે. ખચિત પ્રેમનો ઘા પ્રેમીજ જાણી શકે છે. જેણે મદનના બાણનો પ્રભાવ અનુભવ્યો નથી, અરે જે મદનપાશમાં સપડાયો નથી તે તેની શક્તિ અને પ્રભાવ ક્યાંથી જાણી શકે ? નિઃસંદેહ મદનની શક્તિ અગાધ છે. તેનું સામ્રાજ્ય સમસ્ત જગત્ ઉપર વિસ્તરેલું છે. મનુષ્ય, પ્રાણી, પશુ આદિ સર્વે તેની પ્રજારૂપે છે. અને સર્વત્ર તેની સત્તા એક સરખી રીતે ચાલે છે. કોઇ

પણ તેની સત્તા અને આજ્ઞાનો અનાદર કરી શકે તેમ નથી. મોટા મોટા મહારથી કે જેઓ રણસંગ્રામમાં શર, અસી, ભાલા, બરછી, કટાર, ત્રિશૂળ, ગદા આદિ ભયંકર શસ્ત્રોના અનેક પ્રહારો પડયા છતાં લેશ માત્ર પણ કંપતા કે ચલિત થતા નથી તેઓ પણ પુષ્પધન્વાના સુકોમળ અને અસરકારક પુષ્પ-શર સહન કરી શકતા નથી અને લેશ માત્ર પણ પ્રતિરોધ કર્યા વિના તેની સત્તાનો સ્વીકાર કરીને તેની આજ્ઞાને આધીન બની જાય છે. યોદ્ધા તો યોદ્ધાઓ, અરે મોટા મોટા મહર્ષિઓ પણ પુષ્પધન્વાના પ્રહારથી બચ્યા નથી અને તેમણે પણ તેની આધીનતા સ્વીકારી છે. આ જગતમાં એવા ઘણા થોડા માણસ મળી આવશે કે જેમણે કામને જીત્યો હોય અને તેવા માણસોને ખરેખર ધન્યવાદ ઘટે છે. કામદેવે મહા સમર્થ મહાત્માઓને પણ ચલિત કર્યાં છે અને મહાન સતીઓ ઉપર પણ પોતાનો પ્રભાવ પાડયો છે. તેની સત્તા આગળ રાય કે રંક, માનવ કે દાનવ અને પશુ કે પક્ષી સર્વે એક સરખાં છે. અર્થાત સર્વે તેને આધીન છે. તેના પ્રભાવ આગળ તપોવનમાં રહેતા તપેશ્વરીઓના તપ પણ ખંડિત થયા છે અને તેનીજ પ્રેરણાથી પ્રસંગોપાત આ જગતમાં કેટલાક અનિષ્ઠ અને નહિ ઇચ્છવાજોગ બનાવો પણ બન્યાં છે. તેમજ આજે પણ બને છે. કામબાણ વાગતાંજ ઘાયલ થએલ વ્યક્તિને શુદ્ધબુદ્ધ રહેતી નથી. તે તરતજ તેને આધીન થઇ જાય છે. તેનો દોરાયો દોરાય છે, પ્રેરાયો પ્રેરાય છે અને તેની આજ્ઞાનુસાર સઘળાં કામો કરે છે. વળી કામ આંધળો છે. તેથી જેના ઉપર તેનો પ્રભાવ પડે છે તે પણ આંધળો બની જાય છે તેને "કામ" સિવાય બીજું કાંઇ પણ સુજતું નથી અને તે કામને પંથે પળીને નિરંતર તેનુંજ રટણ કરે છે. તેને નાત-જાત, ધર્મ-અધર્મ કે ઉચ-નીચનું ભાન રહેતું નથી.

કામમાં પરવશ બનીને આ જગતના લોકોએ પ્રસંગોપાત કેવાં કેવાં કામો કર્યાં છે, તે કોઇથી અજાણ્યા નથી. કામમાં પરવશ બનીને રાયે રંક અને રંકે રાય, શ્રીમંતે ગરીબ અને ગરીબે શ્રીમંત, ઉંચે નીચ અને નીચે ઉંચ વર્ણ સાથે પ્રેમ કર્યાના અનેક ઉદાહરણો, ઇતિહાસ, ગાથા અને વાર્તાના પુસ્તકોમાંથી મળી આવે છે. વળી પ્રેમને આધીન થઇને ભિન્ન ભિન્ન કુટુંબના સ્ત્રી પુરૂષો કે જેઓ એક સમયે એક બીજાને ઓળખતા પણ ન હતા. તેઓ પ્રેમગ્રંથિમાં ગુંથાયા પછી માત પિતા, સગાંસહોદરો અને આપ્તજનો પરિજનો કરતાં પણ એક બીજા ઉપર વધારે પ્રેમ રાખે છે. એટલુંજ નહિ પણ તેમને ઉભયને પોતાના સગાં સહોદરોના સમાગમ કરતાં અરસપરસનો સમાગમ વધુ પ્રિયકર અને આનંદદાયક લાગે છે. અર્થાત તેમને પોતાના માત પિતા, સગાંસહોદરો કે આપ્તજનોના સમાગમમાં જેટલો આનંદ પ્રાપ્ત થાય છે, તેના કરતાં સહસ્ત્રગણો વધારે આનંદ તેમને અરસપરસના સમાગમમાં થાય છે. આ કારણથીજ યુવતીઓ કે જે યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી ન્હાની વેળાએ પોતાની જનેતા આવી જતાં પણ શરમાઇ જાય છે, તેઓ પોતાના પ્રિયત્તમથી લેશ માત્ર પણ શરમાતી નથી. વળી પતિને પત્નિનો કે પત્નિને પતિનો વિયોગ થતાં તેમાંના એકને પણ ગમતું નથી. આવી સ્થિતિમાં તેમને સંસાર વૈરાગ સમાન અને વૈભવ ઝેર સમાન લાગે છે. માત પિતા, સગા સહોદર અને મિત્ર કે સખિઓનો સમાગમ પણ તેમને રૂચિકર થતો નથી. કેમકે પરમાત્માએ પતિ પત્નિનો સંબંધજ એવો રાખ્યો છે અને તે સઘળું કામદેવની પ્રેરણાથીજ થાય છે. ખરેખર, દંપતીને એક બીજાના સમાગમમાં સ્વર્ગસમ કે સ્વર્ગતુલ્ય, અરે તેના કરતાં પણ અધિક સુખ પ્રાપ્ત થાય છે અને જો જોગજોગે એક બીજાનો વિયોગ થયો

તો તેમને આ સંસાર નર્કાગાર સમાન, સ્વર્ગ સમાન રાજમહેલો, ક્ષુદ્રક ઝુંપડા સમાન અને અમૃત સમાન મિષ્ટ ભોજનો વિષ સમાન લાગે છે. આ સઘળો પુષ્પધન્વાનોજ પ્રતાપ છે.

જ્યાં સુધી કામબાણ વાગતાં નથી ત્યાં સુધી યુવક–યુવતીઓ ઉભય પ્રેમ શું છે એ પણ સમજતા નથી. આ કારણથીજ બાલ્યકાળમાં બાળકો અને બાળિકાઓ સાથે રમે છે અને એક બીજાને બંધુ કે ભગિનીવત્ ચાહે છે. આ પ્રમાણે નિરંતર સમાગમ રહેવા છતાં કાંઇ અનિષ્ઠ પરિણામ આવતું નથી એ કામવિકારનો અભાવજ સમજવો. પરંતુ તેજ બાળકો અને બાળિકાઓ જ્યારે યુવાવસ્થાને પ્રાપ્ત થાય છે અને કામદેવ તેમને પોતાના પાશમાં લે છે ત્યારે તેમના મનોભાવ બદલાઇ જાય છે અને તેમના અંતઃકરણમાં કાંઇ નવિન ભાવના અથવા વિકાર ઉત્પન્ન થાય છે. આ નવિન ભાવના તેજ કામવિકાર. આ પ્રમાણે કામવિકાર ઉત્પન્ન થતાં હૃદયની સરળતા, શુદ્ધ ભાવના, નિર્મળ વિચારો આદિ સઘળું લય પામે છે અને તેનું સ્થાન કપટ પટુતા, વિશુદ્ધ ભાવના અને કિલિષ્ટ વિચારો લે છે. આ કારણથી તેઓ એક બીજાને વિકારમય દૃષ્ટિથી નિહાળે છે અને તેમના હૃદયમાં એક બીજાને માટે કાંઇ જુદીજ ભાવના થાય છે. આ પ્રમાણે તેમને પરવશ બનેલા જોઇને કામદેવ તેમને વધુ અને વધુ દબાવતો જાય છે અને તેમના મર્મસ્થળ પોતાના ગુપ્ત શરથી વિંધી નાખી રતિ વિલાસનો તેમને કાંઇક ભાન કરાવે છે. આવી રીતે કામદેવદ્વારા પ્રોત્સાહિત થઇને તેઓ દિનપ્રતિદિન કામવિકારરૂપી ગર્તામાં ઉંડા અને ઉંડા ઉતરતા જાય છે અને છેવટે તેમાંજ તન્મય બની જાય છે. એટલુંજ નહિ પણ તેમને "વિષય" સિવાય બીજું કાંઇ પણ ગમતું નથી. તેઓ બાળકાળની નિર્દોષ રમત.

ગમતો વિનોદમય ચેષ્ટાઓ આદિ સઘળું ભૂલી જાય છે. આ સર્વનું મદનેજ આભારી છે. આ કાર્યમાં તેની પ્રતિસ્પર્ધા કરે એવો કોઇ પણ માણુસ નથી. અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેનું સામ્રાજ્ય નિર્વિવાદ અને પ્રતિસ્પર્ધા વિનાનું છે. એક કવિએ ખરૂંજ કહ્યું છે કે–

" પ્રેમ ન જુએ જાત કજાત,
ભૂખ ન જુએ ટાઢું ભાત;
તૃષા ન જુએ ધોબીનો ઘાટ,
અને ઉંઘ ન જુએ તુટી ખાટ. "

ખરેખર, તેમજ છે. જ્યારે હૃદયમાં કામવિકાર ઉત્પન્ન થાય છે ત્યારે જાત કજાત અને ઉંચ કે નીચનું ભાન રહેતું નથી. તેવીજ રીતે ક્ષુધાતુર માણુસ પણ જમતી વેળાએ ઉના કે ટાઢા ભાતની દરકાર નહિ કરતાં જે મળ્યું તે આરોગીને પોતાની ક્ષુધાને તૃપ્ત કરે છે. તેમજ તરસ્યો માણુસ પણ જેવું મળ્યું તેવું પાણી પીને પોતાની તરસ મટાડે છે અને ઉંઘમાં ઘેરાયેલી વ્યક્તિ પણ પર્યંક, પથારી કે ઓશીકાની દરકાર નહિ કરતાં વખતે ખુલ્લી જમીન ઉપર પણ સુઇ રહે છે.

આજ ન્યાયે રાજકુમારી ફ્લોરેન્સ પણ કામદેવના પાશમાં સપડાયેલી હોવાથી તેને કોઇપણ વસ્તુનું ભાન ન હતું. અરે જેને પોતાના દેહનું પણ ભાન ન હોય તેને અન્ય વસ્તુનું ભાન ક્યાંથી હોઇ શકે? તદનુસાર રાજકુમારી ફ્લોરેન્સ પણ પ્રેમમાં પરવશ બનીને પોતાના દેહનું ભાન પણ ભૂલી ગઇ હતી. કામદેવે તેને પોતાના બાહુઓમાં ખરેખરી સપડાવી હતી. ઇરલામી સેનાધ્યક્ષના દર્શન થતાંજ કામદેવે તેના અંતઃકરણમાં પ્રવેશ કર્યો હતો. તેથી તે પોતાના પ્રિય-

નામમાં તન્મય બની ગઇ હતી. તેની નસેનસમાં કામવિકાર વ્યાપી ગયો હતો. એટલુંજ નહિ પણ તેના નેત્રોમાં તો કામ વિકાર સ્પષ્ટ જણાઇ આવતો હતો. આવી રીતે તે કામવિકારમાં ઘેરાયેલી હોવાથી તેને પોતાના સખિઓનો સમાગમ પણ ગમતો ન હતો. ભોજન પણ ભાવતું ન હતું. નિદ્રા પણ આવતી ન હતી અને કામકાજમાં ચિત્ત લાગતું ન હતું. ઉસમાનની સુરમ્ય પ્રતિમા તેના હૃદયમાં કોરાઇ ગઇ હતી અને નેત્ર આગળથી લેશ માત્ર પણ દુર ખસતી ન હતી. પ્રત્યેક વસ્તુમાં તેને પોતાના પ્રિયત્તમનોજ ભાસ થતો હતો. કેમ જાણે તે અનેક રૂપ ધરીને દુર્ગમાં વ્યાપી ગયો ન હોય? કોઇવાર વિચાર કરતાં કરતાં સાક્ષાત ઉસમાન તેની સામે આવ્યો હોય એવો ભાસ થતાં તે તેને ભેટવાને દોડતી, પણ તે નહિ જોવામાં આવતાં નિરાશ થઇને પોતાના પર્યંક ઉપર બેસી જતી. તે વખતે તેના હૃદય ઉપર સખ્ત આઘાત થતો હતો. રાત્રે નિદ્રામાં પણ પોતાના પ્રિયત્તમનો વિચાર આવતાં તે ઝબકીને જાગી ઉઠતી. પણ તે નહિ જોવામાં આવતાં તેને પોતાની કલ્પનાનું પરિણામ સમજીને પુનઃ સૂઇ રહેતી. આ પ્રમાણે રાજકુમારી ફ્લોરેન્સે પ્રેમમાં પરવશ બનીને પોતાની સખિ એલીઝાબેથ સાથે પોતાના પ્રિયત્તમને જે ભેટ મોકલાવી હતી તે આપણે આગળ જોઇ ગયા છીએ. એલીઝાબેથના ગયા પછી એકાંતનો લાભ મળતાંજ તે પુનઃ પોતાના પ્રિયત્તમના વિચાર કરવા લાગી. વિચાર કરતાં કરતાં આ ઉદ્દગારો અનાયાસે તેના મૂખમાંથી નિકળી પડયા. "હું આવી પરવશ કેમ બની ગઇ છું તે કાંઇ સમજાતું નથી. પીડ્યું ચિત્ત ચંચળ થઇ ગયું છે અને તે પણ મારૂં કહ્યું માનતું નથી. કોણ જાણે આ શું થઇ ગયું છે? કાંઇ સમજાતું નથી. હવે કોની પાસે જવું? કોની સલાહ લેવી? સખિઓને પણ અંત-

રના ઉમળકા કેમ કહી શકાય ? ત્યારે કોને કહું ? ક્યાં જાઉં ? જ્યા
રથી ઇસ્લામી સેનાધ્યક્ષને જોયા છે, ત્યારથી મારી આવી સ્થિતિ
થઇ ગઇ છે. તેમણે મારા ઉપર મોહિની મંત્રનો પ્રયોગ તો અજ
માવ્યો નહિ હોય ? કેમ કહી શકાય ? આવી સ્થિતિ મેં આજ સુધ
કદી પણ અનુભવી નથી.

આજે પ્રથમજ તેનો અનુભવ થાય છે. શું આ કાંઇ વ્યાધિ
હશે ? ના, ના, વ્યાધિ હોય તો શરીરમાં આવી ચંચળતા ન હો
ત્યારે આ શું હશે ? મને તો કાંઇ પણ સમજણ પડતી નથી. મ
હૃદય પણ મારા કબજામાં નથી. તેણે પણ તેમનું આધિપત્ય સ્વીકા
છે. મારા મનમાં કદી પણ ન અનુભવી હોય એવી ભાવનાઓ થા
છે. હૃદય હરાઇ ગયું છે, ચિતડું ચોરાઇ ગયું છે અને મનડું ધવા
ગયું છે. ભોજન અને નિદ્રાનો પણ અભાવ થઇ ગયો છે અને કામ
કાજમાં પણ ચિત્ત લાગતું નથી. આ પર્યંક, આ ઓશીકું, આ દુગ
અરે સઘળું વાતાવરણ ઉસ્માનમય બની ગયું છે. હું જ્યાં જ
દૃષ્ટિ કરૂં છું ત્યાં ત્યાં તેમનાજ દર્શન થાય છે. શું તે સર્વવ્યા
હશે ? ના, ના, સર્વવ્યાપક તો કેવળ ઇશ્વરજ છે. તો આ શું હશે
મને વ્યાકુળ બનાવવા માટે તે ગૂહતરૂપ ધરીને તો અહિં આવ
નહિ હોય ? ના, ના, તેમ પણ નથી. જો તેમજ હોય તો હું તેમ
સ્પષ્ટ કેમ જોઇ ન શકું ? તેમજ આલિંગન પણ કેમ ન કરી શકું
આ તો કેવળ મારા મનની ભ્રમણાજ છે. ગમે તેમ હોય પણ
તો હું છેક હારી ગઇ છું અને મને લેશ માત્ર પણ ચેન પડતું ન
હવે આનો શો ઉપાય કરવો ? રડ્યો ઉપાય પણ જડતો નથી અ
પુછવું પણ કોને ? હા, હા, ઠીક યાદ આવ્યું. મેં સહીઓની
સાથે ઉસ્માનને બોલાવ્યા છે. તે હમણા આવતા હશે. તેમનેજ પૂ

જોઉં, કદાચ તે કાંઇ ઉપાય બતાવી શકશે. ના, પણ હું ભૂલું છું. પરપુરૂષ સાથે આવી વાતો કેમ થઇ શકે? યુવાવસ્થાએ પહોંચેલી યુવતીએ પરપુરૂષ સાથે વાર્તાલાપ કરવો એ નીતિશાસ્ત્રની વિરૂદ્ધ છે એ હું કેમ ભૂલી જાઉં છું? પણ મારૂં અંતઃકરણ આ વાતની શાક્ષી પુરતું નથી. કેમ વારૂ? તેનું શું કારણ હશે? કાંઇ સમજાતું નથી. પણ હું કેમ ભૂલું છું? પીટયું હૃદય પણ તેમનેજ વશ થઇ ગયું છે. તે પણ તેમનોજ પક્ષપાત કરે છે. તો શું મારે પણ તેને આધીન થઇને સઘળી વાત તેમને કહી દેવી? હા. હવે તો એજ નિશ્ચય. તેમ કર્યા વિના છુટકો નથી. તેમજ તેના સિવાય અન્ય ઉપાય પણ નથી. પણ જો તે મારી વાત સાંભળીને હસશે તો? ના, ના, તે એવા નથી અને હસે તો હસવા દો. તેની મને દરકાર નથી. માત્ર હાસ્યનાજ ભયથી વાત ગુપ્ત રાખવી અને વિરહાવસ્થા ભોગવવી એ શું ડહાપણ ભરેલું છે? ના, ના, કદી નહિ. માત્ર હાસ્યનાજ ભયથી હું તેને મારા અંતઃકરણની વાત કહ્યા વિના રહી શકતી નથી. પણ તે મારો સ્વીકાર કરશે એની ખાત્રી શી? તેમના મુખ ઉપરથી તો તે ઘણા દયાળુ જણાય છે. મને આશા છે કે તે મારી માગણી અવશ્ય સ્વીકારશે. જો તે મારી માગણી સ્વીકારે તોપણ પિતાશ્રી આ વાત સ્વીકારશે કે કેમ એ અનિશ્ચિત અને સંદેહયુક્ત છે. એક વિધર્મી સાથે લગ્ન કરવાની પિતાશ્રી સમ્મતિ આપે એ સંભવીત તો નથી. પછી તો કોણ જાણે? સઘળાં સંજોગો જોતાં પિતાશ્રી કદાચ સમ્મત પણ થાય. કેમકે તેમાં તેમને પણ લાભ છે. ખ્રિસ્તી રાજકુમારીઓએ મુસલમાનો સાથે ક્યાં લગ્ન કર્યાં નથી? તો પછી મને શો વાંધો હોય? હું પિતાશ્રીને સમજાવીશ. જો તે માનશે તો ઠીક છે. નહિ તો છેવટે મારૂં સુજતું કરી લઇશ. પણ હેં! આ

કોણ ? અરે, એતો એજ. આવો, આવો, વ્હાલા. દુર કેમ ઉભા છો ? મારી પાસે આવો. રડયો મદન મને સતાવે છે. તેણે મને પોતાના બાહુમાં સપડાવી છે. મને તેના પાસમાંથી છોડાવો. પણ હેં, તમે રીસાઇ કેમ ચાલ્યા ? મારો કાંઇ અપરાધ થયો હોય તો ક્ષમા કરો હું તમારે પગે પડું છું. અરે એતો ચાલ્યા ! વ્હાલા ! જરા ઉભા રહો. હું તમારી પાસેજ આવું છું. ના, ઉભા રહો તો તમને મારા શપથ છે, અરે તેતો મારા શપથને પણ ગણકારતા નથી. શું તેમને મારા ઉપર પ્રેમ નહિ હોય ? ના, ના, એમ હોઇ શકેજ નહિ અને જો તેમજ હોત તો તે મારૂં આમંત્રણ સ્વીકારીને દુર્ગમાં આવતાજ કેમ ? ત્યારે આજે એમને શું થઇ ગયું છે ? અરે ! પણ આ શું ? આ શો ચમત્કાર ? આ હું શું જોઉં છું ? જાગું છું કે ઉંઘું છું ! આ મેં શું જોયું ? અહિંઆં તો કોઇ નથી. તો શું એ અહિં આવ્યા નહિ હોય ? જો તેમજ હોય તો મેં જોયું એ શું ? શું તે મારા મનની કલ્પનાજ હશે ? ખરેખર, તેમજ છે. એલીઝાબેથ પણ ન આવી. તેને વિલંબ કેમ થયો હશે ? શું તેમણે અહિં આવવાનો ઇન્કાર તો નહિ કર્યો હોય ? ના, ના, એમ તો બને શકેજ નહિ. આ તો મારા મનની ખોટી ભ્રમણાજ છે, હમણાં તે આવતા હશે.” આ પ્રમાણે રાજકુમારી પોતાના પર્યંક ઉપર બેસી વિચાર કરી રહી છે, એટલામાં એલીઝાબેથે ઉસમાન સહ દુર્ગમાં પ્રવેશ કર્યો. પોતાના પ્રિયત્તમને જોતાંજ રાજકુમારી શરમાઇને પર્યંક ઉપરથી ઉભી થઇ ગઇ. અને નીચી નજરે એક બાજુએ ઉભી રહી. એટલે ઉસમાને પર્યંક ઉપર આસન લીધું. તેના બેઠા પછી એલીઝાબેથે રાજ્યકુમારીનું હાસ્ય કરતાં કહ્યું “લો ! સખિ ! હું તમારા કહેવા પ્રમાણે તમારા પ્રાણનાથને તેડી લાવી છું. હવે તમે જાણો અને :

જાણે. હું તો મારે આ ચાલી." એમ કહીને તેણે ચાલવા માંડ્યું. એટલે તેના વસ્ત્રનો છેડો પકડતાં રાજકુમારીએ કહ્યું "સખિ ! મને અહિં એકલી મુકીને ક્યાં જાઓ છો ? તમે તો મારી પાસેજ રહો." આના પ્રતિઉત્તરમાં એલીઝાબેથે હસતાં હસતાં કહ્યું "સખિ ! તમે એકલાં ક્યાં છો ? આ તમારા સખા પણ તમારી પાસેજ છે. હવે તો તેમની સાથેજ પ્રેમની મીઠી મીઠી વાતો કરો અને અંતરના ઉમંગોને બહાર નિકળવાનો અવકાશ આપો. જો હું અહિં રહીશ તો તમારા પ્રેમ વિનોદમાં અંતરાય પડશે. હવે અહિં મારૂં કામ નથી આ." એમ કહીને ઉતાવળાં પગલે તે બીજા ખંડમાં ચાલી ગઇ. તેના ગયા પછી આ ખંડમાં રાજકુમારી અને ઉસમાન એજ રહી ગયા. આ પ્રમાણે એકલા હોવા છતાં પણ લજ્જાના ભારથી દબાઇને પ્રેમીક કે પ્રેમિકા ઉભયમાંથી કોઇની પણ એક શબ્દ સરખો ઉચ્ચારવાની હિમ્મત ચાલી નહિ. અર્થાત તે પ્રેમી યુગલ સર્વાંશે મૂક બનીને બેસી રહ્યું. જો કે આ પ્રમાણે તેઓ ચુપચાપ બેઠા હતા, પણ તેમના ચક્ષુઓ પોતાની ગુપ્ત ભાષામાં પ્રેમાલાપ કરી રહ્યાં હતા અને હૃદયદ્વારા માનસિક સંદેશા પણ ચાલી રહ્યા હતા. રાજકુમારી પર્યંકની એક બાજુએ ઉભી રહીને નીચી નજરે પણ વગર નિમેષે પોતાના પ્રિયત્તમને નિહાળી રહી હતી અને તેના મુખરૂપી ચંદ્રમાંથી ઝરતા અમીરસનું પાન કરી રહી હતી. જેમ જેમ તે પોતાના પ્રિયત્તમને જોતી ગઇ, તેમ તેમ તેની પ્રીતિમાં વધારો થતો ગયો. તે રોમાંચિત થઇ ગઇ અને તેની રોમાવલિ તેના પ્રિયત્તમને ભેટવાને માટે ઉત્સુક થઇ હોય એમ ઉભી થઇ ગઇ. તેનું સર્વાંગ પોતાના પ્રિયત્તમને ભેટવાને ઉત્સુક જણાવા લાગ્યું. તેના સુકોમળ મનોહર અને ચિત્તાકર્ષક અવયવો ખીલવાં લાગ્યાં. આ તરફ રાજકુમારી ફ્લોરેન્સ

એકાગ્રચિત્તે પોતાના હૃદયવલ્લભને નિહાળી રહી છે અને બીજી બાજુએ ઉસમાન પ્રેમ નિપુણ દ્રષ્ટિથી પોતાની હૃદયવલ્લભાને નિહાળી રહ્યો છે. ઉભયમાંથી કોઇની પણ બોલવાની હિમ્મત ચાલતી નથી. રાજકુમારી વિહવળ હોવા છતાં સ્ત્રીઓના સ્વભાવાનુસાર તેનામાં આઠ ગણી લજ્જા હોવાથી બોલવાને ઉત્સુક હોવા છતાં પણ બોલી શકતી નહિ. આ પ્રમાણે કેટલાક સમયપર્યંત મૌન્ય રહ્યા પછી મૌન્ય-વ્રતનો ભંગ કરતાં ઉસમાને કહ્યું. "હૃદયવલ્લભે ! મને શા માટે બોલાવ્યો હતો તે કૃપા કરીને કહીશ ? એલીઝાબેથ સાથે તો ઘણું ઘણું કહેવરાવ્યું હતું. પણ હવે કેમ મૌન્યવ્રતનો અંગીકાર કર્યો. ? શું આ પ્રદેશમાં પરોણાઓની આગતાસ્વાગતા આવીજ રીતે થાય છે કે? હવે લજ્જાનો ત્યાગ કરીને જે કાંઇ કહેવું હોય તે સુખેથી કહે. આપણા બે સિવાય અન્ય કોઇ પણ નથી. માટે પ્રેમના ઉભ-રાઓને હૃદયમાંજ સમાવી નહિ રાખતાં તેમને બહાર નિકળવાનો અવકાશ આપ. પ્રિયે ! જો મારો કાંઇ અપરાધ થયો હોય તો હું તારી ક્ષમા ઇચ્છું છું. કૃપા કરીને તારા મધુર વેણુ સંભળાવ. હું તે સાંભળવાને માટે તૃષ્ણા ચાતકની પેઠે આતુર છું. માટે મને નિરાશ ન કર. પ્રાણેશ્વરી ! આમ ક્યાં સુધી ઉભી રહીશ ? તારા સુકોમળ ચરણો થાકી જશે. આવ મારી પાસે બેસ અને પ્રેમાલિંગન કરીને યુવાવસ્થાનું સાર્થક કર." એમ કહીને ઉસમાને પોતાની પ્રિયત્તમાનો હાથ પકડીને તેને પોતાની પાસે પર્યંક ઉપર બેસાડી. પરંતુ તેના હૃદય ઉપરથી લજ્જાનો ભાર ન્યુન થએલો ન હોવાથી હજી સુધી તે નીચી દ્રષ્ટિથી ઉંચી દ્રષ્ટિ કરતી ન હતી. આ પ્રમાણે નીચી દ્રષ્ટિએ બેઠેલી હોવા છતાં તે આડકતરી નજરે પોતાના પ્રિયત્તમ ઉપર પો-તાના ચપળ નેત્રોરૂપી ધનુષ્યમાંથી કટાક્ષરૂપી શર ફેંકવાને ચુકતી

નહિ. આ પ્રમાણે હજી પણ તેને મૌન્ય બેઠેલી જોઇને તેના પ્રેમની પરીક્ષા કરવાના હેતુથી ઉસમાને પર્યંક ઉપરથી ઉભા થતાં કહ્યું “પ્રિયે! તને મારો અનુગ્રહ હોય એમ લાગતું નથી. તેથી હવે હું રજા લઉં છું.” એમ કહીને તેણે એક ડગલું આગળ ભર્યું કે તરતજ રાજકુમાએ તેનો હાથ પકડીને તેને પોતાની પાસે બેસાડતાં કહ્યુંઃ પ્રાણવલ્લભ ! હવે જાઓ છો ક્યાં ? હવે તમારાથી જવાય એમ નથી. શું પ્રેમ બંધન કદી તુટેલું સાંભળ્યું છે કે ? આટલીવારમાં જવાનું કેવું? હવે તો સદાકાળ અહિંજ રહેવું પડશે. હજી તો મારે આપનો ન્યાય કરવાનો છે. કેમકે આપ મારા અપરાધી છો.”

“હેં, અપરાધી ? આ શું કહે છે ? કેવો અપરાધ ? મેં તારો શો અપરાધ કર્યો છે ? કહે, કહે, સત્વર કહે.” ઉસમાને આશ્ચર્યયુક્ત ભાવ દર્શાવતાં કહ્યું.

“હાં ! બોલતાં તો ઠીક આવડે છે. જાણે કાંઇ સમજતાજ ન હોય. વાહરે ! મારા કામણગારા અને વાહરે ! તમારી કળા. તમારી કપટકળા તો કાંઇ ઓરજ છે. કહો કહો, પ્રાણેશ આવી કપટ કળા ક્યાંથી શીખ્યા ?” રાજકુમારીએ પોતાના પ્રિયત્તમને કટાક્ષ બાણથી ઘાયલ કરતાં હાસ્ય કરીને કહ્યું.

‘હેં ! વળી કામણગારો કેવો ? પ્રેમલીલા શી ? અને કપટકળા કેવી ? આ તું શું કહે છે ? હું તો આમાંનું કાંઇ પણ સમજતોજ નથી.” ઉસમાને આશ્ચર્ય દર્શાવતાં કહ્યું.

“શાના સમજો ! નાના બાળક ખરાને ! વાતો બનાવતાં તો ઠીક આવડે છે. કેમ જાણે કાંઇ જાણતાજ ન હોય ! વાહરે મારા ડાહ્યા ડમરા ! તમે તો છેકજ ભોળા જણાઓ છો. રતિશાળામાં મદન

મહેતાજી પાસે રતિશાસ્ત્ર કિંવા પ્રેમશાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી કે શું? પણ રખેને ગભરાતા! હું આપને સઘળું શિખવી દઇશ. પણ વ્હાલા! આ કેવો ન્યાય? કે ચોરી ને ઉપરથી શિરજોરી?"

રાજકુમારીએ હસતાં હસતાં પોતાના પ્રિયત્તમના કપોળ ઉપર પ્રેમસૂચક અંગૂલિ પ્રહાર કરતાં કહ્યું.

"હેં! ચોરી? કેવી ચોરી? મેં તારૂં શું ચોર્યું છે! આ કેવો આરોપ? વળી આ આરોપ ક્યાંથી શોધી કાઢ્યો? જ્યાં મારૂં પોતાનું સર્વસ્વ ચોરાઇ ગયું છે, ત્યાં હું બીજાની ચોરી ક્યાંથી કરી શકું? વળી આ રતિશાળા કેવી? મદન મહેતાજી કોણ? રતિશાસ્ત્ર શું? પ્રેમશાસ્ત્ર કેવો? હું તો કાંઇજ સમજતો નથી. માટે પ્રિયે! જે કહેવું હોય તે સ્પષ્ટ કહે." ઉસમાને હસતાં હસતાં કહ્યું.

"વ્હાલા! આમ જાણ્યા છતાં અજાણ્યા શા માટે થાઓ છો? અને જાણી જોઇને કાલાઘેલા શા માટે બનો છો? શું તમે મદનને પણ ઓળખતા નથી? આ શું કહેવાય? પણ કાંઇ ચિંતા નહિ. હું તમને બધું શિખવી દઇશ. કેમ શિખશો ખરાને?" રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું.

"હા, જો તું શિખવીશ તો હું ખુશીથી શિખીશ." ઉસમાને જવાબ આપ્યો.

"આપ શિખવાને આતુર છો તો હું પણ અવશ્ય શિખવીશ. પણ રતિશાળાના નિયમો ઘણા કઠણ છે એ જાણ્યું કે?" રાજકુમારીએ પોતાના પ્રિયત્તમને કટાક્ષ બાણથી ઘાયલ કરતાં કહ્યું.

"ના, ના, હું તો કાંઇ પણ જાણતો નથી. તુંજ કહેને. પ્રિયે! વિષયમાં ઘણી પ્રવિણ જણાય છે." ઉસમાને હસતાં હસતાં કહ્યું.

"તો સાંભળો! આપને ત્યાં બંધનમાં રહેવું પડશે અને આપ રતિપાઠ પઢતાં પઢતાં નાસી ન જાઓ એટલા માટે આપને શૃંખલાઓમાં જકડી લેવા પડશે અને બેડીઓ પહેરાવવી પડશે. વળી મદનશાળાના પાઠાર્થી તરીકે ગળામાં ફાંસો પહેરાવવો પડશે. કેમ છે કબુલ? કબુલ હોય તો હું શિખવવાને માટે તૈયાર છું." રાજકુમારીએ નિજ પ્રિયત્તમ તરફ પોતાના નેત્રોમાંથી અમીવૃષ્ટિ વરસાવતાં કહ્યું.

"શિક્ષા તો ઘણી કડણ છે. પરંતુ કાંઇ નવો અનુભવ મળશે એવા હેતુથી હું તેનો સ્વીકાર કરૂં છું. પણ વારૂ! શૃંખલાઓ કેવી હશે?" ઉસમાને અજાણપણું દર્શાવતાં કહ્યું.

"ઘણી કોમળ અને આનંદદાયક. તેનાથી આપને કાંઇ પણ હાનિ થશે નહિ. પણ ઉલટો આનંદ થશે. તે વિષે આપ નચિંત રહો." રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું.

"શૃંખલાઓ અને વળી કોમળ! આશ્ચર્ય! આ તું શું કહે છે? આ વાત મારા તો માન્યામાં આવતી નથી." ઉસમાને આશ્ચર્ય બતાવતાં કહ્યું.

"હાજી. કોમળ. અને કોમળ પણ એવી કે તેમાંથી નિકળવાનું પણ ન ગમે. એતો જ્યારે આપ તેનો અનુભવ લેશો ત્યારેજ આપને ખબર પડશે. સમજ્યા મારા રસીલા?" રાજકુમારીએ પોતાના ભાવિ પ્રીતમ પરત્વે પ્રેમભાવ દર્શાવતાં કહ્યું.

"હા, સમજ્યો. મારી રંગીલી! પણ વારૂ, તે ફાંસો કેવો હશે? ફાંસો? એતો કહે?" ઉસમાને પ્રશ્ન પૂછ્યો.

"યથાસમયે સઘળું જાણવામાં આવશે. પરંતુ આપ આપના અપરાધના સંબંધમાં શું કહો છો? એતો કહો? એમ કરીને તે

વાત ઉડાવી નાખવી હશે. કેમ ખરૂંને? પણ હું કાંઇ એવી કાચી નથી કે સ્હેજમાં ભૂલી જાઉં." રાજકુમારીએ અપરાધ સંબંધી વાતનો પુનઃ ઉલ્લેખ કરતાં કહ્યું.

"હું ક્યાં કહું છું કે તું કાચી છે. તું તો ઘણી પ્રવિણ છે. હું તો તારી ચાતુરી જોઇને છક થઇ ગયો છું. મારો કાંઇ અપરાધ થયો હોય એવું કાંઇ મારી તો જાણમાં નથી." ઉસમાને પોતાનું નિર્દોષપણું બતાવતાં કહ્યું.

"ક્યાંથી જાણો? અપરાધીઓ કાંઇ પોતાના અપરાધ ઓછોજ કબુલ કરે છે. પણ એતો ન્યાયાધીશોનુંજ કામ છે કે તેમના અપરાધ શોધી કાઢીને તેમને યોગ્ય દંડ આપવો." રાજકુમારીએ ન્યાયાધીશોના કર્તવ્ય વિષે બોલતાં કહ્યું.

"આ સારો ન્યાય કે વગર અપરાધે શિક્ષા કરવી. પ્રિયે! આવો ન્યાય તું ક્યાંથી શિખી? જો મારો કાંઇ અપરાધ થયો હોય તો બતાવી આપ. હું તેનો ઉત્તર આપવાને માટે તૈયાર છું." ઉસમાને પોતાના અપરાધ વિષે શંકા દેખાડતાં કહ્યું.

"અપરાધ તે અપરાધ જેવો? નાથ! આપે ચોરી કરી છે." પોતાના પ્રિયત્તમનો અપરાધ બતાવતાં રાજકુમારીએ કહ્યું.

"ચોરી? કોની ચોરી? આ તે તું બોલે છે કે બકે છે? મેં શું ચોર્યું?" ઉસમાને જવાબ આપ્યો.

"નાથ! આપે મારી ચોરી કરી છે." રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું.

"પણ શું ચોર્યું એતો કહે?" ઉસમાને પ્રશ્ન પૂછ્યો.

"મારૂં હૃદય." રાજકુમારીએ જવાબ આપ્યો.

"ઘણી નવાઇ. હું તો આ વિષે કાંઇ પણ જાણતો નથી. હૃદયની ચોરી એતો મેં આજેજ સાંભળ્યું. હૃદયની તે વળી ચોરી થતી હશે? અને જો તારા કહેવા પ્રમાણે મારાથી તેવો અપરાધ થયોજ હોય તો હું તેનો દંડ આપવાને પણ તૈયાર છું." ઉસમાને શંકાયુક્ત ભાવથી કહ્યું.

"વહાલા! દંડ તો આપવોજ પડશે. તેમ કર્યા વિના છુટકો નથી. હું આપને શિક્ષા કરીશ અને અવશ્ય કરીશ." રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું.

"પણ કેવી શિક્ષા એતો કહે?" ઉસમાને પ્રશ્ન પૂછ્યો.

"હું આપને બેડીઓમાં જકડી લઇશ." રાજકુમારીએ પોતાના પ્રિયતમને કટાક્ષ બાણથી ઘાયલ કરતાં કહ્યું.

"હેં! બેડીઓ? કેવી બેડીઓ?" ઉસમાને પ્રશ્ન પૂછ્યો.

"વહાલા! આવી બેડીઓ." એમ કહીને રાજકુમારીએ પોતાના પ્રિયતમના ગળામાં હાથ નાખીને તેને પ્રેમાલિંગન કર્યું. ઉભય એકબીજાના આલિંગનથી રોમાંચિત થયા અને આખા શરીરમાં ગરમી વ્યાપી ગઇ. તેમને આલિંગન કરતાં જોઇને તેમના અવયવો પણ તેમની ઇર્ષા કરવા લાગ્યા અને તેઓ પણ પરસ્પર ભેટવાને આતુર જણાવા લાગ્યા. ઉસમાનના આલિંગનથી રાજકુમારી અને રાજકુમારીના આલિંગનથી ઉસમાન અર્થાત્ ઉભય પ્રેમિક પ્રેમીકાને અપૂર્વ સુખ પ્રાપ્ત થયું. તેઓ તેમાં સ્વર્ગસુખ માનવા લાગ્યા. કેટલીકવાર પર્યંત આવું અનુપમ અને અદ્દિત્ય સુખ ભોગવ્યા પછી ઉસમાને પોતાની પ્રિયતમાની બાથમાંથી નિકળી જતાં કહ્યું "પ્રિયે! તેં ન્યાય તો ઘણો સારો કર્યો? પરંતુ એતો કહે કે તું આવો અપૂર્વ ન્યાય

ક્યાંથી શિખી? હા, હા, સમજ્યો. કદાચ રતિશાળામાં મદન મહેતાજીએજ તને તે શિખવ્યો હશે. કેમ ખરૂં કે નહિ? પણ જો સંસારમાં સર્વત્ર આવોજ ન્યાય થતો રહે તો કોઇ અપરાધ કરતાં ડરેજ નહિ. તેમજ રાજકિય ન્યાયાલયોમાં તારાજ જેવાજ ન્યાયાધીશ હોય તો અપરાધીઓની સંખ્યા ઘણીજ વધી જાય. હૃદયવલ્લભે! તું ચોરી પકડવામાં ઘણી કુશળ છે. તેથી હું પણ તને તેવુંજ એક કામ સોંપવાની ધારણા રાખું છું. કેમ કરીશને?"

"ઘણી ખુશીથી! શું આપનું પણ કાંઇક ચોરાઇ ગયું છે?" રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું.

"હા. મારી એક અમુલ્ય વસ્તુ ચોરાઇ ગઇ છે." ઉસમાને જવાબ આપ્યો.

"તે શું વ્હાલા! એવી તે આપની કઇ વસ્તુ ચોરાઇ છે?" રાજકુમારીએ આશ્ચર્યચકિત થઇને પ્રશ્ન પૂછ્યો.

"હૃદય." ઉસમાને હસતાં હસતાં જવાબ આપ્યો.

"હેં શું હૃદય? આપનું હૃદય પણ ચોરાઇ ગયું કે? આપનો ચોર પણ મારા જેવોજ નિકળ્યો. પણ વારૂ, આપે તેને ચોરાવા કેમ દીધું.?" રાજકુમારીએ પોતાના પ્રિયત્તમને કટાક્ષ રૂપી શરથી ઘાયલ કરતાં કહ્યું.

"પ્રિયે! તે ચોર ઘણો કુશળ હતો. મારૂં તેની આગળ કાંઇ પણ ચાલ્યું નહિ. તેણે મારા ઉપર એવી તો મોહિની કરી કે હું તેને જોતોજ રહ્યો અને તે મારૂં હૃદય ચોરીને ચાલ્યો ગયો." ઉસમાને ચોર વિષે બોલતાં કહ્યું.

"પણ વારૂ! તે ચોર કોણ હતો એ આપ કહી શકશો?" રાજકુમારીએ આશ્ચર્યયુક્ત ભાવથી પ્રશ્ન પૂછ્યો.

" હા, બતાવી શકીશ. તે આબેહુબ તારા જેવોજ હતો. બિલકુલ તારા જેવોજ. મોઢું પણ આવુંજ, હાથ પણ આવાજ, વસ્ત્રો પણ આવાજ અને સ્વર પણ આવોજ. " ઉસમાને ચોર વિષે વધુ વિવેચન કરતાં કહ્યું.

" શું મારા જેવો ? વસ્ત્રો પણ આવાજ અને સ્વર પણ આવોજ. આ આપ શું કહો છો ? " પણ વારુ તે આપનું હૃદય ચોરીને ક્યાં ચાલ્યો ગયો. ? " રાજકુમારીએ શંકાયુક્ત ભાવથી પ્રશ્ન પૂછ્યો.

" આ દુર્ગમાં " ઉસમાને હસતાં હસતાં પ્રતીઉત્તર વાળ્યો,

" શું આ દુર્ગમાં ? ઘણી નવાઇ ? તે મારા દુર્ગમાં આવ્યો અને મેં તેને જોયો પણ નહિ. " રાજકુમારીએ નિજ સ્વામીના પ્રશ્ન વિષે શંકા ઉઠાવતાં કહ્યું.

" હા, આજ દુર્ગમાં. અને તું પણ તેને ઓળખે છે. તેમજ તે હજી પણ અહિંઆંજ છે. " ઉસમાને પોતાની પ્રિયત્તમાનો ઉપહાસ કરતાં કહ્યું.

" શું હું તેને ઓળખું છું ? એવો તે કોણ છે ? હું તો કાંઇ પણ જાણતી નથી. વળી જો તે આ દુર્ગમાંજ હોય તો મારા જોવામાં કેમ આવતો નથી. ? " રાજકુમારીએ પોતાના પ્રિયત્તમ ઉપર મદન શર ફેંકતાં પ્રશ્ન પૂછ્યો.

" ખરેખર, તે અહિંઆંજ છે અને આટલામાંજ છે. " ઉસમાને વળી હાસ્ય કર્યું.

" પણ ક્યાં છે એ તો કહો ? " રાજકુમારીએ દુર્ગમાં સઘળી જગ્યાએ એકવાર દ્રષ્ટિપાત કરતાં કહ્યું.

" આ રહ્યો. " ઉસમાને હસતાં હસતાં કહ્યું.

" ક્યાં છે ? તે મારા જોવામાં તો આવતોજ નથી. " રાજકુમારીએ પ્રશ્ન પૂછ્યો.

" આ રહ્યો. તે મારી પાસેજ છે. " ઉસમાને પોતાની પ્રિયતમાનું અટ્ટહાસ્ય કરતાં કહ્યું.

" ક્યાં છે ? આપની પાસે તો હુંજ છું. " રાજકુમારીએ પોતાની આસપાસ એકવાર દ્રષ્ટિપાત કરતાં કહ્યું.

" તો વ્હાલી તુંજ ! ખરેખર મારૂં હૃદય તેંજ ચોરી લીધું છે. કેમ ? હવે ચોરને ઓળખ્યો ? " ઉસમાને વળી હાસ્ય કર્યું.

" શું આપનું હૃદય મેં ચોર્યું ? વ્હાલા ! આ કેવો આરોપ ? હું તો કાંઇજ જાણતી નથી. " રાજકુમારીએ પોતાનું નિર્દોષપણું બતાવતાં કહ્યું.

" હવે શાની જાણે ? વારૂ દુર્ગની બારીમાંથી કોણ જોતું હતું ? વળી દુર્ગની અગાશી ઉપરથી મને કોણ નિહાળી રહ્યું હતું ? અને એલીઝાબેથ સાથે મને ઉપહાર કોણે મોકલ્યો હતો ? એ તું હતી કે કોઇ બીજું ? " ઉસમાને પોતાની પ્રિયત્તમાના સુંદર અવયવોનું નિરિક્ષણ કરતાં કહ્યું.

" હા, તે તો હુંજ હતી અને જો તેજ મારો દોષ ગણવામાં આવતો હોય તો હું આપને હાથે શિક્ષા સહન કરવાને માટે તૈયાર છું. પણ વ્હાલા ! આપ શિક્ષા કરશોજ ? ક્ષમા નહિ કરો ? રાજકુમારીએ પોતાના અપરાધનો સ્વીકાર કરતાં કહ્યું.

" ક્ષમા કેવી ? હું શિક્ષા તો અવશ્ય કરીશજ. કેમકે તે વિના

તું પાંસરી થાય એવી નથી. ” ઉસમાને શિક્ષા કરવાની પોતાની ઇચ્છા દર્શાવતાં કહ્યું.

“ પણ કેવી શિક્ષા કરશો એતો કહો ? ” રાજકુમારીએ શિક્ષા વિષે પ્રશ્ન પૂછયો.

“ જો આવી. ” એમ કહીને ઉસમાને પોતાની પ્રિયત્તમાના ગળામાં હાથ નાખતાં તેના ચંદ્ર સદશ મનોહર, ચિતાકર્ષક અને અમૃત કરતાં પણ વિશેષ માધુર્યવાળા કપોળ ઉપર એક ચુંબન કર્યું. નિજ સ્વામીનાથના ઓષ્ટનો સ્પર્શ થતાંજ રાજકુમારીના સુંદિર કપોળ ઉપર શરમના શેરડા પડી ગયા અને તેનો રંગ બદલાઇને ગુલાબી થઇ ગયો. જાણે ગુલાબના ફુલ. ઉસમાનને તેમાં અપૂર્વ સુખ મળ્યું. જાણે પોતે સ્વર્ગમાં બેસીને અમૃત પાન કરી રહ્યો હોય એવો આનંદ તે અનુભવવા લાગ્યો. તેમજ રાજકુમારીને પણ તેમાં કાંઇ ઓછો આનંદ મળ્યો ન હતો, તે તો અત્યારે સ્વર્ગ કરતાં પણ અધિક સુખ અનુભવી રહી હતી. તે તો એવુંજ ઇચ્છતી હતી કે ક્યારે તેનો સ્વામીનાથ તેને બીજા દશ બાર ચુંબનો કરે ? તે નીચી નજરથી પોતાના સ્વામીનાથને પોતાને વધુ સુખ આપવાને વિનવતી હોય એવી લાગતી હતી. પોતાના સ્વામીનાથની આવી પ્રેમ નિપૂર્ણ અને આનંદપ્રદ ચેષ્ટા અનુભવીને તેણે હસતાં હસતાં કહ્યું. “ વ્હાલા ! આપનો આનોજ ન્યાય કે ? અપરાધ કોણે કર્યો અને શિક્ષા કોને કરી ? અપરાધ તો હ્રદયે કર્યો હતો. તો બિચારા કપોળનો શો દોષ કે આપે તેને શિક્ષા કરી ? કેમ ? આપનો પણ આ દોષ ખરો કે નહિ ? કહો વારૂ ! હવે આપને શી શિક્ષા કરૂં ? ”

“ હા. મારી ભૂલ થઇ છે. હું મારો દોષ સ્વીકારૂં છું અને

તેને માટે જે શિક્ષા થાય તે સહન કરવાને તૈયાર છું. પણ વારૂ ! તું મને શી શિક્ષા કરીશ ? " ઉસમાને પ્રશ્ન પૂછ્યો.

" વ્હાલા ! આપે મને જે શિક્ષા કરી છે, તેવીજ શિક્ષા આપને પણ ભોગવવી પડશે. કેમ છે કબુલ ?" રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું.

" વહેવારમાં ના કહેવાય કેમ ? તારૂં મન ચાહે તેવી શિક્ષા કરી લે." ઉસમાને જવાબ આપ્યો.

" વ્હાલા ! હું ભુલું તેવી નથી. હું પણ આપના જેવીજ શિક્ષા કરીશ. ચાલો તૈયાર થાઓ." રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું.

" હું તો તૈયારજ છું." ઉસમાને જવાબ આપ્યો.

" તો હું પણ તૈયાર છું." એમ કહીને રાજકુમારીએ પોતાના પ્રિયત્તમના ઓષ્ટ ઉપર ઉપરા સાપરી કેટલાંક ચુંબનો કર્યા. આ પ્રેમ ચેષ્ટા કરતાં કરતાં રાજકુમારીએ કહ્યું. " હૃદયશ્વેર ! આપ ચોરી કરવામાં તો નિપુણ છો. આપે એવી તો સફાઇથી મારૂં હૃદય ચોરી લીધું કે તેમાં મારો કાંઇ પણ ઉપાય ન ચાલ્યો. તેમ હું તેમાં કાંઇ પ્રત્યવાય પણ કરી શકી નહિ. કોણ જાણે આપે મારા ઉપર મોહિની યંત્રનો પ્રયોગ અજમાવ્યો, જાદુનો પ્રયોગ કર્યો? કામણુ કર્યું ? કે શું કર્યું ? એ કાંઇ સમજાતું નથી. ખરેખર, મને તો આપ જાદુગરજ જણાઓ છો, આપના નેત્રોમાં કાંઇ અજબ મોહિની છે અને આપની જિવ્હામાં કાંઇ અપૂર્વ વર્ચસ્વ રહેલું છે. આપે મારા ઉપર પ્રેમની ભૂરકી નાખીને મને ભોળવી લીધી છે. આપના સિવાય મને અન્ય કાંઇ વસ્તુ ગમતી નથી. ઘડી ઘડીએ બસ એજ ઇચ્છા થાય છે કે આપને મારી પાસે બેસાડીને આપનું મુખરૂપી ચંદ્ર

નિરખ્યા કરૂં વ્હાલા ! આપનામાં કાંઇ એવી મોહિની રહેલી છે કે આપને જોતાંજ મદમાતી માનિનીઓના પણ માન ભંગ થઇ જાય. કોણ જાણે આજ સુધી કેટલીએ કામિનિઓ આપને પોતાનું સર્વસ્વ અર્પણ નહિ કરી ચુકી હોય ? ખરેખર, આપની કળા અપૂર્વ છે. પ્રાણનાથ ! આવી અપૂર્વ કળા કોની પાસેથી શિખ્યા છો ? "

" પ્રિયે ! તું મને શું કહે છે ? સ્વયં તારી કળાઓ ક્યાં ઓછી છે ? તું પોતેજ જાદુગરી છે. અરે તારૂં આખું અંગ જાદુથી ભરપુર છે. એટલુંજ નહિ પણ તારી રગેરગમાં જાદુ ભરેલું છે અને તારાં નેત્રો તો જાદુથી ઉભરાઇ જાય છે. જાણે મદનશરજ જોઇ લો ? માત્ર એકજશર પ્રહાર અને બેડો પાર. તારાં મદનશર હું તો સહન કરી શકતો નથી. તે વિષથી ખરડાયલી બરછી જેવાં છે. તેમણે મારૂં અંતઃકરણ વિંધી નાખ્યું છે. જોને તે હજી પણ ક્યાં જંપે છે ? અરે પાછો શર પ્રહાર ? ધનુષ્યમાંથી બાણ છુટયું. આ આવ્યું, અરે તે મારા હૃદયમાં પેસી ગયું. અહા ! હું ઘવાઇ ગયો. વ્હાલી ! હવે તું તારા મદનશરને કબજામાં રાખે તો સારૂં. વળી આ કપોળમાં ક્યાં જાદુ નથી ? હું તો તેમને જોઇને સ્તબ્ધજ બની ગયો છું. મારા નેત્રો ઠરી ગયાં છે અને મારી દ્રષ્ટિ તો તેમના ઉપરથી જરાએ ખસતી નથી. તેઓ એટલાં તો આકર્ષક છે કે હું આટલે દુર હોવા છતાં પણ મારા ઓષ્ટ તેમના તરફ ખેંચાઇ રહ્યાં છે અને આ કનક કળશ ! અહા ! તેમના તો કેટલાં વખાણ કરૂં ? તેમની શક્તિનો તો પારજ નથી. તેમનામાં લોહચુંબકના જેવી શક્તિ છે. જેમ લોહચુંબક લોઢાને ખેંચે છે, તેમ તેઓ મારા કરોને પોતાની તરફ ખેંચી રહ્યાં છે. વળી તેઓ અદ્રશ્ય હોવા છતાં પણ મારા અંતઃકરણને ભેદી નાખે છે અને આ કેળી સ્થંભો ! તે તો જાણે કામ

મંદિરના સુવર્ણ થાંભલાઓ. તેમની શોભા તો પારાવાર છે. પોતાની આવી અપરંપાર શોભાને લીધેજ તેમને પડદામાં રહેવું પડે છે. આ પ્રમાણે પડદામાં હોવા છતાં પણ જાણે પારદર્શક ન હોય તેમ હું તો તેમને બરાબર નિહાળી શકું છું. મારી દ્રષ્ટિ તો તેમના ઉપરજ ચોંટી રહી છે. હવે કહે વારૂ જાદુગર તું છે કે હું?' એમ કહીને ઉસમાને પોતાની પ્રિયત્તમાના ચંદ્રસદશ ગોરા ગાલ ઉપર પ્રેમસુચક અંગૂલિ પ્રહાર કર્યો. આના જવાબમાં રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું "પ્રાણેશ! જેને કમળો થયો હોય તે સઘળું પીળું દેખે" એ કહેવત તો આપે સાંભળી હશે. તદનુસાર આપ પોતે જાદુગર હોવાથી બીજાઓને પણ તેવાજ જુઓ એમાં કાંઇ પણ નવાઇ નથી. બાકી હું તો જાદુ માદુ કાંઇ પણ જાણતી નથી. તેમજ આપના કહેવા પ્રમાણે મારા અંગમાં પણ જાદુ ભરેલું નથી. કોણ જાણે આપે મારા ઉપર કેવું જાદુ કર્યું છે કે મારૂં સર્વાંગ આપના તરફ ખેંચાઇ રહ્યું છે અને મારૂં પ્રત્યેક અંગ આપના દર્શનને માટે આતુર બનીને વસ્ત્રો-રૂપી દુર્ગમાંથી બહાર નિકળવાને આતુર થઇ રહ્યું છે. આપની પાસે કાંઇ એવી વસ્તુ અવશ્ય હોવી જોઇએ કે જેનામાં મારા સર્વાંગનું આકર્ષણ કરવાની અપૂર્વ શક્તિ રહેલી હોય. કહો વ્હાલા! આપની પાસે એવી તે કઇ વસ્તુ છે, કઇ કળા છે કે જેણે મારા સર્વાંગનું આકર્ષણ કરીને મને ઘેલી કરી નાખી છે? કહો, કહો, ચૂપ કેમ થઇ ગયા?" એમ કહીને રાજકુમારીએ પોતાના પ્રિયત્તમના ગાલ ઉપર પ્રેમ સુચક અંગુલિ પ્રહાર કર્યો. આના પ્રતિઉત્તરમાં ઉસમાને હસતાં હસતાં કહ્યું "ભલે એમ તો એમ. પરંતુ એટલું તું પણ સ્વીકારીશ કે જ્યાં મીઠાશ હોય છે ત્યાંજ મક્ષિકા જાય છે અને મધુકર પણ પરાગની આસપાસજ ગુંજારવ કરે છે. અર્થાત મક્ષિકા સદૈવ મીઠાશ

ઉપર અને મધુકર સદૈવ પરાગ ઉપરજ આકર્ષાય છે. તેમ હું પણ આ તારા વપુવાટિકામાં ખીલેલા અવનવિન અને ચિત્રવિચિત્ર કુસુમો ઉપરજ આકર્ષાયો છું. જો તારા વપુવાટિકામાં આવાં મનોહર સુમન ન હોત તો મારૂં આકર્ષણ કેમ થાત વારૂ? ખરેખર હું તારી નવ પ્રફુલ્લિત યૌવન વાટિકા ઉપરજ આકર્ષાયો છું. જેમ પુષ્પમાંથી નિકળતો મકરંદ ષટપદના આકર્ષણ રૂપ થાય છે, તેમ તારી યૌવન વાટિકામાં ખીલેલાં સુંદિર કુસુમો મમ હૃદયના આકર્ષણ રૂપ થયાં છે અને એતો તારે પણ કબુલ કરવુંજ પડશે. આ પ્રમાણે જ્યારે તારૂં યૌવન, તારૂં સાંદર્ય અને તારાં યૌવન કુસુમો મારાં આકર્ષણના કારણ રૂપ થયાં છે, ત્યારે આકર્ષણ કોનું? જાદુ કોનું? મોહિની કોની? અને કળા કોની એ તુંજ કહે વારૂ? હવે કેમ બોલતી નથી? ચુપ કેમ થઇ ગઇ? કહે, કહે, એ આકર્ષણ તારૂં કે મારૂં? કેમ હવે તો મહાત્ થઇને?" એમ કહીને ઉસમાને પોતાની પ્રિયત્તમા રાજકુમારી ફ્લોરેન્સના પુનમના ચંદ્રમા જેવા ગોરા ગાલ ઉપર એક મધુરૂં ચુંબન કર્યું.

"હા નાથ! હું મહાત્ થઇ. ભલા, હું આપની બુદ્ધિને કેમ પહોંચી શકું? આપ ક્યાં અને હું ક્યાં? આપનું વર્ચસ્વ ન્યારૂંજ છે. તેમ આપની કળાઓ પણ મારી સમજવામાં આવે તેમ નથી. પણ વારૂ! કુસુમ ભ્રમરને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે એમાં ભ્રમરનું આકર્ષણ પણ ખરૂં ને? જો તેમ ન હોય તો તે ભ્રમરને પોતાનું સર્વસ્વ કેમ આપી દે વારૂ? જેમ કુસુમ ભ્રમરનું આકર્ષણ કરે છે તેમ ભ્રમર પણ કુસુમનું આકર્ષણ કરતું હોવું જોઇએ. જો તેમ ન હોય તો તે મધુકરને પોતાની પાસે પણ કેમ આવવા દે વારૂ? આપણે પોતે ઘણીવાર જોઇએ છીએ કે કમળ પુષ્પ ભ્રમર નિકટમાં આવતાં તરતજ ઉઘડી જાય છે. એનું શું કારણ હશે? એ કદાચ

ભ્રમરના આકર્ષણુનેજ આભારી હોવું જોઇએ. તેજ પ્રમાણે જો મારા યૌવને આપનું આકર્ષણ કર્યું હોય તો આપે પણ તેનું આકર્ષણ કરેલું હોવુંજ જોઇએ. નહિ તો અરસપરસ અનુગ્રહ કેમ થાય વારૂ ! કહો હવે આપનું પણ આકર્ષણ ખરૂં કે નહિ ?" એમ કહીને રાજકુમારીએ હસતાં હસતાં પોતાના પ્રિયત્તમના ઓષ્ટ ઉપર એક મધુરૂં ચુંબન કર્યું.

"હા ખરૂં. એકવાર નહિ અને દશવાર ખરૂં. તું જીતી અને હું હાર્યો. હવે છે કાંઇ ? તેં તો ચોગરદમથી પૉ બાંધવા માંડયા છે. કેમ ખરૂં કે નહિ ?" એમ કહીને ઉસમાને હસતાં હસતાં પોતાના પ્રિયત્તમાના ગાલ ઉપર પ્રેમસુચક અંગૂલિ પ્રહાર કર્યો.

"ના નાથ, આમ ન કહો. પૉ તો આપે બાંધવા માંડયા છે અને મને તેમાં બાંધવા ધારી છે. પણ હું બંધાઉં તેવી કયાં છું ?" એમ કહીને રાજકુમારીએ હસતાં હસતાં પોતાના પ્રિયત્તમ ઉપર એક મદનશર ફેંકયું.

"ખરેખર, તું બંધાય તેવી નથી. બંધાયલો તો હુંજ છું. તે એવી તો જાળ બીછાવી છે કે તેમાંથી હું નિકળી શકતો નથી. તારી બીછાવેલી જાળોમાં ઇંદ્રજાળ કરતાં પણ અધિક ચમત્કાર રહેલો છે. આ શ્યામ અને મનોહર કેશપાશ તેતો જાણે રેશમના તાંતણાઓનો ગુંથેલો ફાંસો ! મારૂં ચિત્ત તેમાં એવું તો ફસાઇ ગયું છે કે તે બહાર નિકળી શકતુંજ નથી અને આ તારા સુડોળ બાહુઓ ! તેતો જાણે વજ્રની બેડીઓજ જોઇ લો. આવી સુકોમળ પણ મજબુત બેડીઓમાંથી હું બહાર નિકળવાને અશક્ત છું અને પેલા કંદળી સ્થંભો ! બસ, તેની તો કાંઇ ન પૂછો વાત ! તે તો લોહશૃંખલા સમાન છે.

જો તેમાં સપડાઇ ગયા તો પછી બહાર નિકળવું આકાશ કુસમવત્
પ્રિયે ! જ્યાં આવાં આવાં પ્રબળ બંધનો હોય ત્યાં માણસ સપડાઇ
જાય એમાં નવાઇ શી ? તદનુસાર હું પણ તારી બીછાવેલી જાળોમાં
એવો તો સપડાઇ ગયો છું કે તેમાંથી બહાર નિકળવું અશક્ય છે.
હવે તો મારે આખા આયુષ્ય પર્યંત આવા બંધનમાંજ રહેવું પડશે
કેમ ખરૂં કે નહિ ? "

આમ કહીને ઉસમાને પોતાની પ્રિયત્તમાના ગોરા ગાલ ઉપર
એક ચુંબન કર્યું.

" હા, ખરૂં છે. ભ્રમરોને તો બંધનમાંજ રાખ્યા સારા. કેમકે
તેઓ ઘણા ચંચળ હોય છે. જ્યાં કોઇ સુંદર કુસુમ જોયું કે બસ
તેનાજ થઇ ગયા. માટે તેમને તો બંધનમાંજ રાખવા જોઇએ. "
રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું.

" એ તો ઠીક ! પરંતુ રસભોગી ભ્રમર આ તારા વપુવાટિ-
કામાં ખીલેલા યૌવન કુસુમોનો રસ ચુંટી લેશે એનો કાંઇ વિચાર
કર્યો કે ? " ઉસમાને પોતાની પ્રિયત્તમાનું હાસ્ય કરતાં કહ્યું.

" તેમાં શું ખોટું છે ? કુસુમ તો ચુંટાવાને માટેજ હોય છે.
અને તે ચુંટાવાથી વાટિકા પણ ફળદ્રુપ થાય છે. પણ જો તેમને યથા
સમયે ચુંટવામાં ન આવે તો તેઓ કરમાઇ જાય છે. એટલુંજ નહિ
પરંતુ વાટિકા પણ ફળદ્રુપ થતી નથી. માટે કુસુમ તો ચુંટાએલાજ
સારાં. " રાજકુમારીએ હસતાં હસતાં જવાબ આપ્યો.

" ઠીક ! જેવી તારી ઇચ્છા ! ભ્રમરને આ વાત કયાં અમાન્ય
છે. તેતો સદૈવ તેને માટે તૈયારજ છે. " ઉસમાને હસતાં હસતાં કહ્યું.

આ પ્રમાણે તે પ્રેમી યુગલ પ્રેમ વિનોદ કરી રહ્યું છે, એટ-

લામાં એલીઝાબેથ ત્યાં આવી પહોંચી, એટલે દંપતીના વિનોદમાં વિક્ષોભ પડ્યો અને રાજકુમારી તરતજ પોતાના પ્રિયત્તમની સોડમાંથી ઉઠીને ઉભી થઇ ગઇ. એટલે એલીઝાબેથે હસતાં હસતાં કહ્યું "સખિ! હવે શા માટે શરમાઓ છો? અને શરમાવવાનું પ્રયોજન પણ શું છે? હવે તો પ્રેમરસ પીઓ અને પાઓ અને જેમ વેલો વૃક્ષને સદાકાળ વિંટળાયલોજ રહે છે, તેમ તમે પણ આ પ્રીયત્તમરૂપી વૃક્ષની વેલી બની જાઓ. લો, સખિ! તમારા પ્રાણનાથને પ્રેમનાં ચિન્હરૂપ આ પુષ્પહાર પહેરાવો." એમ કહીને તે પોતાની સખિને પુષ્પહાર આપીને ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી રાજકુમારીએ નિજ પ્રિયત્તમના ગલામાં પુષ્પહાર પહેરાવ્યો. એટલે ઉસમાને પોતાની પ્રિયત્તમાના નાજુક કર પકડીને હસતાં હસતાં કહ્યું "પ્રિયે! આવા સુંદર અને પ્રાકૃતિક હારની હાજરીમાં પુષ્પહારની શી આવશ્યકતા હતી? ખરેખર, મને તો આવા ક્ષુલ્લક પુષ્પહાર કરતાં પ્રકૃતિએ તને આપેલો આ સુંદર હાર વધારે ગમે છે. માટે મને તો તેજ આરોપણ કર અને તું પોતે મારા ગળાનો હાર બની જા. આવો પુષ્પહાર તો તારા જેવી અપ્સરાઓનેજ શોભે." એમ કહીને ઉસમાને પોતાના ગળામાંનો હાર કાઢીને રાજકુમારીને પહેરાવ્યો અને તેનો હાથ પકડીને તેને પોતાની પાસે બેસાડી. થોડીવાર પર્યંત મૌન બેઠા પછી ઉસમાને પોતાની પ્રિયત્તમા તરફ જોઇને કહ્યું "પ્રિયે! તારામાં કાંઇ અજબ મોહિની રહેલી છે. મેં તને પ્રથમ જોઇ ત્યારથી મારા હૃદયે તારો અનુગ્રહ કર્યો છે. તારી પ્રિય પ્રતિમા મારા હૃદય મંદિરમાં કોરાઇ ગઇ છે અને નેત્રો સમક્ષથી લેશ માત્ર પણ દુર ખસતી નથી. ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, હરતાં ફરતાં હું તો તનેજ નિહાળું છું. અરે સર્વત્ર તનેજ પેખું છું અને સ્વપ્ના

પણ તારાજ આવે છે. તારા દર્શન થયા તે દિવસથી મને ખાવું, પીવું, કાંઇ ગમતું નથી અને કામકાજમાં પણ ચિત્ત લાગતું નથી. જેમ અન્ન ભાવતું નથી તેમ સુખે નિંદ્રા પણ આવતી નથી. જો સ્હેજ આંખ લાગે છે તો તારી સુરમ્ય પ્રતિમા પર્યંક પાસે આવીને ઉભી રહે છે. તેને જોતાંજ નિદ્રાનો ભંગ થાય છે અને ઝબકીને જાગી ઉઠું છું. પણ તને નહિ જોતાં હૃદય ઉપર સખ્ત આઘાત થાય છે. આવી સ્થિતિમાં મને જાગ્રતાવસ્થા કરતાં નિદ્રાધીન અવસ્થા વધારે ગમે છે. માલિકનો મહદ્ ઉપકાર કે તેણે તારો મેળાપ કરાવ્યો. તેને માટે હું મને ઘણો ભાગ્યશાળી સમજું છું. તારા સૌંદર્યના તો કેટલાક વખાણ કરૂં ? ખરેખર, તારૂં લાવણ્ય અપ્સરાને પણ શરમાવે તેવું છે. જેમ આપણા હૃદય એક થયાં છે, તેમ આપણે એક ક્યારે થઇશું ? આપણને તેવો પ્રસંગ સત્વર પ્રાપ્ત થાય એવી હું માલિક પાસે યાચના કરૂં છું." નિજ સ્વામીનાથને પોતાના વખાણ કરતા જોઇને તેનો પ્રતિઉત્તર આપતાં રાજકુમારીએ કહ્યું "પ્રાણનાથ ! આપે તો મારા હદ ઉપરાંત વખાણ કર્યા. પણ હું તો મારામાં તેવું કાંઇ પણ જોતી નથી. સઘળા વખાણને પાત્ર તો આપજ છો. હુંતો આપની રંક કિંકરી છું. આપની સેવા કરવી એ મારો ધર્મ છે, અરે એટલુંજ નહિ પણ તે મારૂં પરમ સૌભાગ્ય છે. આપની સેવાનો અલભ્ય લાભ પ્રાપ્ત થવાથી હું કૃતાર્થ થઇ છું અને તેવો શુભ પ્રસંગ આપ્યા બદલ હું જગતનિયંતાનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. વ્હાલા ! આપનું લાવણ્ય મારા કરતાં ક્યાં ન્યુન છે ! ખરેખર, આપનું તેજ અપાર છે. ક્યુપિડ પણ આપના રૂપની સ્પર્ધા કરી શકે તેમ નથી. આપનું અપાર સૌંદર્ય જોઇને અપ્સરા પણ મોહિત થઇ જાય તો પછી મારી તે શી વિસાત ? આપનું મુખ-

મંડળ ચંદ્રમાને પણ શરમાવે તેવું છે. આપનું લાવણ્ય મદમાતી માનિનિઓનું પણ માન ભંગ કરાવે તેવું છે. આપ જ્યાં જાઓ ત્યાં આપને અનેક કન્યાઓ મળી શકે તેમ હોવા છતાં આપે મારો અનુગ્રહ કર્યો એ મારા મહદ્‌ભાગ્ય અને તેને માટે આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. ક્યાં આપ ? અને ક્યાં હું ? ક્યાં ચંદ્રમા અને ક્યાં આગીઓ ? આપના દર્શન પણ મારા જેવીને માટે દુર્લભ હોવા છતાં આપનો સાક્ષાત્કાર થયો એ પરમાત્માનીજ કૃપા. નહિ તો મારામાં તેવી કાંઇ પણ યોગ્યતા નથી. પ્રાણેશ ! આપનામાં કાંઇ અપૂર્વ આકર્ષણ રહેલું છે. રણક્ષેત્રમાં આપના દર્શન થતાંજ હું મારી શુધ બુધ ભૂલી ગઇ. મારૂં અભિમાન નષ્ટ થઇ ગયું. હું પરવશ બની ગઇ. મારૂં ચિત્ત ચોરાઇ ગયું હૃદય હરાઇ ગયું, અને મનડું વિંધાઇ ગયું. એટલુંજ નહિ પણ મારા હૃદયે આપની આધીનતા સ્વીકારી લીધી. આપને પ્રથમ જોયા ત્યારથી મને ભોજનાદિ કાંઇ ગમતું નથી. નિદ્રાનો પણ અભાવ થયો છે. સખિઓનો સમાગમ પણ ગમતો નથી. આપના વિયોગમાં રાજમ્હેલ ઝુંપડા સમાન અને અમૃત સમાન મિષ્ટાનો વિષ જેવા લાગે છે. તેમજ અમુલ્ય વસ્ત્રો અને કિમતી આભરણો પણ ગમતા નથી. આપની સુંદિર પ્રતિમા મેં મારા હૃદય મંદિરમાં સ્થાપન કરી છે અને તે નિરંતર મારા નેત્રો સમક્ષ રહે છે. આપના મધુર વેણુ મારી કર્ણેન્દ્રિયોમાં અમૃત વૃષ્ટિ વરસાવે છે. આપના વિયોગમાં છેલ્લા ત્રણ દિવસ મેં કેવી રીતે કાઢયા તે મારૂં મન જાણે છે. ખરેખર, પ્રસ્તુત ત્રણે દિવસો મારે માટે કાળ સમાન હતા. આજે આપને મારા પડખામાં બેઠેલા જોઇને મને ઘણો આનંદ થાય છે. મારૂં હૃદય હર્ષથી ઉભરાઇ જાય છે. આજે મારા ર્‌પ..[illegible] સુર્યનો ઉદય થયો છે. અને અત્યારે તો હું જાણે સ્વર્ગમાંજ

વિચરતી હોઉં એવો આનંદ થાય છે. આપના દર્શન થવાથી હું મારા નેત્રોને; અને આપની મધુર વાણી સાંભળી મારા કર્ણોને ઘણા ભાગ્યશાળી ગણું છું. જેમ જેમ આપની તરફ જોતી જાઉં છું તેમ તેમ મારી પ્રીતિમાં વધારો થતો જાય છે અને સર્વ કામ કાજ તજીને ચોવીસે કલાક આપને નિરખ્યા કરૂં એવી ઇચ્છા થાય છે. હું તો આપને મનથી વરી ચુકી છું મારૂં તન, મન, ધન, યૌવન આદિ સર્વે આપનુંજ છે. અને તે સર્વે આપનુંજ છે. એટલુંજ નહિ પણ હું તે સર્વે આપનેજ અર્પણ કરી ચુકી છું. હૃદયનું દાન તો કરી ચુકી છું માત્ર શરીરનું દાન કરવાનુંજ અવશેષ રહેલું છે. તેમાં પિતાશ્રીની સંમતિની અગત્ય છે. મને આશા છે કે તે મને નિરાશ તો નહિજ કરે. મેં તેમને પત્ર તો લખ્યો છે અને તેમાં આ સઘળી બાબતોનો ઉલ્લેખ કર્યો છે. આશા છે કે તે આજ કાલમાં આવી જશે એટલે આ સંબંધે તેમની સાથે વાતચિત કરીને છેવટનો નિર્ણય કરીશું. ”

આ પ્રમાણે પોતાની પ્રિયતમાના મનનું સાંત્વન કરીને તેને પ્રેમના ચિન્હ રૂપ એક રત્ન મુદ્રિકા પ્રદાન કરીને ઉસમાન પોતાની છાવણીમાં ગયો.



## પ્રકરણ ૧૬ મું.

### લગ્ન અને વિહાર.

ગત પરિચ્છેદમાં બતાવ્યા પ્રમાણે શાહ યુડિઝને પત્ર મળતાજ તે પોતાની રાજકુમારીને આવી મળ્યો અને તેની સાથે કેટલોક વાદ-વિવાદ કર્યા પછી તેમાં તેને પોતાને પણ અનેક લાભ મળતા હોવાથી તેણે તેને ઉસમાન સાથે લગ્ન કરવાની રજા આપી. આ વાત સાંભળીને રાજકુમારીના હર્ષનો પાર ન રહ્યો. લગ્નનો દિવસ નક્કી કરીને ઉસમાનને સમાચાર આપવામાં આવ્યા અને પ્રસ્તુત શુભ પ્રસંગને લગતી તૈયારીઓ થવા લાગી. યુડિઝે કુશળ કારીગરોને બોલાવી રાજમહેલ શણગારવા માંડયો અને મહેલ આગળના ખુલ્લા ચોગાનમાં લગ્નમંડપ બંધાવવાની વ્યવસ્થા કરી. કારીગરોની કુશળતા અને વ્યવસ્થાપકોની ઉત્તમ દેખરેખના કારણથી લગ્નનો શુભ દિવસ આવી પહોંચે તે પહેલાં સઘળી તૈયારીઓ થઇ ગઇ. આ પ્રમાણે દિવસો ઉપર દિવસો જતાં છેવટે લગ્નનો શુભ દિવસ પણ આવી પહોંચ્યો અને ઉભય પક્ષોમાં અપૂર્વ આનંદ પ્રવર્તી રહ્યો. તે દિવસે ઉસમાને પોતાનાં સૈનિકો અને મિત્રોને મિષ્ટાન જમાડયું. તેવીજ રીતે યુડિઝે પણ પોતાના સગાંસહોદર, આમજન અને પરિજનોને વિવિધ પ્રકારના સ્વાદિષ્ટ ભોજનોથી તૃપ્ત કર્યાં. દાસદાસીઓને યોગ્ય ઉપહાર આપવામાં આવ્યાં. બંદીજનોને બંદીખાનેથી મુક્ત કરવામાં આવ્યાં અને સમસ્ત નગરમાં આનંદ આનંદ થઇ રહ્યો. પ્રજાજનોએ પણ પ્રસ્તુત શુભ પ્રસંગની ખુશાલીમાં પોતાના ઘરબાર શણગારવા માંડયા અને

જે રસ્તે થઇને વરઘોડો જવાનો હતો, તે રસ્તાઓ ઉપર રહેનારા લોકોએ વરરાજા ઉપર પુષ્પવૃષ્ટિ કરવાની વ્યવસ્થા કરી રાખી. આ પ્રકારની વ્યવસ્થામાં દિવસ વિતી રાત્રિ થઇ. એટલે વરપક્ષવાળાઓએ વરઘોડાની તૈયારીઓ કરવા માંડી. પ્રથમ તો વરરાજાએ કસ્તુરી આદિ સુગંધમય પદાર્થોથી સ્નાન કર્યું. ત્યારપછી શરીરે અત્તર ચોળી રત્ન-જડિત વસ્ત્રાભુષણ પરિધાન કર્યા. તેવીજ રીતે જાનૈયાઓ પણ બની ઠનીને તૈયાર થઇ ગયા. આ પ્રમાણે સઘળી વ્યવસ્થા થઇ રહેતાં વરઘોડો ચઢયો. હજારો મશાલોને લીધે સૂર્યના જેવો પ્રકાશ થઇ રહ્યો અને રાત્રિ પણ દિવસ જેવી પ્રકાશિત થઇ ગઇ. મશાલોનો પ્રકાશ વરરાજાના રત્નજડિત વસ્ત્રાભુષણ ઉપર પડતાં તેમાંથી તેજના બિંબ છુટવાં લાગ્યાં અને રત્નમય વસ્ત્રાભુષણો સહસ્ત્રગણા પ્રકાશથી પ્રકાશવા લાગ્યાં. આ સમયે ઉસમાનનું સૌંદર્ય દીપી ઉઠયું હતું. એક તો તે સૌંદર્યસંપન્ન હતોજ અને ઉપરથી રત્નજડિત પોષાક પહેર-વામાં આવતાં તેના રૂપમાં ઘણો વધારો થયો. જ્યારે તેના સુંદિર મુખ ઉપર રોશનીનો પ્રકાશ પડતો ત્યારે તેનું મુખ ચંદ્ર સમાન શોભતું હતું. જાણે ચંદ્રમા પોતાના તારાગણ સહિત ફરવા નિકળ્યો ન હોય એમજ લાગતું હતું. વરઘોડાની આગળ મધુર વાદિંત્રો વાગી રહ્યાં હતાં અને દારૂખાનાથી સઘળી દિશાઓ ગાજી રહી હતી. યુક્તિએ વરઘોડો જવાના રસ્તાઓ પ્રકાશિત કરવાની સારી વ્યવસ્થા કરી હતી. વરઘોડો આવે છે એવા સમાચાર મળતાંજ સમસ્ત નગરમાં જેવાના કૌતુકથી લોકો પોતાની અગાશીઓ અને ઓટલાઓ ઉપર આવીને ઉભા રહ્યાં. આ પ્રમાણે ઓટલા અને અગાશીઓ લોકોથી ચીકાર ભરાઇ ગઇ. એટલુંજ નહિ પણ જોવા આવનારાઓના રંગ-બેરંગી વસ્ત્રોથી તે સ્થળે અપુર્વ દેખાવ થઇ રહ્યો. વરઘોડો જોના-

રાઓ પોતાના ઘરોની બારીઓ અને અગાશીઓમાંથી વરરાજા ઉપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. વરરાજાને જોવાના ઉત્સાહમાં કેટલીક રમણીઓએ પોતાના બાળકોને પયપાન કરાવતાં મૂકી દીધાં. કેટલીકે રસોઇ કરવાનું પડતું મૂક્યું. કેટલીકે એક અંગનાં આભરણ બીજા અંગમાં પહેરી લીધાં. કેટલીકે વરઘોડો જોવાના મોહમાં નિજ વડિલોએ કરેલી આજ્ઞાની પણ અપેક્ષા કરી નહિ. કેટલીએકે નણંદોને પણ ગણકારી નહિ. કેટલીક તો ભોજન કરતાં કરતાં ઉઠી ગઇ.

આ પ્રમાણે વરઘોડો જોવાના કૌતુકથી ખેંચાયેલી સ્ત્રીઓ અગાશીઓ ઉપર ચઢવા લાગતાં તેમના પગના ધબકારાઓથી નિસરણીઓ ગાજવા લાગી. પ્રત્યેક ઘરમાં નૂપુર આદિ આભરણોના મનોહર શબ્દ વ્યાપી રહ્યા. સુંદરીઓએ વરરાજાને જોવા માટે ગોખમાંથી બહાર કાઢેલાં મુખો જાણે ક્ષિતિજમાં અનેક ચંદ્રો ઉદય પામ્યાં હોય તેવા જણાવા લાગ્યાં અને કંચુકીમાંથી અરધાં ખુલ્લાં દેખાતા પયોધરો નીચે ઉભેલા પુરૂષોના નેત્રોનું આકર્ષણ કરવા લાગ્યાં. વરરાજાને જોવાના ઉમંગમાં વસ્ત્રોની સંભાળ નહિ રહેતાં ઉઘાડી દેખાતી રમણીઓની ઉંડી નાભિ હજારો પુરૂષોના અંતઃકરણોને પોતાની અંદર ગુમ કરી દેવા લાગી અને આળસ મરડતાં ભુજાઓને ઉંચી કરતી રમણીઓના ઉન્નત થયેલાં સ્તનો બરછીઓની પેઠે પુરૂષોના હૃદયોને વીંધી નાખવા લાગ્યાં. ભીડને લીધે છુટી જતા સ્ત્રીઓના ચોટલાઓ પુરૂષોના અંતઃકરણો ઉપર નાગપાશની અસર કરવા લાગ્યા. છુટી ગએલાં વસ્ત્રોને બાંધવા લાગેલી અને પરસેવાને લુવા લાગેલી સ્ત્રીઓ સુરતાંતના સમયનું સ્મરણ આપવા લાગી. સ્તન તથા ઉદર આદિની સંભાળ રાખ્યા વગર ઉભેલી વહુઓને સાસુઓ વઢવા લાગી. ભાભીઓ વરરાજાને હાથથી બતાવવા લાગતાં નણંદો બબડવા લાગી

અને નણંદો વગર નિમેષે વરરાજાને જોવા લાગતાં ભાભીઓ ચેષ્ટા કરવા લાગી. બીજાઓને જોવાનો ડોળ કરીને વરરાજાને જોવા લાગેલી યુવતિઓ નિજ સખિઓના મંદ હાસ્યથી શરમાવા લાગી. લાવણ્યવતી લલનાઓ પોતાની આગળ ઉભેલી નિજ સખિઓને પોતાના પયોધરોના ભારથી દાબી દઇને દુર ખસેડવા લાગી. પરસ્પરમાં લલનાઓની હાસ્યલીલાઓ સ્વચ્છંદપણે ચાલવા લાગી. ઉસમાનના પ્રતિબિંબો રમણીઓના આભરણોની સાથે તેમના હૃદયોમાં પણ પડવા લાગ્યાં. કેટલીએક લલનાઓ પોતાના આભરણોએ ઉસમાનના પ્રતિબિંબોનું ગ્રહણ કર્યાથી તેમને સરળ થએલા માની કંચુકીથી ઢંકાએલાં હૃદયોને હતભાગ્ય ગણવા લાગી. તેમજ કેટલીક સ્ત્રીઓ ઉસમાનના દર્શનથી થતા પરસેવાને ભીડની ગરમીના બહાનાથી લુપાવવા લાગી અને કેટલાક તો પરસ્પર ઉસમાનના રૂપ ગુણની વાત ચાલતાં બગાસાં ખાતી ખાતી શરીર ભાંગવા લાગી. આ પ્રમાણે અપાર વૈભવ અને ઘણા ઘણા કર્માચારીઓથી શોભી રહેલો વરઘોડો લગ્નમંડપની નિકટમાં આવી લાગતાં યુડિઝ અને તેના મંત્રીઓએ જાનૈયાઓને આવકાર આપ્યો અને રાજકુટુંબની સ્ત્રીઓએ વરરાજાને રત્નાદિકથી વધાવી લીધો.

આ પ્રમાણે પ્રારંભની માંગલિક ક્રિયા થઇ રહ્યા પછી વરરાજા અને જાનૈયાઓને લગ્નમંડપમાં લઇ જવામાં આવ્યા. પ્રસ્તુત લગ્નમંડપ ઘણો વિસ્તૃત હોઇ તેમાં પાંચ હજાર માણસો બેસી શકે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. તેની છતમાં હજારો ઝુમ્મરો લટકાવવામાં આવ્યાં હતાં, જેમાં દીપકો ઝગઝગ બળી રહ્યાં હતાં. દીપકોનો પ્રકાશ ઝુમ્મરોના રંગબેરંગી કાચ ઉપર પડતાં ત્યાં અપૂર્વ દેખાવ થઇ રહેતો હતો. અર્થાત્ જેવા રંગનો ઝુમ્મર તેવાજ રંગનો પ્રકાશ તેમાં

દેખાતો હતો, કેમ જાણે જુદા જુદા રંગના દીપકો સળગાવ્યા ના હોય એમજ લાગતું હતું. એટલુંજ નહિ પણ જ્યારે દીપકોનો પ્રકાશ સોનેરી રૂપેરી ફ્રેમવાળા મોટા મોટા દર્પણો ઉપર પડતો ત્યારે તેમનો દેખાવ ખદ્યોતમંડળ સમાન લાગતો હતો. કેમ જાણે દિગન્તરના તારાઓ ત્યાંજ ઉગ્યા ન હોય. વળી દીપકોનો સોનેરી પ્રકાશ વરરાજા અને તેમના ઘનિષ્ઠ કર્મચારીઓના રત્નજડિત વસ્ત્રાભુષણો ઉપર પડતાં હીરા, માણેક આદિ રત્નો ઝગક ઝળક થતાં હતાં, એટલુંજ નહિ પણ તેમના તેજમાં સહસ્ર ગણો વધારો થતો હતો. આ કારણથી તેમને જોતાંજ આંખો અંજાઇ જતી હતી. ઉસમાનની શોભાનો તો પારજ ન હતો. જેમ તારાઓ વચ્ચે ચંદ્રમા શોભે છે તેમ તે જાનૈયાઓ વચ્ચે શોભી રહ્યા હતો. પ્રત્યેક વ્યક્તિને તેની યોગ્યતા અનુસાર આસન આપવામાં આવ્યું હતું. વરરાજાનું આસન સૌ કરતાં મોટું અને વિશેષ શોભીતું હતું. તેની આસપાસ નાના મોટા બીજાં આસનો ગોઠવવામાં આવ્યાં હતાં, જેના ઉપર મંત્રીઓ, સરદારો, કર્મચારીઓ અને અમીર ઉમરાવો બેઠેલાં હતાં. સૈનિકોને નીચે શુશોભિત ઇરાની ગાલીચા ઉપર બેસાડવામાં આવ્યા હતા. આવી અપૂર્વ શોભા અને આવા આદિત્ય ઠાઠમાઠને લીધે જાણે તે સ્થળે દેવસભા ભરાઇ હોય એમજ લાગતું હતું. યથા સમયે વિધીપૂર્વક કન્યાદાન કરવામાં આવ્યું અને તે થઇ રહ્યા પછી સંગીતકળાભિત ગવૈયાઓએ પોતાની સંગીત કળાથી અને વિદુષકોએ પોતાની વિનોદ ભરી ચેષ્ટાઓથી લોકોના મનરંજન કર્યાં. આ પ્રમાણે રાત્રિ વ્યતિત થઇ. બીજા દિવસે બુઢ્ઢિએ સઘળા જાનૈયાઓને યથા રૂચિ મિષ્ટભોજન જમાડયું અને સાંજરે વરકન્યાને યોગ્ય પહેરામણી તથા જાનૈયાઓને યોગ્ય ઉપહાર આપીને તેમને સઘળાને વિદાય કર્યાં.

એટલે જાન વિદાય થઇને પોતાને ઉતારે આવી. વરકન્યાને રહેવાને માટે રાજાએ પોતાનો એક બીજો મહેલ આપ્યો હતો. પ્રસ્તુત મહેલે આવી પહોંચતાં ઉસમાનની પરિચારિકાએ નવ વધુને આચ્છાદનવાળી શિબિકામાંથી ઉતારીને તેને મહેલમાં લઇ ગઇ અને એક ઓરડામાં તેને આસન આપ્યું, આ ઓરડો દંપતીના શયન માટે નિયત થએલો હોવાથી તેને શણગારવામાં કંઇ પણ કચાશ રાખવામાં આવી ન હતી. ઓરડાના એક ખુણામાં સુવર્ણના પતરાથી મઢેલો એક સુંદિર પર્યંક મૂકેલો હતો. જેના ઉપર બરગચ્ચીની નરમ તલાઇ અને બરફ સમ શોભતી ચાદર બીછાવી હતી. ભીંતો સુશોભિત રંગોથી રંગેલી હતી અને તેમના ઉપર સોનેરી રૂપેરી ફ્રેમોવાળા મોટા દર્પણો ઉપરાંત પ્રખ્યાત ચિત્રકારોને હાથે ચિત્રાયલી છબીઓ ટાંગવામાં આવી હતી. પર્યંકની આસપાસ પણ મોટા મોટા દર્પણો ટાંગવામાં આવેલા હતા. ભોંયતળીએ સુંદર ઇરાની ગાલીચો બીછાવેલો હતો અને છતમાં રંગબેરંગી ઝુમ્મરો લટકાવેલા હતા. જ્યારે દીપકોનો પ્રકાશ ભીંતોના સોનેરી રંગ ઉપર પડતો ત્યારે ભીંતો જાણે સોનાનીજ બનેલી ન હોય એવી લાગતી હતી. આવા અપૂર્વ શોભાયુક્ત ઓરડામાં રાજકુમારીને ઉસમાનની પરિચારિકાઓ ઘેરીને બેઠી હતી. તે સર્વેમાં રાજકુમારી અપૂર્વ શોભતી હતી. આ વખતે તેણે ઘણા સુશોભિત અને રત્ન જડિત આભરણો પરિધાન કર્યાં હતાં. વળી તેણે કસ્તુરી આદિ સુગંધીનો લેપ કરેલો હોવાથી તેમજ વસ્ત્રો ઉપર અત્તર લગાડેલું હોવાથી તે ઓરડો બહેક બહેક થઇ રહ્યો હતો. એટલુંજ નહિ પણ બારી વાટે પુષ્પોની મંદમંદ સુગંધી ઘસડાઇ આવી નાસિકેંદ્રિયને મગ્ન કરતી હતી. દીપકોનો સોનેરી પ્રકાશ રાજકુમારીના ચંદ્રમા જેવા મુખ ઉપર પડતાં તે સૂર્યના જેવું દીપતું હતું. કેમ

જાણે સૂર્ય પોતેજ તે ઓરડામાં આવી ભરાયો ન હોય એમજ લાગતું હતું. ખરેખર, આ સમયે રાજકુમારી સોળે કળાથી પ્રકાશી રહેલા દિનમણી સમાન લાગતી હતી અને તેની કાંતિ સૂર્યનીજ ભ્રાંતિ આપતી હતી. વળી તેના રત્નજડિત આભરણો ઉપર દીપકોનો પ્રકાશ પડતાં રત્નો સૂર્ય કરતાં પણ અધિક તેજથી પ્રકાશતા હતા. રાજકુમારીના આભરણો ચંદ્રની આસપાસના તારાઓ જેવા લાગતા હતા. પલંગની આસપાસ ગોઠવેલા મોટા દર્પણોમાં જયારે રાજકુમારી અને તેની પરિચારિકાઓનો પડછાયો પડતો ત્યારે જાણે અપ્સરા તે ભુવનમાં વિહારાર્થે ઉતરી પડી હોય એમજ લાગતું હતું. એટલુંજ નહિ પણ તેમની સંખ્યા દ્વિગણી દેખાતી હતી. આ પ્રમાણે અપ્સરા સમ શોભતી રાજકુમારી નિજ પરિચારિકાઓ સહિત પોતાના વિહાર ભુવનમાં બેઠી છે એવામાં ઉસમાને ત્યાં પ્રવેશ કર્યો. એટલે તેને જોઇને રાજકુમારીની પરિચારિકાઓ ત્યાંથી ચાલી ગઇ. તેમના ગયા પછી ઉસમાન પોતાની પ્રિયા પાસે પર્યંક ઉપર જઇ બેઠો અને તેનો હાથ પોતાના હાથમાં પકડીને બોલ્યો " પ્રિયે! આજનો દિવસ કેવો રળીઆમણો લાગે છે? ધન્ય દહાડો, ધન્ય ઘડી કે આપણને આવો અપૂર્વ પ્રસંગ પ્રાપ્ત થયો. તારો સમાગમ થવાથી અત્યારે તો મારા હૃદયમાં આનંદ આનંદ પ્રવૃત્તી રહ્યો છે. આપણને આવા શુભ પ્રસંગ આપવા બદલ આપણે માલિકનો અંતઃકરણપૂર્વક આભાર માનવો જોઇએ. હવે વિરહનું દુઃખ સદાને માટે ટળી ગયું એ વાતનું સ્મરણ થતાં મારો હર્ષ ઉભરાઇ જાય છે. હૃદયેશ્વરી! આ વખતે કામાગ્નિથી મારું શરીર બળી રહ્યું છે. મારા રોમેરોમમાં કામ વ્યાપિ ગયો છે. માટે તારા અમૃત કૂપમાં સ્નાન કરાવી મારા કામાગ્નિને શાંત કર. પ્રાણેશ્વરી! હવે શા માટે શરમાય છે? આવ મારી પાસે

એસ. " એમ કહીને ઉસમાને પોતાની પ્રિયત્તમાના ગળામાં રત્નજડિત હાર પહેરાવીને તેને પોતાની બાથમાં લીધી. એટલે રાજકુમારીએ નીચી નજરથી પોતાના સ્વામી તરફ કૃપા કટાક્ષ ફેંકતાં કોકિલા જેવા મધુર સ્વરે કહ્યું. " પ્રાણનાથ ! આ વખતે આપને મારી પાસે બેઠેલા જોઇને મને ઘણો હર્ષ થાય છે. આજે મને સ્વર્ગ પ્રાપ્ત થયું હોય એવો આનંદ થાય છે અને અત્યારે તો જાણે સ્વર્ગમાંજ વિચરતી હોઉં અથવા સ્વર્ગમાં બેસીને અમૃતપાન કરતી હોઉં એવું સુખ પ્રાપ્ત થયું છે. પ્રાણેશ ! કોણ જાણે આ વખતે મને શું થાય છે તેની કાંઇ પણ સમજણ પડતી નથી. મારૂં આખું શરીર બળી રહ્યું છે અને પ્રત્યેક અંગમાં ઝણુઝણાટ થઇ રહ્યો છે. મારાં પયોધરો ઉન્નત બની રહ્યાં છે. જંઘાઓ ફરકી રહી છે અને પ્રત્યેક અંગ આપના તરફ ખેંચાઇ રહ્યું છે. વહાલા ! આ રોગ આપેજ ઉત્પન્ન કર્યો છે. માટે આપજ તેની ચિકિત્સા કરો અને મદનવારી છાંટી કામાગ્નિને શાંત કરો. " એમ કહીને તેણે પણ પોતાના સ્વામિનાથને દૃઢ આલિંગન આપ્યું. સ્ત્રીના આલિંગનથી પુરૂષને અને પુરૂષના આલિંગનથી સ્ત્રીને રોમાંચ થાય એ સ્વાભાવિક છે. તદનુસાર રાજકુમારીના આલિંગનથી ઉસમાનને અને ઉસમાનના આલિંગનથી રાજકુમારીને રોમાંચ થયું એટલુંજ નહિ પણ તેમના શરીરમાં કામના જેવો ઝણઝણાટ ઉત્પન્ન થયો. આ પ્રમાણે પ્રેમ ચેષ્ટા કરતાં કરતાં રતિ સુખ ભોગવીને તેઓ નિદ્રાને આધીન થયા.

આ પ્રકારના અપૂર્વ રતિ વિલાસમાં રાત્રિ વ્યતિત થઇ ગઇ અને પ્રભાતનો સમય થયો. કામીજનોના શત્રુ સમાન કૂકડાંઓ ઉંચા સ્વરથી પોકારવા લાગ્યાં. ચંદ્ર વિરહી લોકોના શાપથી અસ્ત થયો હોય તેમ ફીક્કો પડી ગયો. તારાઓ અનીતિથી પ્રાપ્ત કરેલા ધનના

પેઠે અદૃશ્ય થવા લાગ્યા. પ્રભાતકાળનો મીઠો પવન કામીજનોના સુરત પરિશ્રમને શાંત કરવા લાગ્યો અને પૂર્વ દિશા અરૂણના કિરણોથી રક્ત થયેલી દેખાવા લાગી.

આ પ્રમાણે પ્રભાતનો સમય થવાથી ઉસમાનના બાહુ પાશમાંથી નિકળવાનું નહિ ગમતું હોવા છતાં પાશ મુક્ત થઇને રાજકુમારી પર્યંક પરથી ઉતરીને કેશપાશને બાંધવા લાગી. વસ્ત્રોને ઠીકઠાક કરી કરચલી મટાડી પહેરવા લાગી. નખક્ષતો તથા દંતક્ષતો શી રીતે છુપાવી શકાશે એમ ચિંતા કરવા લાગી અને રાત્રિનું ચારિત્ર સંભારીને વિસ્મય પામવા લાગી એટલામાં રઇહાના ત્યાં આવી પહોંચી. રઇહાનાનો અવાજ સાંભળીને તુરત ઓરડામાંથી બહાર આવેલી રાજકુમારી ફ્લોરેન્સ રૂમાલ વડે દંતક્ષતો છુપાવવા લાગી. તેને આ પ્રમાણે દંતક્ષતો છુપાવતી જોઇને રઇહાનાએ હાસ્ય કરતાં કહ્યું કે " તમે દંતક્ષતો તથા નખક્ષતોને છુપાવવાના ગમે તેટલા પ્રયત્ન કરો પણ નેત્રોની તંદ્રા, ચોળાયેલા વસ્ત્રો, શરીરની શિથિલતા, તુટેલો હાર અને કેશપાશની વિલક્ષણ સ્થિતિ તમારાં સઘળાં ચરિત્રોને સૂચવી આપે છે. પણ વારૂ ! એતો કહો આ તમારા સુંદિર કપોળ ઉપર ઉઝરડાં કયાં પડયાં ? " એમ કહીને રઇહાનાએ હાસ્ય કર્યું. રઇહાનાની આવી ચેષ્ટાથી શરમાઇને રાજકુમારીએ નીચી નજરે તેને ઉત્તર આપતાં કહ્યું " એતો હું બાગમાં પુષ્પ વીણવા ગઇ હતી ત્યાં મધુકરે ડંખ માર્યો છે. તે સિવાય બીજું કાંઇ પણ નથી." "હં, હં, મધુકરે ડંખ માર્યો કે ? હોય બા હોય, પુષ્પ હોય ત્યાં મધુકર આવેજ તો. પરંતુ મધુકરે કોઇ બીજે ઠેકાણે તો ડંખ માર્યો નથી ને ? કદાચ મધુકરે કમળ સમજીનેજ ડંખ માર્યો હશે. તમારી યૌવનવાટિકાના પુષ્પો એવાંતો ખીલેલાં છે કે મધુકરે ત્યાં ખેંચાઇને આવે. જેમ તેણે તમારા

કમળ સમાન કપોળ ઉપર ડંખ માર્યો છે તેમ કદાચ તમારી યૌવન-વાટિકાના અન્ય પુષ્પોને પણ ડંખ માર્યોજ હશે. એટલુંજ નહિ પણ તેમનો રસ પણ ચુંટયો હશે. કેમ ખરૂં કે નહિ ? પણ વારૂ ! તમે ભ્રમરને તમારી યૌવનવાટિકામાં આવવા કેમ દીધો ? જેમ કમળ ભ્રમરને કેદ કરે છે તેમ તમે પણ તેને કેદ તો કીધો નહોતોને ? જો, જો, રખેને ફરી આવું કરતા. કદાચ તેણે તમારા યૌવન સુમનને પોતે સિંચન કરેલા રસનું પાન કરાવ્યું હશે. જો તેમજ હોય તો તમારી યૌવનવાટિકા અવશ્ય ફળદ્રુપ થશે. અરે વાહરે મારા ભોળા બાઇ સાહેબ ! અને વાહરે તમારો ભ્રમર ! તમે તો ઘણા ચારિત્ર-વાન જણાઓ છો. ” એમ કહીને હસતી હસતી રઇહાના રાજકુ-મારીને સ્નાનાગારમાં લઇ ગઇ અને તેને કસ્તુરી આદિ સુગંધીદાર પદાર્થોવડે સ્નાન કરાવી, શરીરે અત્તર ચોળી, નવિન વસ્ત્રો પરિધાન કરાવી ઉસમાનના આવાસમાં લઇ ગઇ.

આ પ્રમાણે તે પ્રેમી યુગલ ભિન્ન ભિન્ન પ્રકારના આનંદ વિલા-સમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યું અને વખત જતાં રાજકુમારીની સઘળી સાહેલીઓ પણ તેને આવી મળી. ઇસ્લામી સેનાધ્યક્ષ સાથે આવો નિકટનો સંબંધ બંધાતાં પોતાનું રાજ્ય પાછું મળવાથી યુડિઝના આનંદનો પણ પાર ન હતો. તેણે પોતાના ઇતુસ નામક નગરમાં બંધાયેલો એક ભવ્ય મહેલ પોતાના જામાત્રને પ્રદાન કર્યો. એટલે વસંતઋતુનો આનંદ લુટવા અર્થે ઉસમાન પોતાની પ્રિય-તમા અને તેની સાહેલીઓ સહિત ત્યાં ઉપડી ગયો.



# પ્રકરણ ૧૭ મું.

## વસંતલીલા.

સૃષ્ટિમાંના ઘણા રમણિક સ્થળો જ્યાં અપ્સરાઓ પણ રમવા આવે તથા પ્રત્યેક વ્યક્તિને વાસો કરવાનું ગમે એવા એક રમણીય સ્થળમાં એક વિશાળ અને ભવ્ય મહેલ બાંધેલો હતો. પ્રસ્તુત મહેલ એક ઉંચા પર્વત ઉપર આવેલો હોઇ તેની આસપાસ એક સુંદરતાનું શહેર વસેલું હતું. શહેરની આસપાસ ઉંચા ઉંચા પર્વતો આવેલા હતા અને વચલા પોલાણમાં ચઢતાં ઉતરતાં ઘરો આવી રહ્યાં હતાં. પ્રસ્તુત શહેરનું નામ ટ્યુનિસ હતું. તેની આસપાસની જગ્યા પણ એવી શોભાયમાન હતી કે તેનું પૂરેપૂરૂં વર્ણન તો કોઇ કવિથી પણ ન થઇ શકે. ચોદિશ ઉંચા ઉંચા પર્વતો હોવાથી સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે તેમનો દેખાવ એવો તો મનોહર લાગતો હતો કે ત્યાંથી ખસવાનું પણ મન ન થાય. પર્વતો ઉપર સાગ, આંબા વિગેરે પુષ્કળ વૃક્ષો ઉગેલાં હતાં. એટલુંજ નહિ પણ તેઓ એવા તો ચઢતા ઉતરતા આકારમાં ઉગેલાં હતાં કે તેમને જોવાથી મનને આનંદ થયા વિના રહે નહિ. પ્રસ્તુત ઝાડીઓમાં વાઘ, રીંછ આદિ હિંસક પશુઓ નિરંકુશ સત્તા ચલાવતા હતા. તેમજ નાના મોટાં પક્ષીઓ પોતાના મધુર નાદથી તે સ્થળને ગજાવી મૂકતાં હતાં અને તેમના રંગબેરંગી પીંછાં આંખોને આનંદ આપતાં હતાં. વળી તે પ્રદેશમાં નેવ નામક નહેર વહેતી હતી. જ્યારે તે ઉંચી જગ્યાએથી નીચે ઉતરી શિલાઓ સાથે અથડાતી આગળ ચાલતી ત્યારે તેને જોઇને મનુષ્યને પોતાની બાલ્યાવસ્થા યાદ આવી જતી. એટલુંજ નહિ પણ જ્યારે તેનો ઘોષ

પર્વતો ઉપરથી નીચે પડતો ત્યારે તેનો ભારે અવાજ થતો હતો અને તેના ઉપર ફીણના ગોટા વળતા હતા. આ ગોટા ઉપર જ્યારે સૂર્યના કિરણો પડતાં ત્યારે તેમનું વક્રીભવન થઇને ત્યાં ઇંદ્રના ધનુષ્ય જેવો આકાર થઇ રહેતો હતો. વળી જ્યારે ચોમાસામાં વાદળાંઓથી ઘોર ઘટા થઇ રહેતી તથા વિજળીના ચમકારા અને મેઘ ગર્જનાના કડાકા થતા ત્યારે તે જગ્યાનો દેખાવ ઘણો ભયંકર થઇ રહેતો હતો. વાદળાં તો જાણે આપણા પગ નીચે ગોટા ને ગોટા અથવા ધુમસની પેઠે પથરાયેલાં હોય એવાં લાગતાં હતાં. વિજળી ઝાડ અથવા ટેકરીઓની ટોચથી ખેંચાઇ આવીને પડતી તે વખતે પથ્થરોના ફાટવાથી તથા ઝાડોના પડવાથી મોટા મોટા અવાજ થતા હતા. તદુપરાંત ગર્જનાનો પ્રતિઘોષ જ્યારે બીજા પહાડો ઉપર પડતો ત્યારે તે સ્થળે ભયંકર ગર્જના થઇ રહેતી હતી. વરસાદ પણ ત્યાં પુષ્કળ પડતો હતો અને તેનું પાણી એકત્ર થઇને નદીઓમાં વહેતું હોવાથી વર્ષાઋતુ પછી સઘળી નદીઓ પાણીથી ભરપુર થઇ જતી અને પર્વતો કે જે ઉનાળામાં તાપથી બળી ગયલાં, રક્તવર્ણા અને ખાવા ધાતા હોય એવા દેખાતા હતા તે વર્ષાઋતુ પછી લીલા કુંજાર જેવા દેખાતા હતા. સુકાઇ ગયેલા વૃક્ષો ઉપર આકાશમાંથી મેઘવૃષ્ટિ થતાં તેઓ પાછા સજીવન થઇ જતા હતા. એટલુંજ નહિ પણ મેઘવૃષ્ટિના કારણથી ચોમેર ઠંડક ઠંડક થઇ રહેતી હતી. આવા એક રમણીય સ્થળમાં એક ભવ્ય મહેલ બાંધેલો છે અને મહેલની એક બાજુએ એક સુંદર પુષ્પવાટિકા આવેલી છે. આ મહેલ યુડિઝનો હોઇ હાલ તેમાં તેમની પુત્રી અને જામાત્ર નિવાસ કરી રહ્યાં છે.

આ સમયે વસંતઋતુ પ્રચલિત હોવાથી સર્વત્ર લીલાશ પથરાઇ રહી છે.

વસંતઋતુ પ્રગટ થતાંજ મલયાચલનો પવન ચંદન વૃક્ષોમાં રહેનારા સર્પોના સંગથી ઝેરી બનેલો હોય તેમ સ્પર્શ માત્રથીજ વિરહી લોકોના પ્રાણ લેવા લાગ્યો અને કામિનીઓના કુચમંડલોમા પછડાવાથી તથા ઉપવનોની અંદર જામેલા મકરંદના કીચમાં લપસી જવાથી લુલો થઇ ગયો હોય તેમ મંદ મંદ વાવા લાગ્યો. કોકિલાઓના પંચમ સ્વરથી પીડાતી વિરહીણીઓ ઉપવનમાંથી કોકિલાઓને ઉડાડી મેલવાને વાસ્તે જેમ જેમ કોલાહલ કરવા લાગી તેમ તેમ કોકિલાઓ વધારે પ્રમાણમાં એકત્ર થઇ તેમને ગભરાવવા લાગી. રત્નજડિત આભરણો, શ્વેત વસ્ત્રો અને પુષ્પની માળાઓ આદિ વસ્તુઓ અભિસારિકાઓને આનંદ આપવા લાગી. દિવસો પણ ચોતરફ ચંપક પુષ્પોના ઉડવાથી પીળા થઇ જવાને લીધે સુવર્ણમય આભરણવાળી અભિસારિકાઓને અત્યંત અનુકૂળ થવા લાગ્યા. ભ્રમરોના ગુંજારોથી ગભરાતી વિરહીણીઓ બહેરાપણાની પ્રશંસા કરવા લાગી. કાગડાઓની પંક્તિમાંથી કોકિલાઓનો ઉદ્ધાર કરનારી અને સમયના બળને લીધે ઉત્કર્ષ પામેલી તેમના પંચમ સ્વરની કરામત કામીઓની પાસે દૂતિકાનું કામ કરવા લાગી. કોકિલાઓના સ્વરોને ભ્રમરોના ગુંજારોને અને પુષ્પોના વિકાસને એકી વખતે ચોતરફ ઉદય પામેલ જોઇ સખીઓ વિરહીણીઓના પ્રાણ રક્ષણની આશાને મૂકી દેવા લાગી. નવીન પલ્લવોરૂપી વસ્ત્રોવાળી, કેસુડારૂપી નખક્ષતો વાળી, કોકિલાઓના સ્વરરૂપ ગાયન કળાવાળી, વિચિત્ર પુષ્પોરૂપ રત્નમય આભરણોવાળી, ભ્રમરોની પંક્તિરૂપ વીણાઓવાળી અને પલ્લવોના ચલનરૂપ અભિનયોવાળી વનભૂમિઓ રાગીઓના અંતઃકરણોની સાથે વિરાગીઓના અંતઃકરણોને પરવશ કરવા લાગી. મદોન્મત્ત ભ્રમરોનો ધ્વનિ વિરહી લોકોને અભિચાર મંત્ર જેવો, માનવંતીઓને કામદેવના

ધનુષ્યના ટંકાર જેવો, કામદેવને પોતાના યશોવર્ણન જેવો, કામીજનોને શૃંગારના રહસ્ય પાઠ જેવો, વિરહી લોકોના પ્રાણોને પ્રમાણ ભેરીના નાદ જેવો અને પુષ્પોની લૂંટ કરવા લાગેલાં દંપતીઓને રક્ષક લોકોના કોલાહલ જેવો જણાવા લાગ્યો. પવન પરાગનો બોજો ઉપાડવાથી થાકી રહ્યો હોય, ચલાયમાન થતી વૃક્ષોની શાખાઓના પ્રહારથી જખમી થયો હોય, પુષ્પોના સુગંધની ચોરી કરવા જતાં ભ્રમરોના દંશથી પીડાયેલો હોય, કમળવનોમાં ફરતાં કંટકોથી ઘવાયો હોય, તાડીઓના વનોમાં ફરતાં તેઓના મધના સંસર્ગથી મૂર્છિત થયો હોય, વિયોગીઓના શાપોથી અશક્ત થઇ ગયો હોય, નાળિયેરીનાં ફળો વાગવાથી માથામાં વ્રણિત થયો હોય, લતાઓના નૃત્યો જોવામાં આસક્ત થઇ ગયો હોય અને મકરંદમાં નહાવાથી જડ થઇ ગયો હોય તેમ મંદ મંદ ચાલવા લાગ્યો. જંગલોમાં પથરાયેલાં પુષ્પોના સમૂહો પાથરવામાં આવેલા વિચિત્ર ઝીલાઓની પેઠે શોભવા લાગ્યા. પુષ્પોથી રમતો હોય, ભ્રમરોદ્વારા વાજીંત્ર વગાડતો હોય, કોકિલાઓદ્વારા ગાતો હોય, લતાઓદ્વારા નાચતો હોય, શાખાઓ વડે ગુંથાતો હોય અને વિયોગીઓના શ્વાસથી પુષ્ટ થતો હોય એવો જણાતો વાસંતિક પવન વિરહીણીઓને કેસુંડારૂપ સોયોથી વીંધવા લાગ્યો, સ્તંભ વિગેરેના પ્રત્યાઘાતથી અને પાછા વળતા શ્વાસથી ત્રાસ આપવા લાગ્યો. કામદેવના ધનુષ્યની દોરી કરતાં પણ પાતળી કરી નાખવા લાગ્યો અને તેમના અતિ કૃશ શરીરો ઉપર બાણો ફેંકાવીને કામદેવની સૂક્ષ્મવેધીપણાની કીર્તિને વધારવા લાગ્યો તથા તેમના પ્રાણોનો ભોગ આપીને કામદેવને તૃપ્ત કરવા લાગ્યો.

આ પ્રમાણે સર્વત્ર વસંતઋતુનો પ્રચાર થઇ રહ્યો છે. વિલાસી યુવકો અને યુવતીઓ બાગ બગીચામાં ભ્રમણ કરી, પુષ્પમાળાઓ

ગુંથી, અરસપરસને પહેરાવી વસંતઋતુનો આનંદ અનુભવી રહ્યા છે. પુષ્પવાટિકાઓ પણ નેત્રાને પ્રિય લાગતા લીલા વૃક્ષો અને ભિન્ન ભિન્ન રંગના સુગંધદાર પુષ્પોથી શોભી રહી છે. પ્રિય પાઠક ! ચાલ આપણે પણ ઇનુસમાં જઇને વસંતઋતુનો આનંદ લઇએ. આપણને ત્યાં જવા માટે અગ્નિરથ, વિમાન કે અન્ય વાહનની અગત્ય નથી. આપણે આપણી દિવ્ય શક્તિ વડે નિમેષ માત્રમાં ત્યાં પહોંચી શકીશું. જો આપણે આપણા ધારેલા સ્થળે આવી પહોંચ્યા છીએ. અરે ! પણ પેલું સામે શું દેખાય છે ? સ્વર્ગવાટિકા સમ દીપતી એક વાટિકામાં અપ્સરા જેવી દેખાતી કેટલીક સુંદરીઓ ગરબો ગાઇ રહી છે અને કામદેવ કરતાં પણ અધિક સુંદર એક યુવક પાસે પડેલા એક આસન ઉપર બેસીને સંગીત શ્રવણ કરી રહ્યા છે. આ તે અપ્સ-રાઓ હશે, સુરાંગનાઓ હશે, દેવાંગનાઓ હશે કે સ્વયં વસંત દેવી હશે એ કાંઇ સમજાતું નથી. જો તેઓ અપ્સરાઓ, સુરાંગનાઓ કે દેવાંગનાઓજ હોય તો સ્વર્ગ જેવું પરમ રમણીય સ્થળ મૂકીને અહિં આવવાનું પ્રયોજન શું ? ત્યારે શું વસંત દેવી અને તેની સા-હેલીઓ હશે ? ના ના, તેમ હોઇ શકે નહિ. વસંત દેવી સાથે પુરૂષ વળી કેવો ? ત્યારે તેઓ કોણ હશે ? કાંઇ સમજાતું નથી. પુષ્પધન્વા પોતાની પ્રિયત્તમા રતિ અને તેની સખીઓને લઇને અહિં ક્રીડા કર-વાને તો નહિ આવ્યો હોય ? કેમ કહી શકાય ? ચાલો ! પેલા વૃક્ષને ઓથે સંતાઇને જોઇએ. એટલે જે હશે તે જણાઇ રહેશે. આપણે ભય રાખવાનું કાંઇ પ્રયોજન નથી. આપણી પાસે એવી એક દિવ્ય શક્તિ રહેલી છે કે આપણે બધાને જોઇ શકીએ પણ કોઇ આપણને જોઇ શકે નહિ. જુઓ તે સઘળી કેવી ફરે છે ? અહા ! તાળીઓનો કોમળ અવાજ પણ કેવો કર્ણપ્રિય લાગે છે ? અને કંઠનું તો પૂછ-

વુંજ શું ? જાણે કોકિલાઓનોજ કંઠ ! અરે આ તો આપણી પૂર્વ પરિચિત રાજકુમારી ફ્લોરેન્સ અને તેની સાહેલીઓ છે. ત્યારે પેલો પુરૂષ કોણ હશે વારૂ ? કદાચ તે ઉસમાન હોવો જોઇએ. હા, હા, તેમજ છે. અરે પણ સંગીત કેમ બંધ થયું ? જુઓ, જુઓ, એ લોકો તો ચાલ્યા. ચાલો આપણે પણ તેમની પાછળ જઇને જોઇએ કે તેઓ શું કરે છે ? જુઓ, તેઓ પાણીના કુંડ પાસે આવી પહોંચ્યા છે. હવે આપણે આંહિંઆંજ ઉભા રહીને તેમની સઘળી ચેષ્ટાઓ જોઇશું. અરે, પણ તેમણે લૂગડાં કેમ બદલવા માંડયા ? કદાચ જળ ક્રીડા કરવાની તેમની ઇચ્છા હશે. હા, હા, તેમજ છે. જુઓ, જુઓ, તેઓ સઘળા જળમાં પડયા. અહા ! આ દેખાવ કેવો રમણીય લાગે છે ? જાણે તળાવમાં અનેક પોયણીઓ ખીલી ન હોય ! તેમના રૂપ અને તેજથી અંજાઇને ચંદ્રમા પણ પોતાનું સ્થાન તજીને તેમની સાથે જળક્રીડા કરવા આવ્યો હોય એમ લાગે છે. જુઓ તે પણ કેવા આનંદથી જળક્રીડા કરી રહ્યો છે ? જાણે પોતાના અપરિમિત પ્રવાસથી થાકીને જળરૂપી આસન ઉપર વિશ્રાંતી લેતો હોય એમ લાગે છે. અરે પણ તેણે આ શું કરવા માંડયું ? જુઓ, જુઓ, તે રાજકુમારીના સૌંદર્યની ચોરી કરે છે. આ તેને શું સુજયું હશે ? કદાચ તે પોતાનું કાળું કલંક ધોઇ નાખવા માટેજ આમ કરતો હોવો જોઇએ. ગમે તેમ હોય પણ આપણે તેને તેમ કરતાં અટકાવવો જોઇએ. આપણે અહિં હાજર હોવા છતાં રાજકુમારીના લાવણ્યની ચોરી થાય એ ઠીક કહેવાય નહિ અને જો આપણી હાજરીમાંજ ચોરી થાય તો આપણે પછી અહિં આવવાનું પ્રયોજન શું ? અરે ! ઉભો રહે ચોરટા ! આ તું શું કરે છે ? તને આવી કુબુદ્ધિ કેમ સુજી ? શું આમ કરવાથી તારૂં કલંક દુર થઇ જશે ? ના, ના, તે તારી ભૂલ છે.

આમ કરવાથી તો ઉલટું તારા કલંકમાં વધારો થશે. અમે તને રાજ કુમારીના લાવણ્યની ચોરી કરવા દઇશું નહિ. આવી તસ્કર વિધ ક્યાંથી શિખ્યો? એ તને છાજે નહિ! અરે, પણ સામે તો જુએ. તે રાજકુમારી પાસે પહોંચતાંજ કેવો ઝાંખો પડી ગયો? જે થયું તે ઠીકજ થયું, ઠીક શિક્ષા થઇ. પારકા માલની ચોરી કરનારને આવીજ શિક્ષા થવી જોઇએ. જુઓ, જુઓ, રાજકુમારી તરતી તરતી આગળ નિકળી ગઇ અને સિલચરીઓ તેની પાસે પહોંચવાનો પ્રયત્ન કરી રહી છે. લો તે પણ તેની નિકટમાં આવી પહોંચી. જુઓ, હવે તેઓ પાછા ફરે છે. અહા! તેઓ કેટલીક સ્ફુર્તિથી તરે છે? અરે, તેઓ જોતજોતામાં કિનારા પાસે પણ આવી પહોંચ્યા. ચાલો, તેમને અહિં રહેવા દઇને આપણે બગીચાની સહેલ કરીએ અને પેલા સામે જણાતા ભવ્ય મહેલની નિરીક્ષા કરી આવીએ. અહા! વાટિકા કેવી સુંદર દેખાય છે? સ્થળે સ્થળે લીલા રંગના છોડવાઓ અને વૃક્ષો શોભી રહ્યાં છે. એટલુંજ નહિ પણ તેમનો દેખાવ નેત્રોને ઘણોજ પ્રિય લાગે છે. ગુલાબ, મોગરા, ચંપો, ચંબેલી, સેવતી, માલતી, જાઇ, જુઇ આદિ પુષ્પો સુગંધીથી કેવાં મધમધી રહ્યાં છે? તેમની સુગંધી નાસિકાને ઘણી પ્રિય અને રૂચિકર લાગે છે. આંબા, જાંબુ, જમરૂખ સીતાફળ, નાળિએરી, લીંબુ, નારંગી, અનનનાસ આદિ વૃક્ષો ઉપર લાગેલાં પાકાં ફળ ફરવા આવનારાઓની અભિરૂચીને જાગૃત કરે છે એટલુંજ નહિ પણ તેમને જોતાંજ મોઢામાં પાણી ભરાઇ આવે છે અહા! વૃક્ષો ઉપર ભિન્ન ભિન્ન જાતના પક્ષીઓ કેવા મધુર સાદથી ગાન કરી રહ્યાં છે? અને તેમનાં રંગબેરંગી પીંછાઓ આંખોને કેવા પ્રીયકર લાગે છે? સામે તો જુઓ! દ્રાક્ષની લતાઓ મંડપાકારમાં કેવી પ્રસરી ગઈ છે અને તેનો મંડપ પણ કેવો સરસ દેખાય છે!

તેમજ દ્રાક્ષો પણ કેવી લચી રહી છે અને આ શું ? આ ફુવારો કેવો સરસ દેખાય છે ? ફુવારાઓની તો કાંઇ હદજ રાખવામાં આવી નથી. તે તો ઠેર ઠેર ઉડતા જોવામાં આવે છે. રસ્તાઓ ભિન્ન ભિન્ન રંગના આરસપહાણુના પથ્થરોના બનેલા હોવાથી કેવા સરસ દેખાય છે? વળી ફરવા આવનારાઓને વિશ્રાન્તી લેવા માટે આરસપહાણુના આસનો ગોઠવેલા છે. તેમજ ચાંદીની ખોળવાળા સોફાઓ પણ મૂકેલા છે. વાટિકાનો ચાંદીનો કઠેરો પણ કેવો સુંદર દેખાય છે ? અને પેલું શું ? પાણીના કુંડ જેવું શું દેખાય છે ? અરે, તેતો તેજ કુંડ છે કે જેમાં રાજકુમારી પોતાના પ્રિયત્તમ અને સખીઓ સહિત જળ-ક્રીડા કરતી હતી. અહા ! વાટિકા તો ઘણી સુંદર છે. જાણે બીજું સ્વર્ગજ જોઇ લો. ચાલો, હવે જરા મહેલની પણ નિરીક્ષા કરીએ. જુઓ તેનું સિંહદ્વાર આ રહ્યું. શું તે ચાંદીનું બનેલું હશે ? હા, હા. એમજ છે. પ્રભાતમાં દિનકરની રશ્મિઓ તેના ઉપર પડતાં તેનો દેખાવ કેવો સરસ લાગતો હશે ? અને અત્યારે પણ ચંદ્રનો પ્રકાશ પડતાં તેનો દેખાવ કેવો રમણીય અને પ્રીયકર લાગે છે ? ભીંતો સો-નેરી રંગવડે રંગેલી હોવાથી સૂર્યોદય વખતે તો સકળ મહેલ જાણે સુવર્ણનોજ બનેલો હોય એમજ લાગતું હશે. ચાલો ! હવે અંદર પ્રવેશ કરીએ. અહા ! કેવો અલૌકિક મહેલ ? જુઓ, જુઓ તેના સાત ભાગ પાડેલા છે અને પ્રત્યેક ભાગ જુદા જુદા રંગનો હોઇ તેમાં તેવાજ રંગની સઘળી વસ્તુઓ જોવામાં આવે છે. કોઇમાં હીરા માણેકના આભરણો, કોઇમાં રત્નજડિત વસ્ત્રો, કોઇમાં સુગંધીદાર પદાર્થો અને કોઇમાં સુવર્ણ પીંજરમાં ભિન્નભિન્ન જાત તેમજ ભિન્ન ભિન્ન રંગના પક્ષીઓ જોવામાં આવે છે. સુગંધી પણ કેવી સરસ આવે છે અને રત્ન ઉપર તો આંખ પણ ઠરતી નથી. આ તે મહેલ

કે સાક્ષાત વૈકુંઠ ! ખરેખર, તે વૈકુંઠને પણ ભુલાવે તેવોજ છે. અરે ! આપણને અહિંઆં આવવાને ઘણો સમય ગઇ ગયો. આપણે મહેલની અવર્ણીય શોભા જોવામાં એવા તો તલ્લીન થઇ ગયા કે આપણને સમયનું પણ ભાન ન રહ્યું. ચાલો ! હવે આપણે પુનઃ વાટિકામાં જઇને જોઇએ કે આપણી વાર્તાનો નાયક અને નાયિકા શું કરી રહ્યાં છે? કોઇ વૃક્ષના ઓથામાં રહીને આપણે સઘળું જોઇ શકીશું તેમજ સાંભળી પણ શકીશું. જુઓ, આપણું પૂર્વ પરિચિત પ્રેમી યુગલ એક આસન ઉપર બેસીને પ્રેમની મધુર વાતો કરી રહ્યું છે અને પાસેની બેઠક ઉપર રાજકુમારીની સખીઓ બેઠેલી છે. પણ જરા સામે તો જુઓ? પેલી સિલવરીઆ શું કરી રહી છે? જુઓ જુઓ તે પુષ્પની માળા ગુંથે છે. અરે, જોતજોતામાં તે ગુંથી પણ રહી? જુઓ, તે પોતે ગુંથેલી માળા રાજકુમારીને પહેરાવે છે. અરે ! એટલામાં પહેરાવી પણ દીધી? પણ આ શું? રાજકુમારીએ પુષ્પમાળા કેમ કાઢી નાખી? હા, હવે સમજાયું. તે પોતાના પ્રિયત્તમના ગળામાં તેનું આરોપણ કરે છે. પણ પેલી સિલવરીઆ સામે ઉભી રહીને કેમ હસે છે? જુઓ, જુઓ તે કાંઇ બોલે છે. ધ્યાન દઇને સાંભળો. " સખિ ! મેં અતિ પરિશ્રમે ગુંથેલી માળા તમે ગળામાંથી કાઢી કેમ નાખી? તે ન ગમી કે શું? હા ! બાઇ ! હા ! કયાંથી ગમે? તમારી યાૈવનવાટિકામાં પુષ્પોની કયા ખોટ છે? તેમજ આ ક્ષુદ્ર પુષ્પો તેની તોલે પણ કયાંથી આવે? કેમ ખરૂં ને? " એમ કહી સિલવરીઆએ હાસ્ય કર્યું. " એતો ખરૂંજ ! રાજકુમારીની યાૈવન વાટિકાના સુમનો કયાં અને આ ક્ષુલ્લક પુષ્પો કયાં? ઉભયની સરખામણી કેમ થઇ શકે? ખરેખર, તેમની વચ્ચે આકાશ-પાતાળ જેટલો તફાવત છે. જુઓને વાટિકાના પુષ્પો ઉપરતો ભ્રમર પ્રસંગો-

પાતજ ગુંજાર કરે છે. પણ આપણી પ્રિય સખીના યૌવનવાટિકામાંથી તો રસિક ભ્રમર દુર ખસતોજ નથી. આ કાંઇ ઓછું આકર્ષણ કહે-વાય કે ? " પુલશરિઆએ સિલવરીઆને ઉત્તર આપતાં કહ્યું.

" સખી ! જ્યાં પુષ્પ હોય ત્યાં ભ્રમર અવશ્ય આવેજ. તેજ રીતે આપણી પ્રિય સખીની વપુવાટિકામાં અનેક પુષ્પો ખીલેલાં હોવાથી રસભોગી ભ્રમર તેની આસપાસ ભમ્યા કરે એમાં નવિન શું છે ? " ફુલારીયાએ હસતાં હસતાં કહ્યું.

" એ બધું તો ઠીક ! પણ આપણી પ્રિય સખીએ પોતાના પ્રિયત્તમને આ પ્રાકૃતિક માળા પહેરાવવાને બદલે આવી ક્ષુલ્લક પુષ્પ માળા કેમ પહેરાવી એ કાંઇ સમજાતું નથી. " રૂમિલડાએ રાજકુ-મારીના કર પરત્વે સંજ્ઞા કરતાં કહ્યું.

" તે તો રાજકુમારી જાણે. ભલા ! આપણે તેના મનની વાત કેમ સમજી શકીએ ? કહો, ન કહો પણ આજે રાજકુમારી કાંઇ અદ્‌ભુત દેખાય છે. જાણે સાક્ષાત વસંતદેવી. વસંતના આગમનથી જેમ પુષ્પવૃક્ષોને નવિન યૌવન પ્રાપ્ત થયું છે તેમ આપણી પ્રિય સખીએ પણ નવિન આવર્ત્તો ધારણ કર્યાં છે. તેનું યૌવન પણ કાંઇ અપૂર્વ ખીલી રહ્યું છે. આવું અપૂર્વ લાવણ્ય જોઇને રસભોગી ભ્રમર લોભાય એમાં નવાઇ શી ? કેમ ખરૂંને ? " એમ કહીને તેણે રાજકુમારી તરફ ઇશારો કર્યો.

" હું શું જાણું ? તમે જાણો. હું તો આમાંનું કાંઇ પણ સમજતી નથી. તમારે જેટલું હાસ્ય કરવું હોય તેટલું કરો. " રાજ-કુમારીએ શરમાઇને જવાબ આપ્યો.

" હા, ક્યાંથી જાણો ? ભોળા ખરાને ? પણ આ રસભોગી

ભ્રમરને સપડાવવાનું કેમ આવડયું એ કહોને ? હવે કેમ બોલતા નથી ? " સિલવરીઆએ હસતાં હસતાં કહ્યું.

" સખી ! મેં પ્રથમથીજ કહી દીધું છે કે હું આમાંનું કાંઈ પણ સમજતી નથી. તમારી આવી વાતો સાંભળીને મને ઘણી શરમ લાગે છે. " રાજકુમારીએ શરમાતાં શરમાતાં કહ્યું.

" લાગેજ તો ! કેમ ન લાગે? પણ વારૂ શયનગૃહમાં આ રસિક ભ્રમરને ભૂજાઓરૂપી બેડીઓમાં કેદ કરતાં અને નાજુક શૃંખલાઓમાં સાંકળી લેતાં શરમ કેમ ન આવી ? અને તેને તમારી યૌવનવાટિકામાં આવવા કેમ દીધો ? બોલતા કેમ નથી ? ચુપ કેમ થઇ ગયા ? " પુલશરિઆએ રાજકુમારીનું ઉપહાસ કરતાં કહ્યું.

" સખી ! હવે તો હું તમારાથી છેક્જ હારી ગઇ છું. હવે તો જંપવા દો. પાણીમાં તરવાથી મને થાક પણ પુષ્કળ લાગ્યો છે. માટે હવે તો મહેલમાં જઇએ તો સારૂં. " રાજકુમારીએ કહ્યું.

" હા, હા, થાકી ગયા છો ? નાજુક ખરાને ? પણ વારૂ ! સુરતયુદ્ધમાં તો કદી પણ હારતા નથી અને આમાં કેમ હારી ગયાં ? બોલોને ? કેમ બોલતા નથી ? " ફ્લાવીયાએ હસતાં હસતાં કહ્યું.

" સખી ! હવે મને વધારે અકળાઓ નહિ. મને ઘણો થાક લાગ્યો છે. માટે ચાલો, હવે તો મહેલમાં જઇએ." રાજકુમારીએ કહ્યું.

" તો એમ કહોને કે હારી ગયા છો ? નકામા બહાના શા માટે કાઢો છો ? " રૂમિલડાએ હસતાં હસતાં કહ્યું.

" એમ તો એમ ? મારે આ વાતની કયાં ના છે ? પણ ચાલો હવે તો મહેલમાં જઇએ. જમવાનો પણ વખત થયો છે. " રાજકુમારીએ કહ્યું.

"હા, ચાલો." સાહેલીઓએ જવાબ આપ્યો.

પ્રિય પાઠક! રાજકુમારી અને તેની સાહેલીઓ તો અહિંથી ચાલી ગઇ. હવે આપણે આ નિર્જન અને નિરવ વાટિકામાં કાળક્ષેપ કરવાનું કારણ શું? ચાલો, આપણે પણ મહેલમાં જઇએ.

મહેલમાં આવ્યા પછી પ્રેમીક પ્રેમિકા ઉભય ભોજનશાળામાં ગયા. ભોજનશાળા પણ આવશ્યક વસ્તુઓ વડે સારી રીતે શણગારેલી છે. વચ્ચોવચ્ચ ચાંદીની એક ભોજન પીઠિકા અને કેટલીક ખુરસીઓ મૂકેલી છે. દંપતીએ ખુરસીઓ ઉપર બેઠક લીધી કે તરતજ સુવર્ણ પાત્રોમાં ભિન્ન ભિન્ન પ્રકારના સ્વાદિષ્ટ પકવાનો પીરસવામાં આવ્યાં. આ વખતે ત્યાં તે પ્રેમીયુગલ સિવાય અન્ય કોઇ પણ ન હોવાથી મનગમતો પ્રેમવિનોદ કરવામાં તેમને કાંઇપણ પ્રત્યવાય આવે તેમ ન હતું. તેથી રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું. પ્રાણનાથ! આજે તો આપને મારા હાથે ખવરાવવાની મને ઇચ્છા થાય છે?" "જેવી તારી ઇચ્છા!" ઉસમાને જવાબ આપ્યો. આજ્ઞા મળતાંજ રાજકુમારીએ પોતાના પ્રિયત્તમના મુખમાં એક કોળીયો મૂક્યો. એટલે ઉસમાને તે ખાધા પશ્ચાત પોતાની પ્રિયત્તમાના વખાણ કરતાં કહ્યું "પ્રિયે! આજે તારા હાથે ભોજન જમવામાં મને જેવો સ્વાદ લાગ્યો, તેવો સ્વાદ ભાગ્યેજ અન્ય કોઇ પણ વખતે મળ્યો હશે. મિષ્ટાન તો અનેકવાર ખાધું છે, પણ આવો અપૂર્વ આસ્વાદ તો કદી પણ મળ્યો નથી. પ્યારી! તારા કોમળ કરના સ્પર્શથી ભોજન પણ સ્વાદિત થઇ ગયું. અરે તેં તેમાં ત્રૈલોક્યનોજ સ્વાદ મૂકી દીધો. પ્રાણેશ્વરી! ભોજન ગમે તેવું સ્વાદિષ્ટ અને મીઠું હોય પણ તે તારા કપોળની સરખામણીમાં તો નજ આવે. તારા કપોળતો અમૃત કરતાં પણ વધુ સ્વાદિષ્ટ અને મધુર છે."

"વ્હાલા! આપ ભૂલો છો. તે મારા કપોળની મધુરતા નથી. પણ આપના ઓષ્ટનીજ મધુરતા છે. ખરેખર, આપના ઓષ્ટ અમૃત કરતાં પણ વધારે માધુર્યતાવાળા હોવાથી ચુંબન કરતી વેળાએ મને ઘણો આનંદ પ્રાપ્ત થાય છે અને તે વખતે તો હું જાણે અમૃતપાન કરતી હોઉં એવી મજા પડે છે. લો, વ્હાલા! મારા હાથે આ મિષ્ટાન આરોગો." એમ કહીને રાજકુમારીએ મીઠાઇનો એક કકડો પોતાના પ્રિયત્તમના મ્હોંમાં મૂક્યો. પોતાની પ્રિયત્તમાને આવો અપૂર્વ સ્નેહભાવ બતાવતી જોઇને કુસમાને હસતાં હસતાં કહ્યું "પ્રિયે! આજ તો તું ખુબ ખીલી છે અને સારી રીતે રસ ઉપર ચઢી છે. ખરેખર, તારો આવો અપૂર્વ પ્રેમભાવ જોઇને હું ઘણો પ્રસન્ન થયો છું. તારી પેંઠ આજે મને પણ મારી પ્રેમ પ્રતિમાને મારે હાથે જમાડવાની ઇચ્છા થઇ છે. લે, તું પણ મારા હાથે આ મિષ્ટાનને ન્યાય આપ." એમ કહીને કુસમાને પોતાની પ્રિયત્તમાને પોતાને હાથે ખવરાવવા માંડયું. આ પ્રમાણે એક કોળીયો ખાધા પછી રાજકુમારીએ પોતાના પ્રિયત્તમ ઉપર કૃપાકટાક્ષ ફેંકતાં મંદહાસ્ય કરીને કહ્યું "હૃદયાધિશ! આપને હાથે ભોજન આરોગવામાં આજે મને અપૂર્વ સ્વાદ પ્રાપ્ત થયો છે. ખરેખર, તે પ્રેમનોજ પ્રતાપ. આપે રસોઇમાં પણ પ્રેમનું મિશ્રણ કર્યું હોય એમ લાગે છે કેમ ખરૂં કે નહિ?" આ પ્રમાણે હાસ્ય વિનોદ કરતાં અને એક બીજાને પોતાને હાથે ખવરાવતાં તેમણે પોતાની ક્ષુધાને શાંત કરી. ક્ષુધાને શાંત કર્યા પછી જળપાન કરી ચાંદની રાત હોવાથી શયન કરવા માટે તેઓ અગાશી ઉપર ચઢ્યા. પ્રિય પાઠક! ચાલ, આપણે પણ અગાશીમાં જઇને તેમની હાસ્યલીલા નિહાળીએ.

આકાશ સ્વચ્છ છે અને ચંદ્ર પોતાની સોળે કળાથી પ્રકાશી રહ્યો છે. તેનો પ્રકાશ સર્વ વસ્તુઓ ઉપર પડીને તેમને ઉજ્જવળ બનાવે

છે. જાણે તે પ્રત્યેક વસ્તુને પોતાના પ્રકાશવડે સ્નાન કરાવી તેમની મલિનતા ધોઇ નાખતો હોય એમજ લાગે છે. જે વસ્તુ ઉપર ચંદ્રનો પ્રકાશ પડે છે તેતો જાણે ચાંદીનીજ બનેલી ન હોય એવી દેખાય છે. ચંદ્રના પ્રકાશથી પૃથ્વીએ જાણે શ્વેત વસ્ત્રો પરિધાન કર્યા હોય એમ જણાય છે. એટલુંજ નહિ પણ જ્યારે ચંદ્રનો પ્રકાશ ઝરા અને સરિતાના નિર્મળ સલિલ ઉપર પડે છે ત્યારે પોતાના પ્રવાસથી થાકીને ચંદ્રમા જળમાં વિશ્રાંતી લેતો હોય અથવા પોતાના પરિશ્રમિત થએલા હૃદયને સંતોષવા માટે પાણીના મોજાંઓ સાથે ગેલ કરી રહ્યો હોય એવો ભાસ થાય છે. ટુંકમાં ચંદ્રના પ્રકાશથી જાણે પૃથ્વી ઉપર શ્વેત ગાલીચો બીછાવ્યો હોય એમ જણાય છે. અગાશી ઉપર પણ ચાંદની છટકી રહી છે. આવા રળીયામણા સમયે આપણું પૂર્વ પરિચિત પ્રેમી યુગલ ચાંદીથી રસેલા એક સુંદિર પર્યંક ઉપર બેસીને ચંદ્રની લીલા નિહાળી રહ્યું છે. આ પ્રમાણે કેટલીકવાર પર્યંત ચંદ્રની લીલા નિહાળ્યા પછી રાજકુમારીએ પોતાના પ્રિયત્તમ પ્રત્યે એક કૃપા કટાક્ષ ફેંકતાં કોકિલ કંઠે કહ્યું "પ્રાણનાથ! આજની રાત કેવી રળીઆમણી લાગે છે? ચંદ્ર પણ પોતાની સંપુર્ણ કળાથી પ્રકાશી રહ્યો છે અને જ્યાં જુઓ ત્યાં માત્ર ધવળતા સિવાય બીજું કાંઇ પણ દેખાતું નથી. ચંદ્રતો જાણે આપણી સાથે રમવાજ આવ્યો હોય એમ જણાય છે. કેમ ખરૂં કે નહિ?"

"ના, ના, પ્રિયે! ચંદ્ર આપણી સાથે રમવા આવ્યો નથી. પણ તે તારા સૌંદર્યની ચોરી કરવા માટેજ આવ્યો છે. જેને તેતો તારા મુખ આગળથી લેશ માત્ર પણ દુર ખસતો નથી." કુસમાને હસતાં હસતાં જવાબ આપ્યો.

"પ્રાણેશ્વર! તેમ નથી. ચંદ્રતો એ વાતની તપાસ કરવાને માટે

આવ્યો છે કે પોતે વિદ્યમાન હોવા છતાં પૃથ્વી ઉપર આ બીજો ચંદ્ર ક્યાંથી ઉગ્યો ?" રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું.

"બીજો ચંદ્ર વળી કેવો અને તે ક્યાં છે?" ઉસમાને આશ્ચર્યયુક્ત ભાવથી પ્રશ્ન પૂછ્યો.

"આ રહ્યો, તે મારી પાસેજ છે." રાજકુમારીએ હસતાં હસતાં જવાબ આપ્યો.

"તારી પાસે તો હુંજ છું." ઉસમાને કહ્યું.

"તો વ્હાલા! તે બીજા ચંદ્ર પણ આપજ છો. કેમ હવે મારા હૃદયમાં રમી રહેલા ચંદ્રને જોયો ?" રાજકુમારીએ હસતાં હસતા જવાબ આપ્યો.

"હા, જોયો, બરાબર જોયો. પણ વ્હાલી! આજે તું ખુબ ખીલેલી જણાય છે." ઉસમાને હસતાં હસતા કહ્યું.

"હા, કેમ ન ખીલું? ચંદ્રની કળાઓ જોઇ ચકોરને આનંદ થાય એ સ્વાભાવિક છે. સમુદ્રમાં ભરતી અને ઓટ પણ ચંદ્રની કળા ઉપરજ આધાર રાખે છે. તેવીજ રીતે મારા હૃદયમાં વસેલા ચંદ્રની કળા જોઇને મારૂં હૃદય પણ ખીલી રહ્યું છે. એટલુંજ નહિ પણ મારા અંતઃકરણમાં આનંદરૂપી ભરતી આવી છે. પણ એ સઘળો ચંદ્રની કળાનોજ પ્રતાપ." રાજકુમારીએ પોતાના પ્રિયત્તમ ઉપર કટાક્ષ બાણ ફેંકતાં મંદહાસ્ય કરીને કહ્યું.

"ચકોરને આનંદમગ્ન બનેલ જોઇ ચંદ્રને પણ આનંદજ થયો છે." ઉસમાને હસતાં હસતાં કહ્યું.

આ પ્રમાણે પ્રેમવિનોદ કરતાં કરતાં રાજકુમારીએ લાગ જોઇને પર્યંકની નીચે છુપાવેલી એક કળ ઉપર પગ મૂક્યો. એટલે તેમાંથી ઉસમાન ઉપર પુષ્પવૃષ્ટિ થઇ રહી. પછી બીજી કળ દબાવતાં અત્ત-

રની વૃષ્ટિ થવા લાગી. નિજ પ્રિયાની આવી ચાતુરી જોઇ ઉસમાને પ્રસન્ન થઇને હસતાં હસતાં કહ્યું "પ્રિયે! આ શું કર્યું ?" "વ્હાલા! કરવાનું શું હોય ? આ તો વસંતની લીલા છે. બીજું શું હોય ?" રાજકુમારીએ હસતાં હસતાં જવાબ આપ્યો. પછી ઉસમાને પણ પોતાના વસ્ત્રમાંથી અત્તરની એક શીશી કાઢીને તેમાંનું અત્તર પોતાની પ્રિયત્તમાના શરીર ઉપર એવી રીતે ચોળ્યું કે તેના સઘળાં વસ્ત્રો ચોળાઇ ગયાં. આવી રીતે પ્રેમવિનોદ કરતાં કરતાં ઉભય નિદ્રાને આધીન થયા.

ઉપર બતાવ્યા પ્રમાણે ઠંતુસ શહેરમાં. આપણો પૂર્વ પરિચિત ઉસમાન પોતાની પ્રિયત્તમા સહિત અપૂર્વ આનંદ વિહાર કરી રહ્યો છે. આ પ્રકારે આનંદવિહાર કરતાં કરતાં એક મહિનો પસાર થઇ ગયો અને એક બીજાના સમાગમમાં વખત જતાં કાંઇપણ વાર લાગી નહિ. આ પ્રમાણે તે પ્રેમી યુગલ આનંદમાં પોતાના દિવસો નિર્ગમન કરી રહ્યું છે એવામાં સ્પેનના અમીર અબ્દુલરહેમાન તરફથી એવા સમાચાર આવ્યા કે તે ફ્લેન્ડર્સના રાજા રિચર્ડ ઉપર ચઢાઇ કરવા માગે છે. માટે ઉસમાને પણ તેને પોતાના લશ્કર સહિત આવી મળવું. આવો પત્ર મળતાંજ તેમના આનંદ વિહારમાં વિક્ષોભ પડયો. અમીરની આજ્ઞાનુસાર ઉસમાને બીજા દિવસથી પ્રવાસની તૈયારીઓ કરવા માંડી અને સઘળી તૈયારીઓ થઇ રહેતાંજ તેણે ફ્લેન્ડર્સ પરત્વે પ્રયાણ કર્યું.



# પ્રકરણ ૧૮ મું.

## દસ્સામી સેનાનો દિગ્વિજય.

શરદ્ઋતુનો આરંભ થઇ ચુક્યો છે. શરદ્ઋતુનો આરંભ થતાંજ દિશાઓ, આકાશ, જલાશયો આદિ સઘળું સ્વચ્છ જણાવા લાગ્યું, વાદળાંઓ શાંત થવા લાગ્યાં, અંધકારરૂપી કારાગૃહમાંથી મુક્ત થએલો ચંદ્ર ક્ષિતિજને કિરણોરૂપી ચુનાથી ધોળવા લાગ્યો, સરિતાઓ નિર્મળ દેખાવા લાગી, વાદળાંઓ શ્વેત દેખાવા લાગ્યાં, વિરહી લોકોને ચંદ્રનો તાપ આશ્ચર્યજનક દેખાવા લાગ્યો, વર્ષાઋતુમાં મદોન્મત બનીને નાચનારા મયુરો શીતકાળનો આરંભ થતાંજ મૌન્યવ્રત ધારણ કરવા લાગ્યા, આકાશ સ્યામ દેખાવા લાગ્યું, નદી, પવન, મયુર, દેડકાં અને તમરાંઓના શબ્દો બંધ પડી ગયા, અંધકાર પણ નાશ પામ્યો, કમળો લાંબા સમય પર્યંત જળ ઝીલીને પ્રફુલ્લિત થવા લાગ્યાં, ચોદિશ ચાંદની છટકવા લાગી, સૂર્ય બમણા વેગથી પ્રકાશવા લાગ્યો, વર્ષાકાળમાં સરિતાઓને મલિન સમજીને દુર રહેલા હંસો પાછા જળક્રીડા કરવા લાગ્યા, ચંદ્રના સ્ફટિક જેવા પેટમાંથી તેમાં રહેલો કાળો ડાઘ જણાવા લાગ્યો, ચંદ્રના કિરણો માનવંતીઓના માનનો પણ ભંગ કરવા લાગ્યાં, કુમુદો તેમજ યુવતીઓના મનોવિકારને પ્રફુલ્લિત કરવા લાગ્યાં, વિરહિણીઓની વ્યથાને વધારવા લાગ્યા, અગાશીઓમાં વિનોદ કરતાં રસિઆઓને પરમ સુખ આપવા લાગ્યાં, મલિનતા રહિત થએલું જળ વિદ્વાનોના ચિત્ત જેવું જણાવા લાગ્યું, મૂક બનેલાં દેડકાંઓ ન્યાયાલયમાં હારી ગએલા વકીલો જેવા

જણાવા લાગ્યાં, ચાંદની તો બ્રહ્માંડમાં ઉભરાઇ જવા લાગી, એટલુંજ નહિ પણ તે વિરહિણી યુવતીઓને સતાવવા લાગી, આ કારણથી ચાંદનીને શીતળ ધારી તેમાં બેસતી લલનાઓ કામથી પીડિત થવા લાગી, ચાંદની, પવન આદિ શીતળ વસ્તુઓ પોતાને બાળી નાખે છે એમ જાણીને વિરહિણીઓ પોતાના ભાગ્યનેજ દોષ દેવા લાગી, ચાંદનીનો પ્રસાર થવા છતાં અને ચંદનાદિકના ઉપચારો ચાલુ હોવા છતાં પણ વિરહિણીઓને મૂર્છા આવવા લાગી, ચંદ્રબિંબમાંથી ક્ષીરસાગર ઉત્પન્ન થઇ માનિનીઓના માનને શોષી જવા લાગ્યો, ચાંદની રાત્રિથી અને રાત્રિ ચાંદનીથી શોભવા લાગી.

આ સમયે સરિતાઓના તીરે પડેલા કાદવોને મસ્ત પાડાઓ પોતાના શીંગડાઓ વડે ઉથલાવવા લાગ્યા અને તે જોઇને પાડાઓને કાદવ તેમજ કાદવને પાડાઓ યોગ્ય છે એમ જણાવા માંડયું. શીતકાળનો ઉદય થતાંજ યુવતીઓના નેત્રોએ મસ્તી કરવા માંડી. યુવતીઓના કપોળ મંડળમાં પ્રતિબિંબિત થયેલાં ચંદ્રબિંબો વિલાસી લોકોના ચિત્તોમાં કામદેવરૂપી અગ્નિ ઉત્પન્ન કરવા લાગ્યાં. દિશાઓ રજ વગરની હોવા છતાં સફેદ વાદળાંઓરૂપી ગર્ભનું ગ્રહણ કરતી દેખાવા લાગી, ચંદ્ર કિરણોરૂપી પોતાના તીક્ષ્ણ શસ્ત્રથી અંધકારને વીંધી નાખવા લાગ્યો. વૃક્ષોથી ઘેરાયેલા નિકુંજો અંધકારમય હોવા છતાં અભિસારિકાઓને તે ઉજ્વળ દેખાવા લાગ્યા. સરિતાઓની ગતિ સવારમાં સાસરેથી પિયર જતી લલનાઓ જેવી જણાવા લાગી. પુષ્પોના મકરંદ પીવાથી ઉન્મત બનેલા ભમરાઓ મધુપાન કરનારા કામી લોકોની પેઠે ઘેલા બનીને ગાયન કરવા લાગ્યા, વાદળાંઓ લોકોને સંતુષ્ટ કરીને અદૃશ્ય થવા લાગ્યાં અને ચોખાના ખેતરોમાં જતી કુંઝડીઓનો શબ્દ લોકોને આનંદ આપવા લાગ્યો. જેમ વાદ-

જાંઓ સર્વત્ર સમાન રીતે વૃષ્ટિ કરી પોતાનું અપક્ષપાતપણું દેખાડતા હતા, તેમ ચાંદની પણ સકળ વિશ્વને પોતાના પ્રકાશનો લાભ આપીને પોતાનું અપક્ષપાતપણું પુરવાર કરતી હતી. મેઘવૃષ્ટિએ સઘળી દિશાઓને જેવી અંધકારમય કરી મૂકી હતી તેવીજ ચાંદનીએ તેમને પ્રકાશમય કરી મૂકી. વર્ષાકાળમાં કેદ થયેલો ચંદ્ર શીતકાળમાં છુટો થઇ ગયો. વર્ષાકાળમાં ખુલ્લી બેઠકો જેવી પ્રતિકૂળ જણાતી હતી તેવીજ તે શીતકાળમાં અનુકૂળ જણાવા લાગી. વર્ષાઋતુમાં જે અભિસારિકાઓ શ્યામ વસ્ત્રો અને શ્યામ આભરણો પહેરીને અભિસરણ અર્થે જતી હતી તેજ અભિસારિકાઓ શીતકાળમાં શ્વેત વસ્ત્રો અને શ્વેત આભરણો પરિધાન કરીને અભિસરણાર્થે જવા લાગી. વર્ષાઋતુમાં કદંબનું યશોગાન કરનાર ભ્રમરો શીતકાળમાં કમળોના યશ ગાવા લાગ્યા. વાદળાંરૂપી મોહિનીના વિયોગથી વિરહી બનીને મયુરો મૌન્ય વ્રત ધારણ કરવા લાગ્યા. આકાશમાં પ્રકાશતા તારાઓ જાણે સુરત યુદ્ધમાં દેવાંગનાઓના તુટેલા હારોના હીરા હોય એવા દેખાવા લાગ્યા. રાતના સમયે ચંદ્રે પ્રસારેલી શીતળતાને હરી લેતો સૂર્ય અને સૂર્યે દિવસે પ્રસરેલા તાપને હરી લેતો ચંદ્ર મારકો માલ હરી લેતા લુંટારા સમાન જણાવા લાગ્યા. શીતકાળની શોભા ચંદ્ર કિરણોમાં, તારાઓના પ્રકાશમાં, નિર્મળ જળાશયોમાં, ખીલેલા કમળોમાં અને ખેતરોની ચોકી કરતા ખેડુતોના ગાયનોમાં વિભક્ત થયેલી જણાવા લાગી. શ્વેત રંગની શેરડીઓ શરત્કાળે વર્ષાકાળને પરાસ્ત કરી પૃથ્વીમાં દાટેલા વિજયસ્થંભો હોય એવી દેખાવા લાગી. તારાઓરૂપી મોતીમય આભરણોવાળી, ચાંદનીરૂપ શ્વેત વસ્ત્રથી દીપતી, ચંદ્રરૂપી પ્રફુલ્લિત મુખવાળી અને આલતીના શ્વેત પુષ્પોથી શોભતી રાત્રિ પણ શુક્લાભિસારિકા જેવી દેખાવા લાગી. સુરતલીલામાં થાકીને સુતેલી કામિ-

નીઓનાં ખુલ્લાં કુચમંડળો ઉપર પડતા ચંદ્રના કિરણો જાણે કામાતુર થઇને આકાશમાંથી ઉતરી આવવા ધારતા ચંદ્રે અવલંબનને માટે દોરીઓ રાખેલી હોય એવા દેખાવા લાગ્યા. યુવતીઓનાં કપોલોમાં પડેલાં ચંદ્રબિંબના પ્રતિબિંબો જાણે તેમના કપોલો પરત્વે આકર્ષાઇને તેમને ચુંબન કરી રહ્યાં હોય એવા જણાવા લાગવા. અગાશીમાં સુતેલી વનિતાઓના સ્તનમંડળમાં દેખાતો ચંદ્ર જાણે તેમના કુચોનું મર્દન કરવા આવ્યો હોય એવો દેખાવા લાગ્યો. સુતેલી રમણીયોના વસ્ત્રોને કાંઇ પણ પ્રતિબંધ વિના ખસેડી નાખતો પવન જાણે તેમના યૌવન સુમનોને નિરખવાને આતુર બન્યો હોય એવો દેખાવા લાગ્યો. રાત્રિના સમયમાં ગુપ્ત રીતે કામિનીઓનાં શયનગ્રહમાં પેસી માનવંતીઓના માનની ચોરી કરવા આવેલો પવન પોતાને કોઇ જોઇ જાય નહિ એટલા માટે દીપકોને ઓલવી નાખવા લાગ્યો. પ્રદોષનો મંદ પવન માનવંતીઓને સમજાવવા લાગેલી સખીઓને સહાયતા આપવા લાગ્યો, સુરતયુદ્ધમાં પ્રવૃત્ત બનેલાઓને વધારે ઉત્તેજિત કરવા લાગ્યો, સુરતાંત પામેલાં કામી લોકોને વાજીકરણનો અર્થ સારવા લાગ્યો, શ્રમિત થયેલી યુવતીઓ તરફથી સુરતયુદ્ધ પુનઃ આરંભ કરવાનું માનપત્ર મેળવવા લાગ્યો, સુગંધ તથા શીતલતાથી ભરપુર છતાં પણ વિરહિણીઓને સંતપ્ત કરવા લાગ્યો અને વનિતાઓએ પહેરેલાં બારીક વસ્ત્રોને નૃત્યની શિક્ષા દેવાથી યુવકોની દૃષ્ટિને પરમ આનંદ દેવા લાગ્યો. અગાશીઓમાં કેલી કર્યા પશ્ચાત્ પોતાના પ્રાણપ્રિયોના વક્ષઃસ્થળો પર સુઇ ગયેલી કાંતાઓ દેવાંગનાઓ સમાન જણાવા લાગી. સુરતનો વિરામ થતાં સંભ્રમથી વસ્ત્રને સંભાળવા લાગેલી, મોતીનો હાર તુટી ગયા છતાં પણ અમણી રમણીયતા ધરાવતી, બન્ને હાથ ઉંચા કરી કેશપાશ બાંધવા લાગેલી, તુટી ગયેલી પુષ્પમાળાને ફેંકી

દેતી, પરસેવાથી ભીંજાઇ ગયેલી હોવા છતાં પણ અંગોનો સંકોચ કરતી અને શ્વાસની પ્રબળતાને લીધે કંપિત કુચોવાળી માનિનીઓના દર્શનનો પરમ આનંદ આપનારા ચંદ્રને વિલાસી યુવકો અપૂર્વ આશીર્વચનો દેવા લાગ્યા. ચંદ્રના કિરણોના ફેલાવાથી જગત ક્ષીર-સાગરમાં ડુબેલું હોય તેમ જણાવા લાગ્યું, કામી લોકોના અંતઃકરણો શૃંગારમાં ડુબેલા જણાવા લાગ્યા અને ક્રમળો શાંત રસમાં ડુબેલા જણાવા લાગ્યા. ચંદ્ર યુવકોના મનમાં કામદેવને ઉદ્દીપ્ત કરવાનું પોતાનું ખાસ કામ સંભાળવા લાગતાં કામદેવને વસંતની, કોકિલાઓનાં પંચમ સ્વરની કે બીજા કોઇ ઉદ્દીપકની અગત્ય રહી નહિ. પ્રદોષનો સમય થયા પહેલાંજ યુવતીઓ ઘરના કામકાજ વિસરવા લાગી. કુમુદો અને સંયોગી દંપતીઓના મુખ પ્રસન્ન થયાં. ઉગતાંજ અંધકારનો નાશ કરી નાખતો ચંદ્ર "તેજસ્વીના [illegible]" જેવો જણાવા લાગ્યો. ચાંદની અમૃતની ધારા સમાન ઉજ્વળ હોવા છતાં પણ વિરહી લોકોનાં પ્રાણોને પ્રયાણમાં ઉન્મુખ કરવા લાગી.

આ પ્રમાણે ફ્લેન્ડર્સમાં સર્વત્ર શીતકાળનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું છે એવા સમયે અમીર અબ્દુલરહેમાને આપણા પૂર્વ પરિચિત ઉસમાનની સહાયતા વડે પ્રસ્તુત નગર ઉપર ચઢાઇ કરી એવું આપણે ગત પરિચ્છેદમાં જોઇ ગયા છીએ. હલ્લાની સેના નિકટમાં આવતાંજ ફ્લેન્ડર્સનરેશ રિચર્ડ યુદ્ધ નહિ કરતાં પોતાના સુરક્ષિત દુર્ગમાં ભરાઇ બેસવાથી મુસલમાનોએ પ્રસ્તુત દુર્ગને ઘેરી લીધો. નગર એવી રીતે ઘેરાયેલું હતું કે તેમાં પક્ષીમાત્ર પણ ફરકી શકતું નહિ. નગરમાં અનાજની ખોટ તો હતીજ અને તેમાં વળી બીજા લોકોનું આગમન થવાથી હવે તો અનાજની પૂરેપૂરી તાણ પડવા લાગી, અનાજ મોઘું થયું અને ગરીબ લોકો ધાન્ય વિના ટળવળી ટળવળીને મરવા લાગ્યા.

લડાઇ જલદીથી પૂરી થશે અને બહારથી અનાજ આવશે એવી આશાથી પ્રથમ તો લોકો ધીરજ ધરીને બેસી રહ્યા. પણ જ્યારે લડાઇનો અંત ન આવ્યો અને શહેરમાંનું સઘળું અનાજ ખપી ગયું, ત્યારે નગરજનો બુમાબુમ પાડવા લાગ્યા. રસ્તામાં મનુષ્ય શબ પડેલાં દેખાવા લાગ્યાં પ્રજાજનો હવે તો છેકજ નિરાશ થઇ ગયા અને હતાશ બનીને લુંટફાટ કરવાને નિકળી પડયા. આ પ્રમાણે હથીઆરબંધ ટોળીઓ નગરમાં સઘળે ફરીને લુંટફાટ કરવા લાગી અને તેમણે લોકોના ઘરોમાંથી અનાજ લુંટી લેવા માંડયું. રસ્તામાં કાપાકાપી ચાલી અને લોહીની નીકો વહેવા લાગી. પ્રજાજનોએ ઘણો અટકાવ કર્યો પણ તેમાં તેમનું કાંઇ પણ વળ્યું નહિ. તેમના ઘરોનું અનાજ લુંટાઇ ગયું અને હવે તેમને મરવાનો વખત આવી લાગ્યો. થોડા દહાડા પછી લુંટેલું અનાજ થઇ રહેતાં શ્રીમંત અને ગરીબ ઉભયની એક સરખી સ્થિતિ થઇ ગઇ. હવે દુષ્ટ દુષ્કાળે પોતાનું ખરેખરૂં રૂપ પ્રકાશ્યું અને સઘળા તેના કાળરૂપી ગ્રાસમાં સપડાયા. આ સમયે પ્રજાને જે દુઃખ સહન કરવું પડયું તેનું વર્ણન થઇ શકે તેમ નથી. લોકો એવા તો દુર્બળ થઇ ગયા હતા કે તેમનું મુખ જોઇને સુગ આવ્યા વિના રહેજ નહિ. લોહી ઉડી જવાથી તેમના શરીર શ્વેત થઇ ગયાં હતાં અને માંસ તથા ચરબી પીગળી જતાં તેઓ હાડપિંજર જેવા દેખાતા હતા. આવી સ્થિતિમાં તેઓ ભૂત જેવા દેખાતા હતા. તદુપરાંત તેઓના મુખ ઉપર તેમના હૃદયના દુષ્ટ વિચારો સ્પષ્ટ જણાઇ આવતા હતા, દ્વેષ, ઇર્ષા, ક્રોધ આદિ દુર્ગુણો તેમના મુખ ઉપર સાફ દેખાતા હતા. આતો તેમના બાહ્યિક દેખાવની વાત થઇ, પણ તેમના હૃદયમાં જે અશાંતિ ઘર કરી બેઠી હતી અને ક્ષુધાને લીધે તેમને જે દુઃખ થતું હતું તેનું યથાર્થ વર્ણન તો જેણે તેવું કષ્ટ ભોગવ્યું હોય

તેજ આપી શકે. રસ્તામાં ચાલતાં ચાલતાં કેટલાંક લોકો મૂર્છિત થઇને પડી જતાં અને તરતજ મૃત્યુને શરણ થતાં, સર્વત્ર આવી જ સ્થિતિ હોવાથી એક બીજાને સહાયતા પણ કેમ આપી શકાય ? અને દયા પણ કોને આવે ? આ કારણથી મડદાંઓની સાથે, ચાલવાને અશક્ત થયેલા મનુષ્યો પણ રસ્તાઓ ઉપર પડી રહેવા લાગ્યા. કેટલાક તો પોતાના ઘરોમાંજ ગોંધાઇ રહેતા અને કેટલાક તો અશક્તિના કારણે પથારીમાંથી ઉઠી પણ શકતા નહિ. તેઓ ઘરમાં સુતાં સુતાં બરાડા પાડતા હતા. નાના બાળકો ટળવળી ટળવળીને રસ્તામાં મરણને શરણ થતા હતા. તેમની માતાઓ ગાંડાતુર બનીને આમતેમ દોડાદોડ કરતી અને પ્રથમથી છુપાવી રાખેલો રોટલાનો કકડો પોતાના બાળકોને ખવડાવતી. એટલુંજ નહિ પણ કોઇ દુષ્ટ પોતાના બાળક પાસેથી રોટલાનો કકડો લઇ જાય નહિ એટલા માટે આતુરતાથી ચોતરફ જોઇ રહેતી. કેટલાંક બાળકો પોતાની માતાઓ સમક્ષ મૃત્યુને શરણ થતાં તેઓ તેમને અશ્રુ ભર્યાં નયને જોઇ રહેતી. પોતે ભૂખી હોવાથી દુધ તો આવેજ ક્યાંથી ? આવી સ્થિતિમાં ધાવણા બાળકો રીબાઇ રીબાઇને મરી જતાં હતાં. પોતાના વ્હાલા બાળકોને પોતાની સામેજ મરી જતા જોઇને તેમની માતાઓને ઘણું દુ:ખ થતું હતું. વૃદ્ધો અને વૃદ્ધાઓ તેવુંજ દુ:ખ ભોગવી રહ્યાં હતા. યમ ચારે બાજુએ ફરતા હતા અને તેમના હાથમાં આ વખતે ઘણું કામ આવી પડયું હતું.

વખત જતાં અનાજ સમુળગું થઇ રહ્યું અને ઉદરના નિર્વાહ અર્થે ખાવાનું તો જોઇએજ. આવી સ્થિતિમાં કેટલાકે ઝાડના પાંદડા ખાઇ પોતાનું ઉદર ભરવા માંડયું. જેમના ઘરમાં ઢોરઢાંખ હતા તેઓ દુધ ઉપર પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યા. આવો હલકો ખોરાક સેવાથી તથા મરી ગયેલા માણસોના શબમાંથી નિકળતા ખરાબ વાયુએ કરીને શહેરમાં રોગનો ઉપદ્રવ થયો. લોકો મોટા પ્રમાણમાં

મરવા લાગ્યા. આ પ્રમાણે લોકો ઉપર રોગ અને દુષ્કાળ ઉભયે એકી વખતે આક્રમણ કર્યું અને મૃત્યુનું કામ ધમધોકાર ચાલવા લાગ્યું. જેઓ દુષ્કાળમાંથી બચ્યા તેઓ રોગને શરણ થયા. આ પ્રમાણે રોગનો આરંભ થતાંજ લોકો નિરાશ થઇ ગયા અને તેમણે જીવવાની આશા મૂકી દીધી. રસ્તાઓમાં શબો પડી રહેવા લાગ્યાં. તેમને ઉપાડવાની કોઇ તસ્દી લેતું નહિ. ઘરોમાં પણ મડદાં સડવાં લાગ્યાં. હિંસક પશુઓને ઉજાણી કરવાની સારી તક હાથ લાગી. ઢોર ઢાંખ પણ પુષ્કળ મરવા લાગ્યાં. દુષ્કાળ તથા રોગના કારણે લોકોની બાહ્ય અવસ્થામાં જેવો ફેરફાર થયો હતો તેવોજ ફેરફાર તેમના હૃદયમાં પણ થયો હતો. તેમના સદ્‌ગુણો દબાઇ ગયા હતા અને દુર્ગુણો સ્પષ્ટ જણાઇ આવતા હતા. લોકલજ્જા જતી રહી. સગપણ સંતાઇ ગયું. મિત્રતા મટી ગઇ અને સ્વાર્થ સઘળાના મનમાં વ્યાપી રહ્યો અને અરસપરસની પ્રીતિનો પણ નાશ થયો.

આવી રીતે શહેરમાં દુષ્કાળ અને રોગ ચાલતો હોવાથી છેવટે નિરાશ થઇને રિચર્ડે દુર્ગમાંથી બહાર આવી મુસલમાનો ઉપર આક્રમણ કર્યું અને તેમની જગ્યાએથી ખસેડવાને ઘણા ઘણા પ્રયત્ન કર્યા પણ તેઓ પર્વતની પેઠે અચળ ઉભા રહ્યા. લડાઇ ઘણી ભારે ચાલી. વર્ષાઋતુમાં પવનના વેગથી જેમ સામસામેના વાદળાં એક બીજાં સાથે અથડાય છે તેમ ઉભય સેનાઓ એક બીજા સાથે અથડાઇ. તલવારોના અવાજથી કાન બહેર મારી જવા લાગ્યા. શરની તો વૃષ્ટિજ થઇ રહી હતી. જમીન ઉપર લોહીના રેલા ચાલવા લાગ્યા અને યોદ્ધાઓની ચીસોથી ત્યાં એક શબ્દ માત્ર પણ સંભળાતો ન હતો. ઘાયલ થયેલા સૈનિકો ધુળમાં રગદોળાવા લાગ્યા. તેમને લાગેલા ઘામાં પીડા થતી હોવાથી તેઓ બુમાબુમ પાડવા લાગ્યા. સમુદ્રમાં તોફાન વખતે જેમ પહાડ જેવાં મોજાંઓ એક બીજાં સાથે અથડાય છે તેમ

ઉભય લશ્કરો એક બીજાને ભેટી પડયાં. આ પ્રમાણે લડતાં લડતાં તેઓ છેક પાસે આવી ગયેલા હોવાથી ધનુષ્ય બાણ કેવળ નિરર્થક થઇ પડયાં. આ કારણથી તેઓ ભાલા, તલવાર, કટાર, બરછી આદિ ટુંકા હથીઆરો વડે લડવા લાગ્યા. તલવાર, ભાલા આદિનો ખડખડાટ થઇ રહ્યો હતો. સેંકડો માણસ ઘાસની પેઠે કપાઇ જતાં હતાં અને તેના કરતાં પણ વધારે માણસો ઘાયલ થઇને પડતાં હતાં. આ ઘાયલ થયેલા સૈનિકો કાંતો પોતાના સોબતીઓના પગ તળે કચરાઇ જતા હતા કે કાંતો તેમના સોબતીઓ તેમને બાજુએ ખસેડી દેતા હતા, જ્યાં તેઓ પડયા પડયા બરાડા પાડતા હતા. રણભૂમિમાં લોહીની નીકો વહેવા લાગી. કેટલેક ઠેકાણે લોહીના ખાબોચીયાં ભરાઇ ગયાં. ઉભય પક્ષના મરી ગયેલા સૈનિકો ભિન્ન ભિન્ન સ્થળોએ અને ભિન્ન ભિન્ન રીતે પડેલાં હતાં. કેટલાકના મોઢાં અને આંખો મરતી વખતે ઉઘાડી રહી ગઇ હતી. કેટલાકના ચહેરા વિકાળ બની ગયા હતા. કેટલાકના અવયવો ખંડિત થઇને આમતેમ રઝળતાં હતાં અને કેટલાકના માથા વગરના ધડ આમ તેમ રઝળતાં જોવામાં આવતા હતાં. તેવીજ રીતે ઘાયલ થયેલા લોકો ભોંયપર ટળવળતા હતા. તેમની સેવા ચાકરી કરનાર, તેમજ તેમને જે વસ્તુ જોઇએ તે લાવી આપનાર, તેમના ઘા ઉપર હાથ ફેરવનાર, મીઠાં વેણ સંભળાવી ઉત્તમ આરામ આપનાર અને ઘા ઉપર ઔષધિનો લેપ કરનાર કોઇ પણ નહિ હોવાથી તેઓ ઘણો શોક કરતા હતા અને આવી દુઃખપ્રદ સ્થિતિમાંથી પોતાનો જલદીથી છુટકો થાય એવી જગત્નિયંતા પાસેથી યાચના કરતા હતા. આ પ્રમાણે યુદ્ધ કરતાં કરતાં ખ્રિસ્તિઓએ પીઠ ફેરવીને નાસવા માંડયું. એટલે મુસલમાનો દિગ્વિજયી થયા અને દુર્ગ ઉપર તેમની અર્ધચંદ્રાકાર પતાકા ફરકવા લાગી.

# પ્રકરણ ૧૯ મું.

## નવિન યુગલ.

સંધ્યાનો સમય છે. સૂર્યાસ્ત થવાને માત્ર થોડીજવાર છે. પક્ષીઓ આખા દહાડાના પ્રવાસ પછી પોતાના માળાઓ તરફ જઇ રહ્યાં છે. તેમજ વિલાસપ્રિય યુવક અને યુવતીઓ ફરવા નિમિત્તે વાટિકાઓ તરફ જઇ રહ્યાં છે. આવા રળીઆમણા સમયે ફ્લેન્ડર્સની રાજ્ય વાટિકામાં સૈનિક વસ્ત્રધારી એક યુવક આમતેમ ભ્રમણ કરીને મઘમઘતા પુષ્પોની સુગંધી લઇ રહ્યો છે. તેણે પરિધાન કરેલાં વસ્ત્રો ઉપરથી તે કોઇ અધ્યક્ષ અથવા ઉચ્ચ શ્રેણીનો અમલદાર હોય એવો ભાસ થાય છે. તેનું વય લગભગ ૩૦ વરસનું છે અને તેણે શ્રીમંત અરબ લોકો જેવો શૃંગાર પરિધાન કર્યો છે. તેના ચહેરાનો રંગ શ્વેત અને મનોહર છે. આંખો મોટી અને ચપળ છે. લલાટ ભવ્ય અને વિશાળ છે. બાહુઓ લાંબા અને સુડોળ છે. ટુંકમાં તેનું સર્વાંગ સુંદર અને મનોહર છે. કદાચ પાઠકોએ તેને ઓળખ્યો નહિ હોય. તેથી મારે તેમને કહી દેવું જોઇએ કે તે સ્પેનનો સુબો અમીર અબ્દુલ રહેમાન છે. ફ્લેન્ડર્સ નરેશ રિચર્ડનો પરાજય કર્યા પછી તેણે નિજ સેના સહિત રાજમહેલમાં નિવાસ કર્યો છે અને આ વખતે સંધ્યા વિહાર કરવાના હેતુથી તે રાજમહેલની પાછળ આવેલા બગીચામાં ફરવા માટે આવેલો છે. બગીચામાં આમ તેમ ફરતાં ફરતાં તે એક પુષ્પ વૃક્ષ પાસે ઉભો રહીને તેની સૌંદર્યતા નિહાળવા લાગ્યો અને તેમાં તે એવો તો તલ્લીન થઇ ગયો કે પોતાની આસપાસ શું થાય

છે તેનું પણ તેને ભાન ન રહ્યું. આ પ્રમાણે તે પુષ્પ વૃક્ષની શોભા નિહાળી રહ્યો છે એટલામાં એક યુવતી રાજમહેલમાંથી નિકળી મંદ મંદ પગલાં ભરતી તેની પાસે જવા લાગી. પોતાના આગમનની તેને ખબર પડે નહિ એટલા માટે તે એવા તો મંદ મંદ પગલાં ભરતી હતી કે તેના પગલાંનો અવાજ માત્ર પણ સંભળાતો ન હતો. પ્રસ્તુત સુંદરીનું વય ૨૦ વરસનું હોઇ તેણે એક રાજકન્યા જેવા અમુલ્ય વસ્ત્રાભુષણ પરિધાન કર્યાં છે અને તેનું લાવણ્ય અપ્સરાને પણ શરમાવે તેવું છે. પ્રિય પાઠક! આ નવિન આગન્તુક લલના કોણ હશે એ તું બતાવી શકીશ વારુ? કદાચ તું તેને ઓળખતો નહિ હોય, માટે મારેજ તને કહી દેવું જોઇએ કે તે બીજી કોઇજ નહિ પણ રાજકુમારી ફ્લોરેન્સની પ્રિય સહચરી અને આપણી પૂર્વ પરિચિત એલી ઝામેથ છે. ગત યુદ્ધમાં અમીર અબ્દુલરહેમાને જે શરાતન દાખવ્યું હતું તેણે તેને મોહ મુગ્ધ બનાવી હતી. આ કારણથી તે પ્રસ્તુત અમીર ઉપર આસક્ત થઇને રાત દિવસ તેનુંજ રટણ કરતી હતી. એટલુંજ નહિ પણ તે તેમના દર્શનને માટે પ્રત્યેક પળે આતુર રહેતી હતી. મહેલમાં પણ તે કોઇ ને કોઇ નિમિત્તે તેના દર્શન કરવાનું ચુકતી નહિ અને આ વખતે પણ અમીર અબદુલરહેમાન વાટિકામાં ભ્રમણ કરી રહ્યા છે એવા સમાચાર મળતાંજ તેમના દર્શન કરવા અને એકાંતનો લાભ લઇ તેમની સાથે પ્રેમ વિનોદ કરવાના હેતુથીજ તે બગીચામાં આવી છે.

ઉપર બતાવ્યા પ્રમાણે તે ધીમે પગલે ચાલતી અમીર અબ્દુલ રહેમાન પાસે આવી અને તેમને પુષ્પની શોભા જોવામાં તન્મય બનેલા જોઇને તેણે પાછળથી તેમના નેત્રો પોતાના સુકોમળ હાથવડે દાબી દીધા. આવી અણુધારી ચેષ્ટાથી અમીર એકદમ ચોંકી ઉઠયા

અને તેમના મુખમાંથી "કોણ છે ?" એવા ઉદ્ગારો નિકળી પડયા. "કોણ છે ?" એવો પ્રશ્ન પૂછાતાંજ એલીઝાબેથ અમીરની આંખો ઉપરથી પોતાના હાથ ખેંચી લઇને આગળ આવી અને હસતાં હસતાં બોલી કે "સરદાર ! આપ આટલામાંજ ચમકી ગયા કે ? અરે જાઓ મારા સાહેબ." એમ કહીને એલીઝાબેથે હાસ્ય કર્યું. એટલે તેને પ્રતિઉત્તર આપતાં અમીરે કહ્યું "એલીઝાબેથ ! મારી આંખો દાબનાર તું હતી કે ? મેંતો જાણ્યું કે બીજું કોઇ હશે. પણ વારૂ તું અહિં શા માટે આવી અને આવી ચેષ્ટા તને કેમ સુજી તે કહે ?" "કેમ આવી એ કેવો પ્રશ્ન ? આપે બોલાવી અને હું આવી. કહો હવે કાંઇ કહેવું છે ?" એલીઝાબેથે હસતાં હસતાં આવવાનું કારણ જણાવ્યું. "શું મેં બોલાવી ? ઘણી નવાઇની વાત ! એલીઝાબેથ આ તું શું કહે છે ? તને કોણે કહ્યું અને કોણ બોલાવવા આવેલું ? ખરેખર, મેંતો તને બોલાવી નથી." અબ્દુલરહેમાને આશ્ચર્યયુક્ત ભાવથી કહ્યું.

'સરદાર ! જાુઠું શા માટે બોલો છો ? શું આપે મને બોલાવી નથી ?" એલીઝાબેથે ફરી હસતાં હસતાં કહ્યું.

"ના, ના, મેંતો તને બોલાવીજ નથી અને જો મેં બોલાવી હોય તો તને તેડવા કોણ આવેલું એ કહે ?" અબ્દુલરહેમાને શંકા બતાવતાં કહ્યું.

"તેડવા કોણ આવેલું એ કેવો પ્રશ્ન ? આપનું હૃદય બીજું કોણ ? તેના આકર્ષણથી આકર્ષાઇનેજ હું અહિં આવી છું. કેમ હવે શું કહો છો ?" એલીઝાબેથે હસતાં હસતાં કહ્યું.

"મારૂં આકર્ષણ ? ઘણું આશ્ચર્ય ! વળી તને મારૂં આકર્ષણ ક્યારથી થયું ?" અબ્દુલરહેમાને પ્રશ્ન પૂછ્યો.

"મને શું પૂછો છો? પૂછોને તમારા અંતઃકરણને?" એલીઝાબેથે હસતાં હસતાં જવાબ આપ્યો.

"મારા અંતઃકરણને શું પૂછું તે તો કાંઇ પણ જાણતું નથી." અબ્દુલરહેમાને કહ્યું.

"શાનું જાણે? સરદાર! જાણીને અજાણ્યા શા માટે થાઓ છો? શું આપે મને યુદ્ધમાં શરપ્રહારથી ઘાયલ કરી નથી કે?" એલીઝાબેથે હસતાં હસતાં પ્રશ્ન પૂછ્યો.

"હેં વળી યુદ્ધ કેવું? અને શરપ્રહાર કેવો? હું તો આમાંનું કાંઇ પણ જાણતો નથી. આવું દ્વિઅર્થી શા માટે બોલે છે? જે કહેવું હોય તે સ્પષ્ટ કહે." અબ્દુલરેહમાને શંકા બતાવતાં કહ્યું.

"પ્રેમયુદ્ધ! અને તેમાં ફેંકવામાં આવેલો મદનશર. કેમ હવે સમજ્યા?" એલીઝાબેથે અબ્દુલરેહમાન તરફ કૃપાકટાક્ષ ફેંકતાં હાસ્ય કરીને કહ્યું.

"હેં વળી પ્રેમયુદ્ધ એ શું અને મદનશર કેવો? આ તું શું બોલે છે? એલીઝાબેથ! આજે તને શું થઇ ગયું છે? કાંઇ ઘેલી તો થઇ ગઇ નથીને! આ તે તું બોલે છે કે બકે છે? જે કહેવું હોય તે સ્પષ્ટ કહે." અબ્દુલરેહમાને આશ્ચર્ય દર્શાવતાં કહ્યું.

"અરે, જાઓ મારા સાહેબ! એટલું પણ સમજતા નથી. આવા ભોળા ક્યાં સુધી રહેશો? શું આપે મને મદનશરથી ઘાયલ કરી નથી? જરા આપના અંતઃકરણને પૂછો?" એલીઝાબેથે હસતાં હસતાં કહ્યું.

"શું પૂછું? તારૂં કપાળ?" અબ્દુલરહેમાને કહ્યું.

"હા, કપાળ! કપાળમાંજ સર્વ્વ લખાયલું છે." એલીઝાબેથે હસતાં હસતાં જવાબ આપ્યો.

"કપાળમાં શું લખેલું છે? તારૂં કર્મ?" ઉસમાને પ્રશ્ન પૂછ્યો.

"હા, હા, મારૂં કર્મ. કર્મમાં લખેલુંજ આ સઘળુ બને છે. સરદાર! અસત્યવાદ શા માટે કરો છો? શું આપે શરપ્રહાર વડે મને ઘાયલ નથી કરી!" એલીઝાબેથે હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

"હેં શર? કેવો શર?" અબ્દુલરહેમાને એલીઝાબેથના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે આશ્ચર્યયુક્ત ભાવથી તેને સામો પ્રશ્ન પૂછ્યો.

"કેવો તે વળી નેત્રારૂપી? બીજો કેવો?" એલીઝાબેથે અબ્દુલરહેમાન તરફ કૃપાકટાક્ષ ફેંકતાં હસીને જવાબ આપ્યો.

"શું નેત્રારૂપી? આ વળી કેવો શર? મેં તો આવો શર કદી પણ જોયો નથી." અબ્દુલરહેમાને આશંકા બતાવતાં પ્રશ્ન પૂછ્યો.

"હં, હં, જોયો નથી? કદાચ જોયો ન હોય તો પણ તેનો પ્રયોગ તો અવશ્ય કર્યોજ છે." એલીઝાબેથે હસતાં હસતાં જવાબ આપ્યો.

"પ્રયોગ? કેવો પ્રયોગ? અને કોના ઉપર?" અબ્દુલરહેમાને આશ્ચર્ય બતાવતાં કહ્યું.

"પ્રયોગ! શરપ્રહારનો અને મારા ઉપર?" એલીઝાબેથે હસતાં હસતાં જવાબ આપ્યો.

"પ્રયોગ! અને વળી તે તારા ઉપર? ઘણું આશ્ચર્ય? પણ વારૂ એ તો બતાવ કે મેં તારા ઉપર પ્રયોગ ક્યાં આગળ કર્યો?" અબ્દુલરહેમાને આશંકા દર્શાવતાં પ્રશ્ન પૂછ્યો.

"ક્યાં તે વળી રણક્ષેત્રમાં! બીજે ક્યાં?" એલીઝાબેથે અબ્દુલરહેમાન તરફ કૃપાકટાક્ષ ફેંકતાં હાસ્ય કરીને જવાબ આપ્યો.

"પણ કેવી રીતે એ તો કહે?" અબ્દુલરહેમાને પ્રશ્ન પૂછ્યો.

" હાથમાંના કૃત્રિમ ધનુષ્ય બાણુ વડે શત્રુઓ ઉપર અને પ્રાકૃતિક ધનુષ્ય બાણુ વડે મારા ઉપર પ્રહાર થતા હતા. કૃત્રિમ અસી શત્રુ ઉપર પણુ પ્રાકૃતિક અસી મારા ઉપર ચાલતી હતી. કૃત્રિમ બાણુવડે શત્રુઓ ઘાયલ થતા હતા. પણુ પ્રાકૃતિક બાણો વડે હું ઘાયલ થતી હતી. કૃત્રિમ અસી વડે શત્રુઓ છેદાતા હતા, પણુ પ્રાકૃતિક અસી વડે મારૂં અંતઃકરણુ વિંધાતું હતું. કેમ હવે સમજ્યા ?" એલીઝાબેથે હસતાં હસતાં જવાબ આપ્યો.

" ના. હું તો કાંઇ પણ સમજ્યો નથી. વળી આ કૃત્રિમ અને પ્રાકૃતિક બાણુ તેમજ અસી એ શું ? એમાંનું કાંઇ પણ મારા તો સમજવામાં આવતું નથી." અબ્દુલરહેમાને કહ્યું.

" અરે, જાઓ મારા સાહેબ ! આટલું પણ સમજતા નથી. પ્રાકૃતિક બાણુ અને અસી તે આપના નેત્રો ? કેમ હવે તો સમજ્યાને ?" એલીઝાબેથે હસતાં હસતાં કહ્યું.

" હા, સમજ્યો. બરાબર સમજ્યો. મારા હૃદયે તારૂં આકર્ષણુ કર્યું છે. કેમ એમજને ? કે બીજું કાંઇ ?" અબ્દુલરહેમાને પ્રશ્ન કર્યો.

" હા, એમજ. હવે બરાબર સમજ્યા. વ્હાલા ! રણુક્ષેત્રમાં આપનું શૂરાતન તેમજ રણુકૌશલ્ય જોઇ હું આપના ઉપર મોહાસક્ત થઇ છું. એટલુંજ નહિ પણુ મારૂં તન, મન ધન આદિ સર્વસ્વ આપનેજ સમર્પી ચુકી છું. પ્રાણેશ ! હું તો આપને મનથી વરી ચુકી છું. કૃપા કરીને મારો અનુગ્રહ કરો." એલીઝાબેથે પોતાનો પ્રેમભાવ વ્યક્ત કરતાં કહ્યું.

" પ્રિયે ! તારો આવો અપૂર્વ ભાવ જોઇ હું તારો અનુગ્રહ કરૂં છું." એલીઝાબેથના પ્રેમનો સ્વીકાર કરતાં પ્રેમના ચિન્હરૂપે

અબ્દુલરહેમાને પોતાની આંગળીમાંની રત્નજડિત મુદ્રિકા પોતાની પ્રિયત્તમાની આંગળીએ પહેરાવી. એટલે એલીઝાએથે પણ પોતાની રત્નજડિત વીંટી પોતાના પ્રિયત્તમની આંગળીએ પહેરાવતાં તેના ઉપર કૃપાકટાક્ષ ફેંકીને કોકિલ સ્વરે કહ્યું, “ પ્રાણેશ! મારો અનુગ્રહ કરીને આપે મારા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. એ ઉપકાર હું કદી પણ વિસરીશ નહિ અને દાસી બનીને આયુષ્ય પર્યંત આપની સેવા કરીશ. પણ વારૂ! હું અહિં આવી તે વખતે આપ એકલા એકલા શું કરતા હતા?”

“ પ્રિયે! તે વખતે હું આ પુષ્પની શોભા નિહાળી રહ્યો હતો. જોને તે કેવું સુંદર દેખાય છે? ન્યાયની રીતે કહેતાં તે માલીના અપરિમિત શ્રમનુંજ પરિણામ છે. જો તેણે શ્રમ લઇને છોડવાઓને પાણી પાયું ન હોત તો તે કયારનુંએ કરમાઇ ગયું હોત. કેમ ખરૂંને?” અબ્દુલરહેમાને પોતાની ભાવિ પ્રિયાને પુષ્પ બતાવતાં કહ્યું.

“પ્રાણનાથ! આપનું કહેવું યથાર્થ છે. માલીએ આ છોડવાને ઉછેરવામાં અપરિમિત પરિશ્રમ ઉઠાવ્યો છે. પ્રથમ તો તેણે પોતાના હથીઆરવડે જમીન ખોદીને બીજ વાવ્યું હશે. પછી તેના ઉપર જળસિંચન કર્યું હશે અને તે પ્રમાણે લાંબા સમય પર્યંત જળસિંચન કર્યા પછી આજે તે છોડ ફળદ્રુપ થયેલું આપણા જોવામાં આવે છે.” એલીઝાએથે જવાબ આપ્યો.

“ પ્રિયે! તારૂં કહેવું યથાર્થ છે. માલીના પરિશ્રમ વડેજ આ વાટિકા પણ શોભી રહી છે. ભલે! તે ગમે તેવી સુંદર હોય પણ તારા યૌવનબાગની તોલે તો નજ આવે. તારા યૌવન બાગને હજી વધુ સુંદર અને ફળદ્રુપ બનાવવા માટે મારા જેવા એક રસિક માલીની

અગત્ય છે. હું તેવા પ્રકારની સેવા બજાવવા માટે તત્પર છું. કેમ આ વિષે તું શું કહે છે?" ઉસમાને હસતાં હસતાં પ્રશ્ન પૂછ્યો.

"પ્રાણનાથ! હું તો મારી યૌવનવાટિકા આપને ક્યારનીએ અર્પણ કરી ચુકી છું. ભલે, આપની ઇચ્છા હોય ત્યાં વિચરો અને જે પુષ્પ આપને ગમે તેનો આનંદ લુંટો. પણ વ્હાલા! આમ ઉભા ક્યાં સુધી રહેશો? ચાલો પેલા આસન ઉપર બેસીને પ્રેમવિનોદ કરીએ." એલીઝાબેથે હસતાં હસતાં જવાબ આપ્યો.

"હા, ચાલો" એમ કહીને ઉભય સામેના આસન ઉપર જઇ બેઠા અને કેટલીકવાર સુધી પ્રેમવિનોદ કર્યા પછી ઇસ્લામધર્મ વિષે કાંઇક જાણવાની જીજ્ઞાસાવાળી એલીઝાબેથે કહ્યું, "પ્રાણવલ્લભ! હું લાંબા સમય પર્યંત મુસલમાનોના સહેવાસમાં રહેલી હોવાથી તેમના આચારવિચાર તો મને સુપરિચિત છે. પણ તેમના ધર્મ સંબંધે કાંઇક જાણવાની મારી જીજ્ઞાસા છે. કૃપા કરીને મારી જીજ્ઞાસા તૃપ્ત કરો."

"ઘણી ખુશીથી. જો સાંભળ આ જગતમાં જેટલા ધર્મ પ્રચલિત છે તે સર્વેમાં ઇસ્લામ ઉત્કૃષ્ટ છે અને તેના અનેક કારણો છે. ભિન્ન ભિન્ન ધર્મમતોની તુલના કરતાં કોઇ પણ નિષ્પક્ષપાતી સત્યશોધક એવોજ નિર્ણય આપે કે ઇસ્લામ સર્વોત્તમ અને સર્વોત્કૃષ્ટ ધર્મ છે. ઇસ્લામ કેવી રીતે સર્વોત્કૃષ્ટ છે તે હવે આપણે જોઇશું. કોઇ પણ ધર્મની તુલના તેના સિદ્ધાંતો ઉપરથી થઇ શકે છે. પ્રત્યેક ધર્મના અનુયાયીઓ પોતાનો ધર્મ ખુદા તરફથી ઉતરેલો અર્થાત્ ઇશ્વરપ્રેરિત માને છે. એટલુંજ નહિ કિંતુ પ્રત્યેક ધર્મમાં માત્ર જગતનિયંતાનીજ ઉપાસના કરવાની આજ્ઞા કરવામાં

આવેલી છે અને સ્વયં જગતકર્તાએ પણ એવાજ ઉદ્દેશથી મનુષ્ય સૃષ્ટિની રચના કરી છે. જ્યારે આ જગતના મુળ પુરૂષ હ. આદમ. અ. ને ઉત્પન્ન કરવામાં આવ્યા ત્યારે તેમને કેવળ જગતનિયંતાનીજ ઉપાસના કરવાની આજ્ઞા આપવામાં આવી હતી. પરંતુ શેતાન (દુશક્તિ)ના ભમાવ્યાથી તેમણે પોતાના ઉત્પાદકની આજ્ઞાનો અનાદર કર્યો. આ કારણથી તેમને સ્વર્ગમાંથી ભ્રષ્ટ કરી આ પૃથ્વી ઉપર મોકલવામાં આવ્યા. પૃથ્વી ઉપર આવ્યા પછી તેમણે ગૃહસંસાર આરંભ્યો અને તેમને અનેક સંતાન થયાં. આ પ્રમાણે જગતમાં મનુષ્યોની સંખ્યા વધતી ગઇ. જેમ જેમ તેમની સંખ્યા વધતી ગઇ તેમતેમ પાપકર્મો પણ વધવા લાગ્યાં અને શેતાનના ભમાવ્યાથી પ્રતિમા પૂજનનો પણ આરંભ થયો. તેથી લોકોને ઉપદેશ આપી સીધા માર્ગ ઉપર લાવવા માટે જગતનિયંતાએ ઉપદેશકો મોકલ્યા. જેમણે તેમનો ઉપદેશ ગ્રહણ કર્યો તેઓ જગતનિયંતાની કૃપાદૃષ્ટિને અને જેમણે તેમનો અનાદર કર્યો તેઓ તેના ક્રોધને પાત્ર થયા. આવી રીતે જ્યારે જ્યારે આ પૃથ્વી ઉપર પાપકર્મો વધવા માંડયાં ત્યારે ત્યારે જગતકર્તાએ જનસમુહને સમજાવવા અર્થે ઉપદેશકો મોકલ્યા. આ ઉપરથી એજ વાત સિદ્ધ થાય છે કે માત્ર જગતકર્તાનીજ પ્રાર્થના કરવા અર્થે મનુષ્યોને ઉત્પન્ન કરવામાં આવ્યા હતા. હવે આપણે એ જોવું જોઇએ કે આ જગતના કેટલા લોકો શુદ્ધ ભાવથી કેવળ જગતનિયંતાનેજ સમરે છે. આ દુનિઆમાં અનેક ધર્મો પ્રચલિત છે અને તે દરેકના અનુયાયીઓ પોતાના ઉત્પાદક ઉપરાંત અનેક દેવ દેવીઓની ઉપાસના કરે છે. એટલુંજ નહિ પણ તેમાંના કેટલાક તો પોતાના ઉત્પાદક, પાળક અને રક્ષકને કેવળ વિસરી જઇ માત્ર મૂર્તિઓનીજ પૂજા કરે છે. તદુપરાંત કેટલાક જળ, અગ્નિ, સૂર્ય, આદિ વસ્તુઓ અને ગ્રહોની પૂજા કરે

છે. આ પ્રમાણે વર્તનારાઓ પોતાના ઉત્પન્ન કરનારને વિસરી જઇ ઉત્પન્ન થએલી વસ્તુની ઉપાસના કરે એ ઇશ્વરીધર્મના સિદ્ધાંત પ્રમાણે યોગ્ય કહેવાય નહિ. ખ્રિસ્તિઓ પણ એક જગતકર્તાને બદલે ત્રિદેવને માનવા લાગ્યાં છે. હવે રહ્યા માત્ર મુસલમાનો. તેઓ એકલાજ આવા અધર્મથી દુર રહીને કેવળ જગતનિયંતાનીજ ઉપાસના કરે છે. તેમની પ્રાર્થનામાં જગતકર્તા અને તેના ઉપદેશક સિવાય અન્ય કોઇ વ્યક્તિનું નામ માત્ર પણ આવતું નથી. એટલુંજ નહિ પરંતુ તેઓ માત્ર પોતાના ઉત્પાદક સિવાય અન્ય કોઇને સિજદો ( સાષ્ટાંગ દંડવત ) કરતા નથી. તદુપરાંત જેમ અન્ય કેટલાક ધર્મોમાં તેના ભિન્ન ભિન્ન અનુયાયીઓ ભિન્ન ભિન્ન દેવતાઓની પૂજા કરે છે તેમ મુસલમાનો કરતા નથી. મુસલમાનો જ્યાં પણ હોય ત્યાં એકજ રીત અને એક સરખા નિયત થએલા સમયે પ્રાર્થના કરે છે. તેમની પ્રાર્થના પણ બીજાઓ કરતાં ભાવપૂર્વક થતી જોવામાં આવે છે. એટલુંજ નહિ પણ પ્રાર્થના વખતે તેઓ પોતાના ચિત્તને ભ્રમિત થવા દેતા નથી. તેઓ દિવસમાં પાંચવાર પોતાનું કામકાજ મૂકીને એકાગ્ર ચિત્તે પ્રાર્થના કરે છે. આ પાંચ વખતની નમાઝતો તેઓ ફરજ તરીકે પઢે છે પણ તે ઉપરાંત નફિલ એટલે વધારાની નમાઝ પણ પઢવામાં આવે છે અને તે પઢનાર પોતાની શક્તિ પ્રમાણે પઢી શકે છે. વળી તેઓ સ્વચ્છતામાં પણ બીજાઓ કરતાં ચઢીઆતા છે. એટલુંજ નહિ પણ તેઓ પોતાના પ્રાર્થનાગૃહોની ઘણી મર્યાદા રાખે છે. તેઓ સ્નાન કર્યા વિના અથવા મોઢું આદિ શરીરના અમુક ભાગો ધોયા વિના કદી પણ પ્રાર્થનાગૃહમાં પ્રવેશ કરતા નથી. તેમજ જોડા પહેરીને પણ અંદર જતા નથી. વળી મળમુત્રનો ત્યાગ કર્યા પછી તેઓ દેહ શુદ્ધિ કર્યા વિના પ્રાર્થનાના કાર્યમાં કદી પણ પ્રવૃત્ત થતા નથી.

તેનાથી ઉલટું કેટલાક ધર્મના અનુયાયીઓ લઘુશંકા કર્યા પછી વસ્ત્રો ઉપર મુત્રના ટીંપા પડતાં હોય એવી સ્થિતિમાં પણ પોતાના પ્રાર્થનાગ્રહોમાં જાય છે અને કેટલાકતો શૌચ કર્મ કર્યા પછી જળનો ઉપયોગ નહિ કરતા માત્ર કાગળનોજ ઉપયોગ કરે છે. એટલુંજ નહિ પણ તેવી રીતે મળનો ત્યાગ કર્યા પછી તેઓ તરતજ પ્રાર્થના કરી શકે છે. ન્યાયની રીતે જોતાં આ ઠીક કહેવાય નહિં. કેમકે જગત્ કર્તા પોતે પવિત્ર હોવાથી તેની પ્રાર્થના કરતી વેળાએ આપણે પણ પવિત્ર રહેવું જોઇએ. જયાં કોઇ શ્રીમંત અથવા અધિકારી પાસે જ-વાનું હોય છે ત્યારે આપણે કેવા સ્વચ્છ થઇને જઇએ છીએ તો પછી અધિકારીઓના પણ અધિકારી અને રાજાઓના પણ રાજા પાસે જતાં આપણે સ્વચ્છતા ઉપર લક્ષ શા માટે રાખવું ન જોઇએ? આ વિષયમાં મુસલમાનો ઘણી સારી કાળજી રાખે છે. વસ્ત્રો ઉપર અપવિત્ર વસ્તુનો ડાઘ લાગતાંજ તેઓ તેને ધોઇને શુદ્ધ કરવાને ચુકતા નથી. આને માટે પણ તેમને ત્યાં અનેક નિયમો જોવામાં આવે છે. માત્ર એટલુંજ નહિ પરંતુ તેમના અન્ય સિદ્ધાંતો પણ સર્વોત્તમ અને મનન કરવા યોગ્ય છે અને તેમને માટે પણ નિયમો રાખવામાં આવેલાં છે. તેમનું પવિત્ર ધર્મ પુસ્તક ઇશ્વરપ્રેરિત હોવાથી તેમાં મનુષ્ય બુદ્ધિ પ્રમાણે કાંઇ પણ સુધારો વધારો થઇ શકતો નથી. તેથી ઉલટું બીજા કેટલાક ધર્મ ગ્રંથોમાં પુષ્કળ સુધારા વધારા થએલા જોવામાં આવે છે એટલુંજ નહિ પરંતુ કેટલાક ધર્મોમાં તો માત્ર અમુક એકાદ પુસ્તક અથવા પોતાના ગુરૂની આજ્ઞા ઉપરજ આધાર રાખવામાં આવે છે. ઇસ્લામમાં તેમ નથી. ઇસ્લામનું મુખ્ય ધર્મ પુસ્તક કુરાનેશરીફ છે અને તે આકાશી અથવા ખુદાઇ કિતાબના નામથી પ્રખ્યાત છે. તેના ઉપરથી હદીસ ( કથા ) શરાહ અને ફિકાહ ( કાયદા )ના પુસ્તકો

તૈયાર કરવામાં આવ્યાં છે. ઇસ્લામમાં પડોશીઓ, પતિ પત્નિ, પિતા પુત્ર આદિનો ધર્મ પણ શ્રેષ્ટ રીતે સમજાવવામાં આવેલો છે. એટલુંજ નહિ પણ શત્રુ સાથે કેવી રીતે વર્તવું તે પણ ઘણી સારી રીતે સમજાવવામાં આવેલું છે. ઇસ્લામે સ્ત્રીઓના હકનો જેટલો સ્વીકાર કર્યો છે તેટલો બીજા કોઇપણ ધર્મે કર્યો નથી. તેમને પુર્નલગ્નનો હક પણ ઇસ્લામેજ આપેલો છે. ઇસ્લામની સૌથી સરસ ખુબી તો એ છે કે તેના અનુયાયીઓ માત્ર પોતાના ઉત્પાદક સિવાય બીજા કોઇની પ્રાર્થના કરતા નથી. પ્રાર્થનાની સંકલના પણ કેવી સરસ રીતે કરવામાં આવી છે? તેમાં પણ જગતનિયંતાની બુદ્ધિ સ્પષ્ટ જણાઇ આવે છે. મનુષ્યની બુદ્ધિ એવી રીતે કામ કરી શકેજ નહિ. માલિકની પ્રાર્થના થાય અને શરીરને કસરત મળે એવી ખુબી તેમાં રાખવામાં આવેલી છે. વળી એકજ શેરીમાં રહેતા લોકો દિવસમાં પાંચવાર, એકજ શહેરમાં રહેતા લોકો સપ્તાહમાં એકવાર, એકજ જીલ્લામાં રહેતા લોકો વરસમાં એકવાર અને આખી દુનિઆના મુસલમાનો આયુષ્યમાં એકવાર મળી વિચારોની અદલાબદલી કરી શકે એવી ખુબી પણ તેમાં રાખવામાં આવેલી છે. દાખલા તરીકે એક શેરીમાં રહેનારા મુસલમાનો દિવસમાં પાંચવાર પ્રાર્થના વખતે એક બીજાને મળી શકે છે. એક શહેરના ઘણાખરા મુસલમાનો શુક્રવારના દિવસે જુમ્મા મસજીદમાં મળી શકે છે અને દુનિઆના જુદા જુદા ભાગના મુસલમાનો હજને દિવસે પવિત્ર મક્કા નગરમાં મળી શકે છે. આ પ્રમાણે એક પંથમાં બે કાજ થાય છે. પ્રાર્થનાની પ્રાર્થના થાય છે અને લોકો પોતાના વિચારોની અદલાબદલી કરી શકે છે. આ એક ખુદાઇ ધર્મની ખુબી છે. વળી પ્રાર્થના અર્થે લોકોને એકત્ર કરવા જુદા જુદા ધર્મવાળાઓએ જે રૂઢી રાખી છે તેમાં પણ ઇસ્લામની રૂઢી

શ્રેષ્ટ છે. જ્યારે કેટલાક લોકો પ્રાર્થના વખતે ઘંટ વગાડે છે ત્યારે ઇસ્લામમાં "બાંગ" પોકારવામાં આવે છે કે જેમાં પણ ખુદાતાલા-નીજ સ્તુતિ કરવામાં આવે છે. પુણ્યદાનના નિયમો પણ ઇસ્લામમાં સર્વોત્તમ છે અને તેવા ભાગ્યેજ બીજા ધર્મોમાં જોવામાં આવે છે. વળી કેટલાક ધર્મોમાં તો આવી બાબતો ફરજીઆત રૂપે નહિ પણ મરજીઆત રૂપેજ રાખવામાં આવી છે. અર્થાત આટલી રકમ પુણ્ય-દાનમાં વાપરવી અથવા આવી રીતે પુણ્યદાન કરવું એવું કાંઇ નથી. પોતાની મરજીમાં આવે તેટલું પુણ્યદાન પ્રત્યેક વ્યક્તિ કરે છે. પરંતુ ઇસ્લામમાં તો ફરજીઆત અને મરજીઆત બન્ને છે. ઉદાહરણ તરીકે રમઝાનમાં આપવામાં આવતી ઝકાત. તેને માટે પણ એવાં નિયમો ઘડેલાં છે કે વરસ જતાં નિયત કરેલી રકમ, ઢોર, અથવા ચાંદી કે સોનું સિલિકમાં રહે તો આટલા રૂ. ઝકાત આપવી. વળી ઝકાત કોને આપવી એને માટે પણ નિયમો ઘડવામાં આવ્યા છે કે જેથી તેનો દુરોપયોગ થાય નહિ અને તેના વડે દુષ્ટજનો તાગડધીન્ના અથવા દુરાચાર કરે નહિ. ઝકાતને માટે ખરા હકદાર ગરીબ સહોદરો, ધર્મ ક્રિયા કરાવનાર ગરીબ અને ધર્મનિષ્ટ માણસો, શરીરના અવયવોની ખામીને લીધે જેઓ કાંઇ કામધંધો કરવાને અશક્ત હોય એવાં મા-ણુસો અને નિરાધાર વિધવાઓનેજ ગણવામાં આવેલ છે. એટલુંજ નહિ પણ શક્તિ હોવા છતાં ઝકાત ન આપે તેમને અપરાધી ગણ-વામાં આવે છે. તદુપરાંત વરસમાં એક માસના અપવાસ રાખવાની અને આયુષ્યમાં એકવાર હજ કરવાની આજ્ઞા કરવામાં આવી છે. ટુંકમાં કહેવાનું એજ છે કે મુસલમાનો એકલા જગતકર્તાનીજ પ્રાર્થના કરે છે." અબ્દુલરહેમાને ઇસ્લામ વિષે ખુલાસો કરતાં કહ્યું.

"એતો ઠીક. પરંતુ દુનિઆમાં અનેક ધર્મો પ્રચલિત હોવા

છતાં અને ઇસુખ્રિસ્ત જેવા સમર્થ ઉપદેશક થઇ ગએલા હોવા છતાં નવા પેગમ્બર મોકલવાની શી અગત્ય હતી ?" એલીઝાબેથે શંકા ઉઠાવતાં કહ્યું.

"ખરૂં જોવાનું તો એજ છે. તે સમયે એક નવા ઉપદેશકની અગત્ય હતી કે નહિ એનો હવે વિચાર કરીએ. હઝરત મહમદ સ. અ. વ. નો જન્મ થયો તે વખતે લોકોની સ્થિતિ કેવી હતી તેનું અવલોકન કરીએ. અમારા મહાન ઉપદેશકનો જન્મ થયો તે વખતે ખ્રિસ્તી અને યાહુદી ધર્મમાં ઘણું પરિવર્તન થએલું હતું. એટલુંજ નહિ પણ અરબ લોકો મૂર્તિપૂજામાં તન્મય બની ગયા હતા. બાલિકાનો જન્મ થતાં તેને મારી નાખવામાં આવી હતી. પુનર્લગ્નનો અભાવ હતો અને જરા જરા વાતમાં તેઓ માંહોમાંહે લઢી મરતા હતા. વ્હેમને અંગે દેવ દેવીઓને મનુષ્યના રક્તનું બળીદાન આપવામાં આવતું હતું. આવા સમયે એક મહાન ઉપદેશકની અગત્ય હતી અને મહાન કિરતારે અમારા મહાન ધર્મગુરૂ દ્વારા તે અગત્ય પુરી કરી." અબ્દુલરહેમાને જવાબ આપ્યો.

"ઠીક ! એ પણ સમજ્યા. પરંતુ જેમ બીજા પેગમ્બરોને માટે આગમચેતી આપવામાં આવે છે તેમ આપના પેગમ્બરને માટે કાંઇ પણ આગમચેતી આપવામાં આવી નથી. હ. મુસા અ. અથવા ઇસુ ખ્રિસ્ત બન્નેમાંથી કોઇએ પણ તેમને માટે ભવિષ્ય ભાખ્યું નથી એનું કેમ ?" એલીઝાબેથે પ્રશ્ન પૂછ્યો.

"પ્રિયે ! તું ભૂલે છે. હઝરત મુસા અ. અને હઝરત ઇસા. અ. ઉભય પેગમ્બરોએ અમારા મહાન ઉપદેશક વિષે ભવિષ્ય ભાખ્યું છે. જો સાંભળ જુના કરારના ૧૮ મા પ્રકરણના ૧૫ માં શ્લોકમાં

હઝરત મુસા અ. કહે છે કે "ઓ! યહોઆ! શું સાંભળ કે તારો ઉત્પાદક તારાજ ભાઇઓમાંથી તારે માટે એક પેગમ્બર મોકલશે. તે મારા જેવાજ હશે. તેમનું તમે સાંભળજો." વળી તેજ અધ્યાયના ૧૭–૧૮ શ્લોકમાં યહોઆ કહે છે કે મુસાએ ખુદાતાલાના શબ્દો આ પ્રમાણે કહ્યા "હું તેમને માટે તારા ભાઇઓમાંથી એક પેગમ્બર મોકલીશ અને તેની સાથે મારો સંદેશો કહેવરાવીશ. હું તેને જે કાંઇ કહીશ તેજ તમને કહેશે. આ ભવિષ્યવાદ કોને માટે છે? હવે તો ખાત્રી થઇને?" અબ્દુલરહેમાને પોતાની ભાવિ પ્રિયાની શંકાનું નિરૂપણ કરતાં કહ્યું.

"ના, હજી પુરેપુરી ખાત્રી થઇ નથી. હ. મુસા અ. પછી તો ઇસુ ખ્રિસ્ત આવેલા છે, તો પછી આ ભવિષ્યવાદ આપના મહાન ઉપદેશ વિષે કેમ થઇ શકે?" એલીઝાબેથે નવિન શંકા ઉઠાવતાં કહ્યું.

"પ્રિયે! હું તારી શંકાનું પૂરેપૂરૂં સમાધાન કરીશ. બોલ! હ. મુસા. અ. કોના વંશમાં હતા?" અબ્દુલરહેમાને પ્રશ્ન પૂછ્યો.

"હ. ઇસ્હાક અ. ના વંશમાં" જવાબ મળ્યો.

"હ. ઇસ્હાક અ. ના ભાઇનું નામ શું?" પ્રશ્ન પૂછાયો.

"હ. ઇસ્માઇલ અ." જવાબ મળ્યો.

"વારૂ! હઝરત ઇસા. અ. કોના વંશમાં હતા?" પ્રશ્ન પૂછ્યો.

"હઝરત દાઉદ અ. ના વંશમાં" જવાબ મળ્યો.

"હવે જો, ખુદાતાલા મુસા અ. ને શું કહે છે? તે કહે છે કે હું તારા ભાઇઓમાંથી એક પેગમ્બર ઉત્પન્ન કરીશ. હ. મુસા અ. હ. ઇસહાક અ. ના વંશમાં હતા અને હઝરત ઇસહાક અ. ના ભાઇનું નામ હ. ઇસ્માઇલ અ. તેમના વંશમાં અમારા પેગમ્બર થયા. આવી

રીતે ભવિષ્યવાદ ખરો પડયો કે નહિ ?" અબદુલરહેમાને એલીઝા-એથની શંકાનું નિવારણ કરતાં કહ્યું.

"હા. હ. મુસા. અ. નો ભવિષ્યવાદ તો ખરો પડયો. પણ તેમના વિષે અમારા ઇસુખ્રિસ્તે શું કહ્યું છે એતો કહો ?" એલીઝાબેથે એક મુદ્દાનો સ્વીકાર કરતાં નવો પ્રશ્ન પૂછયો.

"હા. તે પણ કહું છું. જરા ધીરજ ધર. યોહનાના ૧૪ મા પ્રકરણનો ૧૬ મો શ્લોક વાંચ અને જો કે હ. ઇસા. અ. શું કહે છે? તેમાં સ્પષ્ટ લખેલું છે કે "હું મારા બાપને કહીશ અને તે તમારી પાસે બીજો ઉપદેશક મોકલશે કે જે સદા તમારી સાથે રહેશે." વળી તેજ અધ્યાયના ૨૬ મા શ્લોકમાં લખે છે કે "તે વકીલ પવિત્ર આત્માવાળો છે જેને પિતા મારા નામથી મોકલશે. તે તમને બધું શિખવશે અને મેં તમને જે કાંઇ કહ્યું છે તેની તમને યાદ દેવરાવશે." આગળ ચાલતાં તેજ અધ્યાયના ૩૦ મા શ્લોકમાં કહે છે કે "હવે હું તમારી સાથે વધારે બોલી શકીશ નહિ. કેમકે આ જગતના સરદાર આવે છે, અને તેમની કાંઇ પણ યોગ્યતા મારામાં નથી." તદુપરાંત ૧૬ મા અધ્યાયના ૭ મા શ્લોકથી તે ૧૪ મા શ્લોક સુધી તે આ પ્રમાણે કહે છે.

"હું તમને કહું છું કે મારૂં અહિંથી જતા રહેવું એજ તમારે માટે યોગ્ય છે. જો હું નહિ જાઉં તો તે વકીલ તમારી પાસે આવશે નહિ. પણ હું જઇને તેમને તમારી પાસે મોકલી આપીશ. જ્યારે તે આવશે ત્યારે તે દુનિઆને સચ્ચાઇ, અપરાધ અને આજ્ઞાથી અપરાધી ઠરાવશે. અપરાધથી એટલા માટે કે તેઓ મારા ઉપર ઇમાન ન લાવ્યા અને સચ્ચાઇથી એટલા માટે કે હું મારા પિતા પાસે જાઉં

છું. હવે તમે મને ફરી જોઇ શકશો નહિ. આજ્ઞાથી એટલા માટે કે તે આ દુનિઆના સરદાર હોવાથી તેમના ઉપર તેવો હુકમ કરવામાં આવ્યો છે. હજી ઘણી વાતો છે કે જે હું તમને કહું પણ તમે તેને સહન કરી શકશો નહિ. જ્યારે તે પવિત્ર આત્માવાળો ઉપદેશક આવે ત્યારે તમે તેમનું સાંભળજો. કેમકે તે જે કાંઇ ખુદા તરફથી સાંભળશે તેજ તમને કહેશે અને પોતાના તરફથી કાંઇ પણ કહેશે નહિ અને તમને ભવિષ્યની ખબર આપશે વળી પારસીઓના દસાતીર નામક પુસ્તકમાં પણ તેમના આગમન વિષે લખાયલું છે. કેમ હવે તો ખાત્રી થઇને? અબ્દુલરહેમાને પોતાની ભાવિ પ્રિયાની શંકાનું નિરૂપણ કરતાં કહ્યું.

“ના, હજી પૂરી ખાત્રી થઇ નથી. ઇસુખ્રિસ્તે જેના આગમન વિષે કહ્યું છે તે કોઇ પેગમ્બર નથી પણ પવિત્ર આત્મા છે.” એલી ઝાબેથે નવિન શંકા ઉભી કરતાં કહ્યું.

“ પ્રિયે ! તું ભૂલે છે. તે પવિત્ર આત્મા વિષે નહિ પણ અમારા પેગમ્બર સાહેબ વિષેજ કહેવાયું છે. દેહ વિના આત્મા કદી પણ દુનિઆમાં એકલો આવેલો નથી, તો પછી ઉપરના દ્રષ્ટાંતમાં કેમ બની શકે ? વળી જો જગતકર્તા લોકોને ઉપદેશ આપવા માટે આત્માનેજ મોકલતો હોત તો આટલા બધા પેગમ્બરો મોકલવાની શી અગત્ય હતી ? કેવળ આત્માનેજ મોકલવો હતો. તેણે કેવળ આત્માનેજ નહિ મોકલતાં પેગમ્બરોને કેમ મોકલ્યાજ હવે સમજી ? અબ્દુલરહેમાને એલીઝાબેથને જવાબ આપતાં કહ્યું.

“ હા, એતો સમજી. પણ હજી મારી શંકાનું પૂરેપૂરૂં નિવારણ થયું નથી. કદાચ તે શબ્દો બીજા પેગમ્બરને માટે પણ કહેવાયા હોય.” એલીઝાબેથે એક મુદ્દાનો સ્વીકાર કરતાં નવિન શંકા ઉત્પન્ન કરીને પ્રશ્ન પુછ્યો.

"ના, તે યેહયા પેગમ્બરને માટે નથી. કેમકે યેહયા પેગમ્બર તો હઝરત ઇસા. અ. ના સમકાલીન હતા. આ પ્રમાણે જે માણસ હાજર હોય તેને માટે એમ કેમ કહી શકાય કે હવે પછી તે આવશે?" અબ્દુલરહેમાને એલીઝાબેથની શંકાનું સમાધાન કરતાં કહ્યું.

"પ્રાણનાથ! હવે મારી ખાત્રી થઇ. પણ હજી એક શંકા રહે છે અને તે એ છે કે "તેઓ મારા ઉપર ઇમાન લાવ્યા નહિ" એ શબ્દો ઇસુખ્રિસ્તે શા માટે ઉચ્ચાર્યા? કેમકે ખ્રિસ્તીઓ તો તેમના ઉપર વિશ્વાસ લાવ્યા હતા."

"હા, તારૂં કહેવું ઠીક છે. પરંતુ ઉપરોક્ત શબ્દો ખ્રિસ્તિ અને ઇસરાઇલ ઉભયને માટે વપરાયલા છે. ઇસરાઇલ ઇસુખ્રિસ્ત ઉપર કદી પણ વિશ્વાસ લાવ્યા નથી અને જે ખ્રિસ્તીઓ તેમના ઉપર વિશ્વાસ લાવેલા તે પણ તેમને પેગમ્બર તરીકે માનતા ન હતા પણ ખુદાના પુત્ર તરીકે માનતા હતા." અબ્દુલરહેમાને જવાબ આપ્યો.

"તો શું તે ખુદાના પુત્ર ન હતા?" એલીઝાબેથે નવો પ્રશ્ન પૂછયો.

"ના, કદી પણ નહિ. ખુદા એકજ છે. તેને પુત્ર પુત્રાદિક કાંઇ પણ નથી." અબ્દુલરહેમાને જવાબ આપ્યો.

"પ્રાણનાથ! આપના કહેવા પ્રમાણે જો તે પ્રભુના પુત્ર ન હતા તો તે કુમારીકાના પેટથી કેમ જન્મ્યા?" એલીઝાબેથે પ્રશ્ન પૂછયો.

"પ્રિયે! તે કુમારીકાને પેટે જન્મેલા હોવાથીજ જો તેમને પ્રભુના પુત્ર તરીકે ગણવામાં આવતા હોય તો હ. આદમ. અ. તેને માટે વધુ યોગ્ય છે. કેમકે હઝરત ઇસા. અ. ને મા પણ હતા.

પરંતુ હ. આદમ અ. ને તો મા કે બાપ કોઇ પણ ન હતું." પોતાની ભાવિ પ્રિયાની શંકાનું નિવારણ કરતાં અબ્દુલસ્હેમાને કહ્યું.

"પ્રાણનાથ ! હવે મને સંતોષ થયો. પણ વારૂ આપના પેગમ્બર સાહેબે ચમત્કાર દેખાડવાનો કેમ ઈન્કાર કર્યો હતો ?" એલીઝાબેથે નવો પ્રશ્ન પૂછ્યો.

"પ્રિયે ! એતો હું પહેલાંથીજ કહી ગયો છું કે પેગમ્બરો ખુદાતાલા તરફનો સંદેશો લઇને આવે છે. એટલા માટે તેમને જગતકર્તા તરફથી ચમત્કાર દેખાડવાની શક્તિ પ્રાપ્ત થાય છે. પણ તેઓ માલિકની ઇચ્છા વિના ચમત્કાર બતાવી શકે નહિ. અમારા મહાન ઉપદેશકે ચમત્કારો બતાવવાની કદી પણ ના પાડી નથી. તેમણે ઘણા ચમત્કાર દેખાડયા છે. આ પ્રમાણે હોવા છતાં જો તેમના ઉપર એવો આરોપ મૂકવામાં આવે કે તેમણે ચમત્કાર બતાવવાની ના પાડી તો તેવો આરોપ હ. ઇસા. અ. ઉપર પણ આવી શકે છે. કેમકે શેતાને તેમની પરીક્ષા કરતી વખતે તેમને પર્વત ઉપરથી કુદી પડવાનું કહેતાં તેમણે એજ જવાબ આપેલો કે "તું તારા દેવની પરીક્ષા ન કર." શેતાનના કહેવા પ્રમાણે તે પહાડ ઉપરથી કુદી નહિ પડવાથી શું એમ કહી શકાય કે તેમણે ચમત્કાર દેખાડયા નથી ? ના, ના, તેમણે ઘણા ચમત્કાર દેખાડયા છે અને તેવીજ રીતે અમારા મહાન પેગમ્બરે પણ ઘણા ચમત્કાર દેખાડેલા છે." અબ્દુલસ્હેમાને એલીઝાબેથને જવાબ આપતાં કહ્યું.

"હા, હવે મને પૂરેપૂરો સંતોષ થયો. પણ વારૂ આપના મહાન પેગમ્બર સાહેબે અનેક લગ્નો શા માટે કર્યાં ?" એલીઝાબેથે નવિન પ્રશ્ન પૂછ્યો.

"પ્રિયે! તું શું એમ સમજે છે કે તેમણે ભોગવિલાસને માટેજ અનેક લગ્નો કર્યાં? ના, ના, તે તારી ભુલ છે. તેમણે રાજદ્વારી દ્રષ્ટિથીજ અનેક લગ્નો કરેલાં. એટલુંજ નહિ પણ પ્રત્યેક લગ્નના જુદા જુદા કારણો છે, જેનું વિવેચન કરતાં આખું પુસ્તક ભરાઇ જાય. પણ અત્યારે તો માત્ર એટલુંજ કહીશ કે જો તેમણે માત્ર આનંદવિહારને માટેજ અનેક લગ્નો કર્યાં હોત તો તેઓ બીજું કાંઇ પણ કામ નહિ કરતાં માત્ર ઘરમાંજ બેસી રહેત. પણ તેમ થયું નથી. ઇતિહાસ સાક્ષી આપે છે કે ઉપદેશ ઉપરાંત તેઓ રાજ્યપ્રકરણ, ધર્મકાર્ય, અનુષ્ઠાન આદિ સઘળાં કામો કરતાં હતાં, એટલુંજ નહિ પણ તેમાં તેમનો ઘણો વખત જતો હતો. આ ઉપરથી સિદ્ધ થાય છે કે તેમણે માત્ર વિષયને વશ થઇનેજ અનેક લગ્નો કર્યાં ન હતા, પણ તેના કાંઇ જુદાજ કારણો હતા. વળી બીજા પેગમ્બરોએ અનેક લગ્નો ક્યાં કર્યાં નથી? હ. દાઉદ. અ. ને ૧૦૦ અને હ. સુલેમાન અ. ને ૧૦૦૦ સ્ત્રીઓ હતી. આતો માત્ર વિરોધીઓએ પેટની દાઝને લીધેજ અમારા મહાન ઉપદેશક ઉપર આવો આક્ષેપ મૂક્યો છે." અબ્દુલરહેમાને પોતાની પ્રિયાની શંકાનું પૂરેપૂરૂં સમાધાન કરી નાખ્યું.

"હવે મારી પૂરેપૂરી ખાત્રી થઇ. ખરેખર ઇસ્લામ સર્વોત્કૃષ્ટ ધર્મ છે. હું તેનો સ્વીકાર કરવાને ઘણી આતુર છું. માત્ર એટલુંજ નહિ પરંતુ રાજકુમારી અને મારી અન્ય સહચરીઓને પણ તેનો ઉપદેશ આપીશ." [illegible] [illegible] સ્વીકાર કરતાં કહ્યું.

"પ્રિયે! તને ઇસ્લામનો અનુરાગ થયો એ વાત જાણીને મને ઘણો આનંદ થાય છે. આપણા લગ્નના દિવસે તારી જીજ્ઞાસા પુરી કરવામાં આવશે. હજી ઇસ્લામ વિષે તને ઘણું કહેવાનું છે. તેમજ

તમારા ખ્રિસ્તીઓએ તેના વિષે જે જે શંકાઓ ઉઠાવી છે તેના વિષે પણ જો બોલવામાં આવે તો મોટા મોટા પુસ્તકો ભરાઇ જાય. પણ અત્યારે તેમ કરવાનો અવકાશ નથી. ભવિષ્યમાં અવકાશના સમયે તને તે કહી સંભળાવીશ. આપણને અહિં આવ્યાને ઘણો સમય થયો છે. માટે ચાલ હવે તો મહેલમાં જઇએ.” અબ્દુલ-રહેમાને કહ્યું.

“હા, ચાલો.” એમ કહીને તે પ્રેમીક પ્રેમિકા ઉભય મહેલમાં ચાલ્યા ગયા.



## પ્રકરણ ૨૦ મું.

## સંકટમાં સપડાયેલી સુંદરી.

ઇસ્લામી સેનાએ પીરીનીઝ પર્વત અને તેના ઉત્તરના પ્રદેશોમાં અપૂર્વ શૌર્ય દાખવી જે દિગ્વિજય પ્રાપ્ત કર્યો હતો તેના સમાચાર નામદાર ખલીફાને મળતાં તેમને ઘણો આનંદ થયો. એટલુંજ નહિ પણ જીતાયલા પ્રદેશો એકવાર જાતે જોઇ આવવાની તેમની ઇચ્છા થઇ. આ સંબંધમાં મંત્રીઓની સલાહ લેતાં તેમણે પણ તેમના મતને અનુમોદન આપ્યું. આથી પ્રવાસની તૈયારીઓ કરવામાં આવી અને સઘળી તૈયારીઓ થઇ-રહેતાં નામદાર ખલીફાએ ફ્લેન્ડર્સ પરત્વે પ્રયાણ કર્યું. જ્યારે તે નામદાર ફ્લેન્ડર્સમાં આવી પહોંચ્યા ત્યારે સૈનિકો અને સેનાધ્યક્ષોના આનંદનો પાર ન રહ્યો. સ્થળે સ્થળે જલ-સાઓ થવા લાગ્યા, મીજબાનીઓ થવા લાગી અને સર્વત્ર આનંદ

આનંદ પ્રવર્ત્તી રહ્યો. આ પ્રમાણે આનંદોત્સવમાં કેટલોક કાળ નિર્ગમન થયા પછી નામદાર ખલીફાએ મૃગયા રમવા જવાની ઇચ્છા કરી. એટલે તેમની ઇચ્છાનુસાર શિકાર માટે સઘળી તૈયારીઓ કરવામાં આવી અને સઘળું તૈયાર થઇ રહેતાં તે નામદારે પોતાના પ્રધાન, પ્રધાનપુત્ર, સેનાધ્યક્ષો અને કેટલાક સૈનિકો સહિત વન પરત્વે ગમન કર્યું.

નામદાર ખલીફા પોતાના સાથીઓ સહિત જંગલમાં પહોંચતાંજ પ્રાણીઓ આમ તેમ નાસભાગ કરવા લાગ્યા. મારો મારો, પકડો પકડો, રોકો રોકો, જાય છે જાય છે, ક્યાં ગયો ક્યાં ગયો અને શોધી કાઢો, શોધી કાઢો આદિ અનેક શબ્દો સંભળાવા લાગ્યા. બંદુકો છુટવા લાગી, તલવારો ચાલવા લાગી અને બાણો સુસવાટો કરવા લાગ્યા. એક બાજુએ વ્યાઘ્રો મરવા લાગ્યાં, બીજી તરફ હરિણો હલાલ થવા લાગ્યાં, ત્રીજી તરફ પાડાઓ પડવા લાગ્યાં, ચોથી તરફ ગેંડાઓ ગુડાવા લાગ્યાં અને પાંચમી તરફ પક્ષીઓ પાયમાલ થવા લાગ્યાં. સિંહોની ગર્જના, પાડાઓના બરાડા, હરિણોની ચીસો, ગેંડાઓની રાડો અને પક્ષીઓની ચીચીઆરીઓથી આખું વન કંપી ઉઠયું. કેટલાક સિંહ નામદાર ખલીફાની ગોળીઓની સાથેજ પડવા લાગ્યાં, કેટલાક ઘાયલ થઇને પોતાના બચાવ માટે આમ તેમ દોડવા લાગ્યા અને કેટલાક તો એવા ગભરાઇ ગયા કે પોતાના રહેઠાણમાંથી બહાર પણ નિકળી શકયા નહિ. કેટલીક મૃગલીઓ બાણોના સપાટામાંથી નિકળી ગયેલી હોવા છતાં પણ હરિણો સપડાઇ ગયેલા હોવાથી સ્નેહને લીધે તેમની પાસે પાછી જવા લાગી. એટલુંજ નહિ પણ કેટલીક મૃગલીઓ પાછળ રહી ગયેલા પોતાના બચ્ચાંઓની વાટ જોતાં કાળરૂપી કૂતરાઓના કાળ ગ્રાસમાં સપડાવા લાગી. શીંગડાઓ

ચૂડે ખોદાતા રાફડાઓની ધુળ ઉપરથી પાડાઓની, ધરતી ઉપર પડેલા ઓગાળના પીંછા ઉપરથી હરિણોની અને લોહીની ધારાઓ ઉપરથી ઘાયલ થઇને નાસી ગયેલા પ્રાણીઓની શોધ થવા લાગી. નામદાર ખલીફાની બંદુક સિંહોનો સંહાર કરતી હતી, હરિણોનો આહાર કરતી હતી, રીંછોને રઝળાવતી હતી, ગેંડાઓને ગભરાવતી હતી, જરખોને ઝડપી જતી હતી, ચીતરાઓને ચીરી નાખતી હતી અને પક્ષીઓના પ્રાણ લેતી હતી. તેમનો પ્રચંડ, ચપળ અને તિવ્ર ગતિવાળો અશ્વ હરિણોને હંફાવવા લાગ્યો, સિંહોની સામે હણહણાટી કરવા લાગ્યો, દીપડાઓને દબાવવા લાગ્યો, રીંછોને છંછેડવા લાગ્યો, પાડાઓને પાડી નાખવા લાગ્યો અને પવનના વેગે દોડવા લાગ્યો. સસલાંઓ શિકારી કુતરાઓથી ભયભીત થઇને પોતાનો પ્રાણ બચાવવા માટે વેગપૂર્વક દોડવા લાગ્યાં, એટલુંજ નહિ પણ તેમને નિકટમાં આવેલાં જોઇ ઠેકવા લાગ્યાં, છેક પાસે આવી પહોંચેલા જોઇ જાળાઓમાં ભરાઇ બેસવા લાગ્યાં, જાળાંઓને વીંખી નાખતા જોઇ આંખ આડા કાન કરીને બેસી રહેવા લાગ્યાં અને છેવટે તેમના મુખરૂપી વેદીમાં હોમાવા લાગ્યા. શ્રાવણ માસની હેલી જેવો તીરોનો વરસાદ વરસતો હોવા છતાં બચ્ચાંઓને ધવરાવવા માટે રોકાઇ ગયેલી, ત્રાસથી નાસતી હોવા છતાં હડફેટમાં આવી જતાં બચ્ચાંઓને બચાવવા લાગેલી, બચ્ચાંઓને બાણોના લાગમાં આવેલાં જોઇ તેમને બચાવવા આડે આવતી અને કશો ઉપાય નહિ રહેતાં આંસુઓથી ઘેરાઇ જોયા કરતી મૃગલીઓ શિકારીઓના હાથમાં સપડાવવા લાગી. બચ્ચાંઓને શોધી રહેલી અને ગેંડાઓના વધથી નિરાશ થયેલી ગેંડાઓ શોકાતુર થઇને આર્ત્તનાદ કરવા લાગી. ઘેરો નંખાયા પછી બંદુકોનો અવાજ થતાંજ ગુફાઓમાંથી ઉઠીને સામા થએલા અગ્નિની જ્વાળા

જેવી રાતી આંખોવાળા, ફાટેલાં મોઢાવાળા, વિકાળ દાઢોવાળા, કાળા કંઠવાળા અને હાથીઓના મદને સૂકાવી નાખનારા કેટલાક સિંહો ઝડપ મારતાં શિકારીઓ બાણો વડે તેમના મોઢાં પૂરી દેવા લાગ્યાં. કાદવોના ખાડામાં પડીને મસ્તી કરતાં, સર્વાંગે કાદવથી ખરડાયેલા હોવાથી શ્યામ રંગની પુનરૂક્તિ પામેલા, તીક્ષ્ણ, ઉજ્વળ તથા ચળકતી દાતરડીઓથી વિકાળ દેખાતા અને ઘુઘવાટી કરતા ગેંડાઓને શિકારીઓએ પૃથ્વીનું આલિંગન કરાવી દીધું. પક્ષીઓના કોલાહલથી, પશુઓના આર્ત્તનાદથી, ધનુષ્યની દોરીના ટંકારથી, પ્રાણીઓને મારવા તેમજ પકડવા દોડતા શિકારીઓના પગના ધબાકાથી, પાડાઓનાં ગળા ઉપર પડતી તલવારોના કડાકાથી, નાસી જતા પશુઓના પગરણથી, અશ્વોની હણેણાટીઓથી, શિકારી કૂતરાઓના ભયંકર અવાજથી, બંદૂકના ઉગ્ર ભડકાઓથી, બાણોની સુસવાટીઓથી, શિકારીઓની ગર્જનાથી, મસ્ત બનેલા પાડાઓની મસ્તીથી અને પશુઓનાં રક્ત તથા માંસ ભરેલાં આંતરડાંઓથી પ્રસ્તુત વન ભયાનક દેખાવા લાગ્યું. બચ્ચાંઓને મોઢામાં લઇને નાસવા લાગેલા જરખો માર્ગમાં ઘાયલ થઇ બચ્ચાંઓને પડતાં મૂકી તરફડવા લાગ્યાં. ગોળીઓના પ્રહારથી આંતરડાં નિકળી પડતાં ધરતી ઉપર ગોથાં ખાતાં દીપડાંઓ પોતાનાજ આંતરડાઓમાં બંધાઇ જવા લાગ્યાં. મરી ગયેલાં સિંહો કાગડાઓની ચાંચોવડે ચુંથાવા લાગ્યા. વેદનાથી તરફડતા અને ચત્તા થઇ ગયેલા તેમજ શીંગડા તથા ચારે પગો વૃક્ષોમાં ભરાઇ જવાને લીધે નિશ્ચેષ્ટ થયેલા પાડાઓ ભયંકર જણાવા લાગ્યાં. નાસવા લાગેલા અને પાછળથી થતા બાણોના પ્રહાર વડે ગભરાયેલા રીંછો કાંટાવાળા ઝાંખરાઓમાં ભરાઇ જવાથી નાસવામાં વિઘ્ન કરનારા પોતાના લાંબા લાંબા વાળોને શત્રુ સમાન ગણવા લાગ્યા. કુવાડાઓથી ગુડાતા હોવા

છતાં સત્વર મૃત્યુને આધીન નહિ થતા ગેંડાઓ પોતાનજ અંગની મજબુતીથી રીબાવા લાગ્યા. મરણ પામેલા ગેંડાઓની ઢાલો પણ શિકારી કૂતરાઓને બોખા કરી નાખી વેર વાળવા લાગી ભક્ષના સ્વાદમાં લંપટ બનેલા કૂતરાઓએ દાંતોની પણ દરકાર કરી નહિ અને યમદૂતોની પેઠે આકાશમાં ઉડતાં પક્ષીઓનો વધ કરવાના કામમાં બાજ પક્ષીઓ પ્રવૃત્ત થવા લાગ્યાં.

આ પ્રમાણે ના. ખલીફા પોતાના અનુયાયીઓ સહિત મૃગયા રમી રહ્યા છે, એવામાં શિકારની પાછળ દોડતાં દોડતાં પ્રધાન પુત્રનો અશ્વ ચમકીને તેને દુર ખેંચી લઇ ગયો. ઘણે દુર સુધી ગયા પછી અશ્વ એક જગ્યાએ ઉભો રહેતાં પ્રધાનપુત્ર તેના ઉપરથી ઉતરીને વિશ્રાન્તી લેવાના હેતુથી પાસે પડેલી એક શિલા ઉપર બેઠો. પોતે આસન તરીકે વાપરેલી શિલા ઉપર હાથ ફેરવતાં તેમાં રહેલી એક " ગુપ્ત કળ " તેના જોવામાં આવી. આ જોઇને તેના આશ્ચર્યનો પાર ન રહ્યો અને વસ્તુ ચિકિત્સા જોવાના હેતુથી તે પ્રસ્તુત કળને આમ તેમ ફેરવવા લાગ્યો. આ પ્રમાણે કળને આમતેમ ફેરવતાં ફેરવતાં એક મોટા અવાજ સહિત શિલા ઉડીને દુર જઇ પડી અને તે સ્થળે નીચે ઉતરવાને માટે પથ્થરની એક સીડી જણાઇ. આ પ્રમાણે જંગલમાં અને તે પણ વળી ભોંયમાં આવો પ્રકાર જોઇને તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. અને તે વિષે કાંઇ વિશેષ જાણવાની તેને ઉત્કંઠા થઇ આવી, તેણે પોતાની જીજ્ઞાસાને રોકવાને ઘણા ઘણા પ્રયત્નો કર્યા પણ તેની જીજ્ઞાસા કોઇ પણ રીતે રોકાઇ નહિ. તેથી નિજ જીજ્ઞાસાની પરિતૃપ્તિ અર્થે તે સીડીદ્વારા નીચે ઉતરવા લાગ્યો. તે ભાગ્યેજ દશ કે બાર પગથીઆં ઉતર્યો હશે એટલામાં પગથીઆંઓની ડાબી બાજુએ લોખંડનું એક દ્વાર તેના જોવામાં આવ્યું. જેને ઉઘા-

ડવાનો પ્રયત્ન કરતાં તે ઉઘડી શક્યું નહિ. આ કારણથી તેણે બારણા ઉપર સઘળે હાથ ફેરવી જોયો. પરંતુ તેને ઉઘાડવાની કાંઇ ચાંપ કે કળ તેના જોવામાં આવી નહિ. આથી તે નિરાશ થયો. પણ હિમ્મત હાર્યો નહિ. આવી ગુપ્ત રચના જોઇ અંદર શું હશે તે જાણવાની તેને પ્રબળ ઉત્કંઠા થઇ આવી. તેથી તે બારણું ઉઘાડવા માટે બળપૂર્વક પ્રયત્ન કરવા લાગ્યો. આમ કરતાં કરતાં તેનો પગ પગથીઆના છેડા પાસે છુપાવેલી એક ગુપ્ત કળ ઉપર પડયો. પગ પડતાંની સાથેજ બારણું એકદમ ઉઘડી ગયું અને એક બીજી સીઢી તેના જોવામાં આવી. આ બીજી સીઢીના પગથીઆ ઉપરથી ઉતરતાં તે એક ઓરડામાં આવ્યો, જેની ચારે બાજુએ લાકડાની ભીંતો હતી. ભીંતો એવી રીતે રંગેલી હતી કે તે લાકડાની હોવાની કોઇને શંકા પણ થાય નહિ. વળી તેમાં વિશેષ જોવા જેવું તો એ હતું કે માત્ર બહાર નિકળવાના બારણા સિવાય અંદર જવાને માટે બારી કે બારણા જેવું કાંઇ પણ ન હતું. આવો દેખાવ જોઇને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ અને તે અંદર જવાને માટે કોઇ ગુપ્ત બારી કે બારણાની શોધ કરવા લાગ્યો. આ પ્રમાણે શોધ કરતાં કરતાં એક ખુણામાં ભીંત સાથે જડેલો એક ખીલો તેના જોવામાં આવ્યો. પ્રસ્તુત ખીલાને રહેજ દબાવતાં ઓરડાની એક બાજુની ભીંત નાટકના બદલાતા સીનની પેઠે દુર ખસી ગઇ અને રસ્તો ખુલ્લો થયો. આ પ્રમાણે રસ્તો ખુલ્લો થતાંજ તેણે બીજા ઓરડામાં પ્રવેશ કર્યો. આ ઓરડામાં અંધકાર એટલો તો હતો કે તે પોતાનો હાથ પણ જોઇ શકતો ન હતો. આ કારણથી તે ઘણો મુંઝાયો અને હવે શું કરવું એવો વિચાર કરવા લાગ્યો. આ પ્રમાણે તે વિચાર કરતો કરતો ઓરડામાં આમ તેમ ફરી રહ્યો છે એટલામાં ઉપરની બાજુએ કાંઇક અવાજ થયો અને અવાજની સાથેજ દીવાના જેવો

કાંઇક ઝાંખો પ્રકાશ તેના જોવામાં આવ્યો, જેની સહાયતાવડે તેણે પ્રસ્તુત ઓરડાનો ત્યાગ કરીને એક બીજા ખંડમાં પ્રવેશ કર્યો. આ ખંડ પણ પહેલાના જેવોજ અંધકારમય હતો. એટલુંજ નહિ પણ તેમાં માંસ અસ્થિ આદિની વાસ આવતી હતી. આ ઓરડામાંથી બીજી બાજુએ જવાનો રસ્તો શોધતાં તેનો પગ એક પાટીઆ ઉપર પડયો જેને ઉપરથી તે નીચે સુધી લોઢાનો એક તાર બાંધેલો હતો. આ તારને હાથ લગાડતાંજ પાટીઉં ઉપર ચઢી ગયું અને તેની સાથે છતમાં પણ બાકું પડયું. એટલે તે ઉપર આવ્યો. ઉપર આવતાંની સાથેજ પાટીઉં નીચે ઉતરી પડયું અને છતનું બાકું પણ પાછું સંધાઇ ગયું. આ ઉપરના ખંડમાં આવ્યા પછી તેણે બીજા ખંડમાં જવાને માટે પ્રયત્ન કરતાં એક બારણું તેના જોવામાં આવ્યું. એટલે તેને ઉઘાડીને તેણે બીજા ખંડમાં પ્રવેશ કર્યો. આ ખંડમાં આવ્યા પછી તેણે મનુષ્યનો શબ્દ સાંભળ્યો અને તેની સાથે કોઇ સુંદરીના હૃદયભેદક ચીસ પણ સંભળાઇ. આવા ભયંકર, નિર્જન અને નિરવ અરણ્ય, અને તેમાં પણ વળી આવી એકાંત જગ્યાએ મનુષ્યના અવાજ સાંભળીને તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. આ કારણથી તે તેના વિશે અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો. આવા ભયંકર સ્થળે કોણ રહેતું હશે એ વિશે તેના મનમાં વિચારો ચાલવા લાગ્યા. પરંતુ કાંઇ પણ નિર્ણય થઇ શક્યો નહિ. અવાજ વધારેને વધારે આવવા લાગ્યો અને સુંદરીની ચીસો પણ વધુ સંભળાવા લાગી. હવે તેનાથી રહેવાયું નહિ. તે ત્યાં જવાને માટે તલપાપડ થઇ રહ્યો. તેની પાસે હથીઆરો હોવાથી તેને કોઇ પણ વાતની બીક ન હતી. તેથી ઘણું જોર કરીને તેણે બારણું ઉઘાડી નાખ્યું. બારણું ઉઘાડીને જુએ છે તો કેટલાક શ્યામ વસ્ત્રધારી પિશાચરૂપી દુષ્ટ મનુષ્યો સ્વર્ગની

અપ્સરા જેવી એક સુંદરી ઉપર અત્યાચાર કરી રહ્યા છે. આ દેખાવ જોઇને તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તે મ્યાનમાંથી પોતાની તલવાર બહાર કાઢીને દુષ્ટો ઉપર ધસી જતાં રૂદ્ર ગર્જના કરીને બોલ્યો કે "દુષ્ટો! સબુર કરો! અને આ સુંદરીને શા માટે સતાવી રહ્યા છો તેનો જવાબ આપો." આવી રૂદ્ર ગર્જના સાંભળીને દુષ્ટોએ સુંદરીને પડતી મૂકી પાછળ ફરીને જોયું તો તેમણે એક તેજસ્વી યુવકને પોતાની સામે ઉભેલો જોયો. તેનું તેજ જોઇને પ્રથમ તો તેઓ અંજાઇજ ગયા અને એક શબ્દ સરખો પણ ઉચ્ચારી શક્યા નહિ. પરંતુ થોડીવાર પછી હિમ્મત આણીને તેમના સરદાર જેવા જણાતા એક માણસે આગળ આવીને કહ્યું "તું કોણ છે? અને અને અહિં કાળના મુખમાં શા માટે આવી ચઢયો છે એ કહે? ઘેરથી રીસાઇને તો આવ્યો નથી ને? હાથે કરીને મોત શા માટે માગે છે? હજી પણ જો તું જવા માગતો હોય તો અમે તને ઘણી ખુશીથી જવા દઇશું. પણ જો દુરાગ્રહ કરીશ તો તને મારી નાખીશું." આના પ્રતિઉત્તરમાં નવિન આગન્તુક યુવકે ક્રોધિત થઇને કહ્યું, "દુષ્ટો! હું તમારો કાળ છું અને તમારા દુષ્કર્મોની ઉચિત શિક્ષા કરવાને માટેજ અહિં આવેલો છું. માટે તમારાથી થાય તે કરી લો. શિયાળે કદી સિંહને હરાવ્યો સાંભળ્યો છે કે? જો હિંમત હોય તો સામે આવી જાઓ." આ નવિન આગન્તુક યુવકને જોઇ સંકટગ્રસ્ત સુંદરીને પણ હિમ્મત આવી એટલે તે પોતાને પકડી રાખનાર દુષ્ટોના હાથમાંથી છુટી થઇને તેની પાસે દોડી આવી અને હાથ જોડીને તેની વિનંતી કરતાં કહ્યું "સરદાર! મને આ દુષ્ટોના હાથમાંથી બચાવો. મારી રક્ષા કરો, તેઓ મારૂં હરણ કરી લાવ્યા છે અને બળાત્કારે મારા શીયળવ્રતનો ભંગ કરવા ઇચ્છે છે." આના જવા-

બમાં અપરિચિત વીર યુવકે કહ્યું " લલને ! ગભરાઇશ નહિ. હું તારૂં રક્ષણ કરીશ. હવે કોની મગદુર છે કે તારી સામે આંખ ઉંચી કરીને જોઇ પણ શકે. " પછી દુષ્ટો તરફ ફરીને કહ્યું " પાપીઓ ! ચાલો ! હવે આવી જાઓ. મારી તલવાર તમારા રક્તનું પાન કરવાને માટે તલસે છે. " એમ કહીને તે પોતાના શત્રુઓ ઉપર ધસ્યો અને જોત જોતામાં ત્યાં તલવારો ઉછળી રહી. શત્રુઓ ઘણા હોવા છતાં તે એવી ચાલાકીથી તલવાર ફેરવતો હતો કે તેઓ તેની પાસે આવવાની પણ હિમ્મત કરી શકતા નહિ. આ પ્રમાણે જોત જોતામાં તેણે દશ માણસોને ધરાશયી કર્યા. હવે માત્ર બેજ માણસો રહી ગયા અને તેઓ જીવ ઉપર આવીને લડવા લાગ્યા, પણ ઘડીવારમાં આપણા વીર યુવકે તેમને પણ યમસદનમાં મોકલી દીધા. આ પ્રમાણે દુષ્ટોને ઉચિત દંડ આપ્યા પછી તેણે સુંદરી તરફ ફરીને કહ્યું "લલને! તું કોણ છે અને આ દુષ્ટોના હાથમાં ક્યાંથી આવી પડી આદિ તારી સર્વ હકીકત જો કાંઇ હરકત ન હોય તો અથથી ઇતિ પર્યંત કહી સંભળાવ. હું તે સાંભળવાને માટે આતુર છું–" આના જવાબમાં તે લલિત લલનાએ કહ્યું " મહાશય ! હું ફ્લેન્ડર્સ નરેશ રિચર્ડની દુહિતા છું અને મારૂં નામ એલિસ છે. મુસલમાનોને હાથે પરાજય પામ્યા પછી અમે અમારા એક સુરક્ષિત દુર્ગમાં રહેતા હતા. મારૂં લાવણ્ય જોઇને મારા પિતાનો મંત્રી મારા ઉપર આસક્ત થયો અને પોતાની પરિચારિકાઓ દ્વારા મને અવનવા ઉપહારો મોકલવા લાગ્યો. એમ કરતાં કરતાં એક દહાડો લાગ જોઇને તેણે મારી સમક્ષ પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો એટલે મેં તેને ધુતકારી કાઢયો. તે દિવસથી તે મારા ઉપર રીસે ભરાયો અને પોતાનું વૈર લેવાની તક શોધવા લાગ્યો. આ કામને માટે તેણે મલિન વિદ્યા જાણનાર એક દુષ્ટ

નિયત કર્યો. એટલુંજ નહિ પરંતુ મને ઉપાડી જવા માટે આ ગુપ્ત ગૃહની રચના કરી. કેટલાક દિવસ વીતી ગયા પછી એક રાત્રે હું મારા આવાસમાં સૂતી હતી તે સમયે મને પ્રેતો દ્વારા પલંગ સહિત ઉપાડી જવામાં આવી. સવારમાં આંખ ઉઘાડીને જોઉં છું તો હું એક ભયંકર સ્થળે આવી પડી હતી. આવા ભયંકર સ્થળે આવી પડવાથી હું ઘણી ભયભીત થઇ અને શું કરવું તે વિષે વિચાર કરી રહી હતી એટલામાં તે દુષ્ટ મારી પાસે આવ્યો અને પ્રેમની યાચના કરી. પણ મેં તો તેને ધુતકારી કાઢયો. આ પ્રમાણે મને હઠ કરતી જોઇને તેણે મને સમજાવવા માટે પોતાની પરિચારિકાઓને મોકલવા માંડી. પરંતુ મેં કોઇ પણ રીતે તેની વિપરીત અને અયોગ્ય માગણીનો સ્વીકાર કર્યો નહિ. આથી તેણે ગુસ્સે થઇને પોતાના સાધેલા દુરાત્માઓને મારો ભોગ આપવાનો ઠરાવ કર્યો અને આજે મારો ભોગ આપવાની તૈયારીજ હતી એટલામાં આપે આવીને મને બચાવી લીધી. ખરેખર, આપનો મારા ઉપર મોટો ઉપકાર થયો છે. જો હરકત ન હોય તો મને આપનું વૃતાંત કહી સંભળાવો." રાજકુમારી એલિસને પોતાનું વૃતાંત જાણવાને આતુર જોઇને તે વીર યુવકે પોતાની ઓળખાણ આપતાં કહ્યું "સુંદરી ! હું ના. ખલીફાના વડા પ્રધાનનો પુત્ર છું અને મારૂં નામ "શાહબુદીન" છે. આજે હું ના. ખલીફા સાથે મૃગયા રમવા માટે નિકળ્યો હતો. અમે શિકાર રમતા હતા એવામાં મારો અશ્વ ચમકીને મને અહિં ખેંચી લાવ્યો અહિં આવ્યા પછી ઘોડા ઉપરથી ઉતરીને વિશ્રાન્તી લેવા માટે હું આ ગૃહની ઉપરની બાજુએ પડેલી એક શિલા ઉપર બેઠો. શિલા ઉપર આમ તેમ હાથ ફેરવતાં એક ગુપ્ત કળ મારા જોવામાં આવી. એટલે મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પ્રસ્તુત કળને સહેજ દબા-

વતાં શિલા દુર જઇને પડી અને અંદર ઉતરવાને માટે પથ્થરના પગથીઆની એક સીઢી મારા જોવામાં આવી. એટલે કાંઇક વધુ જાણવાના હેતુથી હું શરીરે પરિશ્રમ ઉઠાવી અહિં આવ્યો અને પછી શું બન્યું એતો તું જાણેજ છે." શાહબુદીને પોતાની વિતક વાર્તા કહી સંભળાવ્યા પછી રાજકુમારી એલીસે તેનો ઉપકાર માનતાં કહ્યું "સરદાર ! આપે મારા ઉપર મહદ ઉપકાર કર્યો છે. એટલુંજ નહિ પણ મને પ્રાણદાન આપ્યું છે. હું આપના એ ઋણમાંથી કેવી રીતે મુકત થઇ શકીશ.? આપને આપવા માટે મારી પાસે આ મારા શરીર સિવાય અન્ય કાંઇ પણ વસ્તુ નહિ હોવાથી હું આપને મારા દેહનુંજ અર્પણ કરૂં છું. કૃપા કરીને તેનો અનુગ્રહ કરો. હું આપની દાસી બનીને આખા આયુષ્ય પર્યંત આપની સેવા કરીશ. નાથ ! હું આપને મનથી વરી ચુકી છું. મારૂં તન, મન, ધન આદિ સર્વસ્વ આપનુંજ છે." એમ કહીને તેણે પ્રેમના ચિન્હરૂપ એક રત્નમુદ્રિકા પોતાના ભાવિ પતિ શાહબુદીનની આંગળીમાં પહેરાવી. એટલે શાહબુદીને પ્રતિઉત્તરમાં જણાવ્યું કે "પ્રિયે ! મેં મારૂં કર્તવ્ય બજાવવા ઉપરાંત વિશેષ કાંઇ પણ કર્યું નથી. સંકટમાં સપડાયલા મનુષ્યને મદદ કરવી એ મનુષ્ય ધર્મ છે અને જો મેં તેનું યત્કિંચિત માત્ર પણ પાલન કર્યું હોય તો મેં તેમાં વિશેષ કાંઇ પણ કર્યું નથી. "સારા સારૂંજ ભાખે છે" એ પ્રમાણે તેં મારા જે વખાણ કર્યા છે તે તારીજ યોગ્યતા પુરવાર કરે છે. પ્રાણેશ્વરી ! તારો આવો અપૂર્વ પ્રેમભાવ જોઇને હું તારો અનુગ્રહ કરૂં છું. આજથી હું તારોજ છું અને સદા તારોજ રહીશ. પણ વારૂ ! આ તારી સ્નેહાળ ભેટનું પ્રયોજન તો કાંઇ ન કહ્યું ?"

"નાથ ! પ્રયોજન ! તે વળી શું હોય ? આતો એક પ્રેમની

નિશાની છે." રાજકુમારી એલિસે હસતાં હસતાં કહ્યું.

"એમ કે ? તો મારે પણ તને પ્રેમના ચિન્હ રૂપે કાંઇક વસ્તુ પ્રદાન કરવીજ જોઇએ." એમ કહીને શાહબુદીને પોતાની રત્નજડિત મુદ્રિકા પોતાની ભાવિ પ્રિયતમા એલિસની આંગળીમાં પહેરાવી.

આ પ્રમાણે કેટલીકવાર પર્યંત પ્રેમવિનોદ કર્યા પછી શાહબુદીને પોતાની ભાવિ પ્રિયા તરફ જોઇને કહ્યું "પ્રિયે ! હવે તું અહિંથી જઇશ કેવી રીતે એ વાતનો મને મોટો વિચાર થઇ પડયો છે. કહેનો હું તને તારા પિતાને ત્યાં મૂકી આવું."

"પ્રાણનાથ ! એ વાતની આપ ચિંતા કરશો નહિ. જેવી રીતે મને અહિં લાવવામાં આવી હતી, તેવીજ રીતે ત્યાં પણ પાછી જઇશ." રાજકુમારી એલિસે જવાબ આપ્યો.

"એટલે કેવી રીતે ?" શાહબુદીને આશ્ચર્યયુક્ત ભાવથી પ્રશ્ન પૂછયો.

"નાથ ! મને તેમણે પોતાના સાધેલા મલિન આત્માઓ દ્વારા અહિં ઉપડાવી મંગાવી હતી અને હું તેવીજ રીતે ત્યાં પાછી જઇશ." રાજકુમારી એલિસે જવાબ આપ્યો.

"પણ તારી પાસે તેમને બોલાવવાના સાધનો કયાં છે ?" શાહબુદીને પ્રશ્ન પૂછયો.

"નાથ ! તે વિષે આપ નચિંત રહો, સાધન મારી પાસેજ છે. જુઓ આ રહી તે વીંટી કે જેને ઘસતાંજ મલિન આત્માઓ અહિં હાજર થઇ જશે. આ મુદ્રિકા મેં તે દુષ્ટ પાસેથી ગુપ્ત રીતે લઇ લીધી છે. શું આપને તેનો ચમત્કાર જોવો છે?" રાજકુમારીએ હસતાં હસતાં જવાબ આપ્યો.

"હા, બતાવ જોઇએ." શાહબુદ્દીને કહ્યું.

"લ્યો! જુઓ," એમ કહીને રાજકુમારી એલીસે વીંટીને રહેજ ઘસી કે તરતજ એક પ્રચંડ વ્યકિતએ ત્યાં ઉપસ્થિત થઇને કહ્યું. "કેમ શી આજ્ઞા છે?" આના જવાબમાં રાજકુમારીએ કહ્યું "મને જ્યાંથી ઉપાડી લાવ્યો હતો ત્યાં પાછી મૂકી આવ." "ચાલો." એમ કહેતાંની સાથેજ તે મલિન આત્મા રાજકુમારી સહિત એકદમ અદૃશ્ય થઇ ગયો. તેના ગયા પછી વીર શાહબુદ્દીન પણ તે ભયંકર ગૃહમાંથી નિકળીને પોતાના આવાસ તરફ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૨૧ મું.

### લગ્ન ગ્રંથિ અને છેવટનો આનંદ.

મધ્યાન્હનો સમય છે. આકાશમાં દિનમણી બરાબર મધ્યમાં પોતાની સંપુર્ણ કળાથી પ્રકાશી રહ્યો છે. આ સમયે ફ્લેન્ડર્સથી કેટલેક દુર આવેલા એક નાના પણ સુશોભિત શહેરના એક ભવ્ય મહેલમાં એક અલૌકિક સૌંદર્ય સંપન્ન સુંદરી ઉદાસીનતામાં લીન થઇ ને પોતાના પર્યંક ઉપર બેઠી છે. તે કાંઇ ઉંડા વિચારમાં પડી હોય એમ લાગે છે. એટલુંજ નહિ પણ તે વિચારના વમળમાં એવી તો ગુંથાઇ ગઇ છે કે પોતાની આસપાસ શું બને છે તેનું પણ તેને ભાન નથી. મહેલ પણ સારી રીતે શણગારેલો છે અને ઉપર્યુક્ત અપરિચિત સુંદરીએ પણ અમૂલ્ય વસ્ત્રાભુષણો પરિધાન કરેલા છે. આ કારણથી તે સ્વર્ગની અપ્સરા અથવા સાક્ષાત રતિ જેવીજ જણાય

છે. પ્રિય પાઠક! કદાચ તેં પ્રસ્તુત અપરિચિત સુંદરીને ઓળખી નહિ હોય. પણ તેં તેને એકવાર જોઇ છે એટલું તો ચોક્કસ છે. તારી સ્મરણશક્તિનું અવલંબન કર એટલે કદાચ તું તેને ઓળખી શકીશ. તેમ છતાં પણ જો તું તેને ઓળખી શકતો ન હોય તો પછી મારેજ તને કહી દેવું જોઇએ કે તે બીજી કોઇજ નહિ પણ ફ્લેન્ડર્સ નરેશ રિચર્ડની તનયા એલિસ છે. આપણે તેને પ્રથમ ગુપ્ત ગૃહમાં પ્રધાનપુત્ર શાહબુદ્દીન સાથે જોઇ હતી અને તે શાહબુદ્દીનને જોતાંજ તેના ઉપર પ્રેમાસક્ત થઇ હતી એ આપણે ગત પરિચ્છેદમાં જોઇ ગયા છીએ. હમણા પણ તે તેનાજ વિચારો કરી રહી છે.

હમણા રાજકુમારી એલિસનું વય ષોડશ વા સપ્તદશ વર્ષનું છે અને તેનું લાવણ્ય તો એવું છે કે સાક્ષાત રતિજ જોઇ લો. તેના વાળ કાળા, રેશમ જેવા સુંવાળા અને ઘણા લાંબા હોવાથી વાદળાની પેઠે તેના પૃષ્ઠ ભાગને આચ્છાદિત કરે છે. તેના કેશપાશની શ્યામતાથી લજ્જાઇનેજ પોતાના રંગનો અભિમાન ધરાવતા સર્પો જંગલમાં ચાલ્યા ગયા. વળી જ્યારે રાજકુમારી પોતાના કેશપાશમાં પુષ્પો ગુંથે છે ત્યારે તેનો દેખાવ કાળા વાદળાઓમાં શ્વેત ખદ્યોતમંડળ જેવો લાગે છે. રાજકુમારીનો કેશપાશ યુવકોને માટે તો ચાબુક અથવા ફાંસા સમાન છે. તેનું લલાટ ભવ્ય અને વિશાળ છે. એટલુંજ નહિ પરંતુ તે પૂર્ણિમાના ચંદ્રમાની ભ્રાંતિ આપે છે. નેત્રો ચપળ અને અણીઆળા છે. આ પ્રમાણે ચપળ હોવા છતાં પણ તે જોનારની દૃષ્ટિમાંથી ખસે એવાં નથી અને જેના ઉપર પડે તેને તો ઘાયલજ કરી નાખે એવાં છે. વળી તે પોતે પડયાં પહેલાં કામિજનોના અંતઃકરણોને પાડી નાખવાની અપૂર્વ શક્તિ ધરાવે છે. તેમની આવી ચપળતા જોઇનેજ ચપળ નેત્રોવાળાં હરિણો જંગલમાં ચાલ્યાં ગયાં અને

માછલીઓએ જળવાસ કર્યો. તેની નાસિકા શુકના મદનું ભંજન કરે એવી છે. તેના કપોલ પુનમના ચંદ્રમા જેવા શ્વેતવર્ણા, રેશમ જેવા સુંવાળા અને અમૃત કરતાં પણ વધુ મીઠાશવાળાં છે. વળી રાજકુમારીની જુવાનીને લીધે જ્યારે તેમના ઉપર ગુલાબી રંગ ચઢી આવે છે ત્યારે તેમની આગળ ગુલાબના પુષ્પો પણ ઝાંખા જણાય છે. રાજકુમારીના કપોળ તો તેના ભાવિ પ્રિયત્તમના કામજ્વરને શાંત કરવાને વિધાતાએ ગોઠવી રાખેલા બરફના બે કટકા હોય એવું અનુમાન થાય છે. તેના ઓષ્ટ પાતળા પરવાળા જેવા અને માણિક્યના ન્યાયે રાતા છે. વળી તે પોતાના નાના સ્વરૂપમાં અપાર અમૃતને સમાવનારા હોવાથી અભિમાનથી જાણે હાસ્ય કરતાં હોય એવાં જણાય છે. તેમનું આવું અપૂર્વ લાવણ્ય જોઇને નવેસરતું મોતી પણ ચોવીસે કલાક તેમનું રસપાન કરવામાં આનંદ માને છે. તેના કર કોમળ હોઇ જોનારને ચાંદીની છડીની ભ્રાંતિ આપે છે અને તે એટલાતો નાજુક છે કે મુખ પ્રક્ષાલન કરતી વેળાએ સુવર્ણનો કળશીયો ઉચકતાં પણ રાજકુમારીના કોમળ કર મરડાઇ જશે એવી તેના શત્રુઓને પણ ચિંતા થાય. તેના નાજુક કોમળ કરોમાં રત્નજડિત કંકણો અને તેના નાજુક આંગળાઓમાં રત્નજડિત મુદ્રિકાઓ દીપી રહી છે. વળી તેની નાજુક હથેલીઓમાં મેંદી લગાડેલી હોવાથી તેમની શોભાનો પાર નથી. તેના પયોધરો ગોળ અને કઠણ છે. આ પ્રમાણે કઠણ હોવા છતાં સ્પર્શ કરવામાં, રેશમ કરતાં પણ અધિક સુંવાળા અને સુંવાળા હોવા છતાં પણ યુવકોના અદૃશ્ય અંતઃકરણોને બરછીની પેઠે વિંધી નાખનારાં છે. તેઓ શોભામાં કામ મંદિરના ચંદ્ર કળશ જેવાં લાગે છે. અથવા તેથી પણ આગળ વધીને કહીએ તો જાણે ચાંદીનાજ બનેલાં ન હોય એવાં લાગે છે. ખરેખરૂં મોહકપણું તો તેમાંજ રહેલું

છે અને પોતાના અતિશય મોહકપણાને લીધેજ તેમને પડદામાં રહે-વાના સંકટને સહન કરવું પડે છે. આ પ્રમાણે પડદામાં હોવા છતાં તે કેવાં હશે એવી કલ્પના માત્રથી યુવકોના અદૃશ્ય અંતઃકરણો ઘાયલ થઇ જાય એવાં છે. તેની જંઘાઓ તો કામદેવના સર્વસ્વ જેવી છે. વળી તે શીતકાલમાં ઉષ્ણ અને ઉષ્ણ કાલમાં શીતળ રહીને પોતાને આલિંગન કરનારને અપૂર્વ સુખ આપે છે. એટલુંજ નહિ પણ તે કેવી સુંદરિ હશે એવી કલ્પના કરનારને પણ દીવાના બનાવી નાખે એવી શક્તિ ધરાવે છે. આ પ્રમાણે રાજકુમારી એલિસ સર્વાંગે સુંદર અને મનોહર છે. એટલુંજ નહિ પરંતુ પરમાત્માએ તેને જેવું રૂપ આપ્યું છે તેવોજ કંઠ પણ આપ્યો છે. વળી તે ગાયન અને વાજિંત્રકળામાં પણ નિપુણ છે. જ્યારે કોઈવાર તે પોતાના મહેલમાં બેસીને ગાય છે ત્યારે પવન પણ સ્થંભી જાય છે. એટલુંજ નહિ પરંતુ પક્ષીઓ પણ ઉડતા અટકી પડે છે અને તેના સેવક સેવિ-કાઓ પણ પોતાનું કામકાજ પડતું મૂકીને ગાયન સાંભળવામાં લીન બની જાય છે.

રાજકુમારીના જે જે ગુણોનું ઉપર વર્ણન કર્યું તે ઉપરાંત તે ઘણી રસિક છે. એટલુંજ નહિ પરંતુ શણગાર કરવામાં પણ પુરેપૂરી પ્રવિણ છે. તેના સ્નાનાગારમાં સુગંધીદાર પદાર્થોનો એટલો તો ઉપ-યોગ થાય છે કે જે વડે મોરીઓ પણ સુગંધિત થઇ જાય છે અને સુગંધીને લીધે ત્યાં ભમરાઓ પણ એટલા ભમે છે કે તેમની ધાકને લીધે ભંગીયાઓને દિવસને બદલે રાત્રે મોરીઓ સાફ કરવા માટે આવવું પડે છે. વળી તે પોતાના વસ્ત્રો ઉપર પાર વિના સુગંધીદાર પદાર્થો લગાડતી હોવાથી લુગડાંઓ પણ એવો સુવાસ આપે છે કે ધોબીઓને ભમરાઓની ધાકથી રાત્રે લુગડાં ધોવા માટે જવું પડે છે.

આવી રીતે રાજકુમારી અપાર સૌંદર્યસંપન્ન હોવા ઉપરાંત અતિ રસિક અને વિલાસી છે. તેના આવા અપૂર્વ સૌંદર્યરૂપી દીપક ઉપર મોહમુગ્ધ બનીને અનેક તરૂણ રાજકુમારો તેમાં ઝંપલાતા હતા. અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેના સૌંદર્યદીપકમાં રાજકુમારોરૂપી અનેક પતંગીયા બળી રહ્યા હતા અને તેને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેવાને પણ તૈયાર હતા. એટલુંજ નહિ પરંતુ કેટલાક રાજકુમારો તો પોતાના રાજપાટ તજીને ફ્લેન્ડર્સમાંજ રહેતા હતા અને રાજકુમારીના દર્શન કરવા, તેમજ તેનું કોકિલ કરતાં પણ વધારે મધુર સંગીત સાંભળવા રાતદિવસ તેના મહેલની આસપાસ ભમતા હતા. આ પ્રમાણે ભ્રમણ કરતાં કરતાં કોઇ વાર તેમને રાજકુમારીના દર્શન થઇ જતા તો તેઓ પોતાને ઘણા ભાગ્યશાળી સમજતા હતા. કેટલાક રાજકુમારીના દર્શન કરવાને માટે તેની પરિચારિકાઓને અમૂલ્ય ઉપહાર પ્રદાન કરતા હતા અને કેટલાક તો રાજકુમારી સાથે લગ્ન કરવા માટે તેને પોતાનું સર્વસ્વ અર્પી તેના સેવક બની રહેવાને પણ આતુર હતા. પરંતુ રાજકુમારી તેમને કાંઇ પણ મચક આપતી નહિ. તેને પોતાના રૂપને માટે ઘણું અભિમાન હતું. આ કારણથી તે પોતાના ચાહકોને પગની પાની સરખી પણ દેખાડતી ન હતી. જે રાજકુમારીને પોતાના સૌંદર્યનું આવું અભિમાન હતું તેજ રાજકુમારી એલિસ પ્રધાનપુત્ર શાહબુદ્દીન ઉપર મોહાસક્ત થઇ ગઇ હતી એ આપણે જોઇ આવ્યા છીએ. શાહબુદ્દીનને પ્રથમ જોયો ત્યારથી તે પોતાની શુદ્ધ બુદ્ધ ખોઇ બેઠી છે અને અહર્નિશ અથવા અષ્ટપ્રહર તે પોતાના ભાવિ પ્રિયતમનુંજ રટણ કરે છે. તેના વિના તેને જરાએ ગમતું નથી. એટલુંજ નહિ પણ તેના વિયોગમાં તેને પોતાનો સ્વર્ગ સમાન મહેલ નર્ક જેવો લાગે છે, ભોજન આદિ પણ ગમતું નથી અને રાત્રે નિદ્રા પણ આ-

રતી નથી. પોતાના ભાવિ પ્રિયત્તમના વિયોગમાં તેણે શણગાર કરવાનું પણ મૂકી દીધું છે. અર્થાત તે કોઇ પણ દિવસે પહેલાંના જેવો શણગાર પરિધાન કરતી નથી અને રાત દિવસ ઉદાસ રહે છે. તેની આવી સ્થિતિ જોઇને તેના માતપિતા તેમજ સખિઓને તેને માટે ઘણી ચિંતા થાય છે અને તેઓ તેનો શોક દુર કરવા માટે ઘણા ઘણા પ્રયત્નો કરે છે પરંતુ કોઇ પણ રીતે તેનો શોક ન્યુન થતો નથી. પણ ઉલટો દિનપ્રતિદિન વધતોજ જાય છે. આ પ્રમાણે તે પોતાના ભાવિ પતિના વિયોગમાં નિજ મહેલમાં એકલી બેસીને અહર્નિશ વિચાર કર્યા કરે છે અને અત્યારે પણ તે તેવાજ વિચારો કરી રહી છે એવામાં તેની માએ તેના આવાસમાં પ્રવેશ કર્યો. તેની માતા આવી જવાથી તેના વિચારોની પરંપરા તુટી ગઇ અને પોતાની જનેતાને માન આપવાને માટે તે પોતાના આસન ઉપરથી ઉભી થઇ ગઇ. રાજમાતાએ પર્યંક ઉપર બેઠા પછી રાજકુમારીને પણ પોતાની પાસે બેસાડી તેના મસ્તિક ઉપર હાથ ફેરવતાં મમતાથી કહ્યું "બેટા! તું આવો શોક શા માટે કરી રહી છે એ જો હરકત ન હોય તો અમને જણાવ. અમે તારા દુઃખમાં ભાગ લઇશું. તને શોક નિમગ્ન થયેલી જોઇને અમારૂં કાળજું બળી જાય છે અને તારા પિતાને પણ ઘણું દુઃખ થાય છે. માટે તને જે વાતનું દુઃખ હોય તે અમને સત્વર નિવેદન કર, જેથી તેનો સત્વર અંત આવે. આમ શોક ક્યાં સુધી કર્યા કરીશ? શોકથી તારા આરોગ્યની હાનિ થશે. જોને એક સપ્તાહમાં તો તું કેવી કૃશ થઇ ગઇ છે. માટે તારી જે ઇચ્છા હોય તે અમને કહી સંભળાવ. અમે અમારાથી બનતું કરીને પણ તારી સઘળી ઇચ્છાઓ પૂરી પાડીશું. માટે મારાથી કોઇ પણ વાત નહિ છુપાવતાં તારે જે કહેવું હોય તે સત્વર કહી દે."

"પૂજ્ય માતા! આપ તેમજ પિતાજી મારા ઉપર જે સ્નેહ-ભાવ ધરાવો છો તે ખરેખર અપૂર્વ અને અદ્વિતિય છે અને તેને માટે આપ બન્નેનો જેટલો ઉપકાર માનવામાં આવે તેટલો થોડો છે. આપના આવા અગણિત ઉપકારોનો બદલો શી રીતે વાળી શકીશ એ વાતનો મને મહાન વિચાર થઇ પડ્યો છે. જો આખા આયુષ્ય પર્યંત આપની સેવા કરૂં તો પણ આપના ઉપકારોનો લેશ માત્ર પણ બદલો વળી શકે તેમ નથી. ખરેખર, આપના પ્રતાપે મને કોઇ પણ પાંતિનું દુઃખ નથી. પરંતુ આપને વિશેષ શું કહું? કહેવાનું ઘણું એ મન થાય છે પણ કહેતાં જીભ ઉપડતી નથી. પ્રિય માતા! મારૂં મન પરવશ બનેલું છે. પ્રધાનપુત્ર શાહબુદ્દીનને જોયા છે ત્યારથી હું મારા દેહનું ભાન પણ ભૂલી ગઇ છું અને મારૂં સર્વસ્વ તેનેજ અર્પણ કરી ચુકી છું. એટલુંજ નહિ પણ તેને મનથી વરી ચુકી છું. તેના સિવાય અન્ય પુરૂષો મારે ભાઇ સમાન છે. પ્રિય માતુશ્રી! જો આપ મને સુખી કરવા ચાહતા હો તો મારૂં લગ્ન પ્રધાનપુત્ર સાથે સત્વર કરી આપો." રાજકુમારીએ પોતાની મનેચ્છા પ્રદર્શિત કરતાં કહ્યું.

"બેટા! આ તું શું બોલે છે? આવું લગ્ન કદી પણ થઇ શકે ખરૂં કે? કયાં તું અને કયાં શાહબુદ્દીન? એક ખ્રિસ્તિ રાજકન્યા સાથે મુસલમાનનું લગ્ન થયાનું તેં કદી સાંભળ્યું છે? આપણા શત્રુ સાથે વાગ્દાન કરવાની મતિ તને કેમ સુઝી? જો તારી ઇચ્છા હોય તો આપણાજ ધર્મના કોઇ રાજકુમાર સાથે તારૂં લગ્ન કરી આપીએ." રાજમાતાએ જવાબ આપ્યો.

"પુજ્ય માતા! આ આપ શું બોલો છો? ભલે, શાહબુદ્દીન ગમે તેવો હોય પણ તે મારે માટે તો લાયક છે. હું તો તેને મનથી વરી ચુકી છું. તેથી બીજા કોઇને તો દેહનું અર્પણ નહિ કરૂં તે

નહિજ કરૂં. જો તેની સાથે મારો લગ્ન સંબંધ નહિ થાય તો હું મારો દેહ પાડીશ પરંતુ બીજા કોઇની સાથે તો કોટિ ઉપાયે પણ લગ્ન કરીશ નહિ. પ્રિય માતા! જો શાહબુદ્દીને મને દુષ્ટોના હાથમાંથી બચાવી ન હોત તો આપ આજે મને જીવતી જોઇ શકત નહિ. આજે હું આપની સામે હરીફરી રહી છું એ તેમનોજ પ્રતાપ. તેમણે મારા જીવનની રક્ષા કરેલી હોવાથી આ જીવન હું તેમનેજ અર્પણ કરી ચુકી છું. મુસલમાનો ગમે તેવા હોય પણ તેઓ બીજાઓ જેવા દુષ્ટ તો નથીજ. વળી તેમનામાં ધર્મને નામે ધતીંગો પણ ચાલતા નથી. એટલુંજ નહિ પણ તેમના સંપ્રદાયમાં વ્યભિચાર અને બાળહત્યાનો લેશ માત્ર પણ પ્રચાર નથી. તદુપરાંત તેમના આચારવિચારો પણ ઘણા સારા હોય છે. તેઓ કોઇ નગર ઉપર ચઢાઇ કરતી વેળાએ માર્ગમાં આવતા ખેતરો, ઝાડો આદિ જનકલ્યાણકારી વસ્તુઓને કદી પણ નુકશાન કરતા નથી. તેમજ યુદ્ધમાં પકડાયલા વૃદ્ધ માણસો, બાળકો અને સ્ત્રીઓ સાથે ઘણી સારી વર્તણુંક ચલાવે છે. આ પ્રકારના ઘણા દાખલાઓ ઇતિહાસમાંથી મળી આવે છે. સૌથી વિશેષ ખુબી તો એ છે કે તેઓ પોતાની પ્રજા સાથે ઘણી સારી વર્તણુંક ચલાવે છે અને તેમાં ધર્મનો કાંઇ પણ ભેદભાવ રાખતા નથી. તેમણે કેટલાક સ્થળે તો પ્રજા સાથે એવી સારી વર્તણુંક ચલાવી છે કે પ્રજાજનોએ તેમના સદાચારમાં મુગ્ધ બનીને સ્વધર્મવાળા સામે લઢવામાં તેમને મદદ કરી છે. જો ખ્રિસ્તિ રાજકન્યાએ મુસલમાન સાથે લગ્ન કર્યાનુંજ પૂછતા હો તો રાજકુમારી ફ્લોરેન્સે પણ એક મુસલમાનની સાથેજ લગ્ન કરેલું છે. માટે કૃપા કરીને મારી ઇચ્છાને આડે નહિ આવતાં મારી અભિલાષા પૂર્ણ કરો. હું આપની આગળ હાથ જોડીને તેની યાચના કરૂં છું." રાજકુમારી એડિસે પ્રધાનપુત્ર શાહબુદ્દીન સાથે

લગ્ન કરવાની પોતાની દઢ પ્રતિજ્ઞા નિજ જનેતાને નિવેદન કરતાં કહ્યું

"બેટા! જેવી તારી ઇચ્છા. જો તારી આવીજ ઇચ્છા હોય તો અમે તેની આડે આવવા ઇચ્છતા નથી. હું તારા પિતાજીને પણ સમજાવીશ." રાજમાતાએ નિજ દુહિતાની ઇચ્છાને આધીન થતાં કહ્યું.

"પ્રિય માતા! આપનો આ દાસી ઉપર મહદ્ ઉપકાર થયો." રાજકુમારીએ પોતાની માતાનો આભાર માનતાં કહ્યું.

"બેટા! હું હમણાજ જઇને તારા પિતાને સમજાવું છું." એમ કહીને રાજમાતા ત્યાંથી ચાલી ગઇ.

ના. ખલીફાના પ્રધાનપુત્ર સાથે નિજ તનુજાનું લગ્ન કરવામાં પોતાને અનેક લાભ મળે તેમ હોવાથી પોતાની રાણીનું કહ્યું માનીને રિચર્ડે શાહબુદ્દીન સાથે રાજકુમારીનું લગ્ન કરી આપવાનો સ્વીકાર કર્યો અને લગ્નનો દિવસ નક્કી કરીને શાહબુદ્દીનને તે વિષે સમાચાર કહેવરાવ્યા. નક્કી કરેલા દિવસે રિચર્ડે એક મોટા મેળાવડા સમક્ષ ઇસ્લામી વિધી પ્રમાણે શાહબુદ્દીન સાથે પોતાની દીકરીનું લગ્ન કરી આપ્યું અને તેજ દિવસે રાજકુમારી ફ્લોરેન્સ, એલીઝાબેથ અને રાજકુમારી એલિસે ઇસ્લામનો અંગીકાર કર્યો.

ઇસ્લામી સેનાએ પીરીનીઝ અને તેના આસપાસના પ્રદેશમાં જે દિગ્વિજય પ્રાપ્ત કર્યો હતો અને તેના અંગે કેટલાક વિધર્મી રાજવંશીઓ સાથે જે સંબંધ બંધાયો હતો તે બદલ આનંદ પ્રદર્શિત કરવા તેમજ વિજેતાઓને યોગ્ય ઉપહાર અને પરાજય પામેલા રાજવંશીઓ સાથે સંધિ કરવા માટે બીજા દિવસે રાજસભા ભરવામાં આવી.

જે મહેલમાં સભા ભરવામાં આવી તે ઘણો વિશાળ અને

સુશોભિત હોઇ સારી રીતે શણગારેલો હતો. પ્રસ્તુત મહેલમાં સુવર્ણ પતરાથી મઢેલા લગભગ સો થાંભલા હતા. બબ્બે થાંભલાઓ વચ્ચે ચાંદીનું એક એક આસન ગોઠવવામાં આવ્યું હતું અને પ્રત્યેક આસન આગળ ચાંદીની એક એક પીઠિકા મૂકવામાં આવી હતી, પીઠિકાઓ ઉપર ગુલાબજળના પાત્રો અત્તરની શીશીઓ, ચાંદીની થાળીઓમાં સુગંધીદાર પુષ્પો અને ઉંચી જાતના શરબતો મુકવામાં આવ્યા હતા. નામદાર ખલીફાનું આસન સૌ કરતાં વિશેષ ઉંચું અને સુશોભિત હતું. તેની પાસે મંત્રી તેમજ અન્ય કર્મચારીઓ માટે તેમની યોગ્યતા પ્રમાણે આસનો ગોઠવવામાં આવ્યા હતાં. તદુપરાંત સૈનિકો, નગરજનો, ગવૈયાઓ વિ. ને માટે જુદી વ્યવસ્થા કરવામાં આવી હતી અને સ્ત્રી વર્ગને માટે ઉપરના ભાગમાં જગ્યા કરી આપવામાં આવી હતી. સભાનો વખત થતાંજ સભાગૃહમાં લોકોની ભીડ થવા માંડી અને જોતજોતામાં આખું સભાગૃહ લોકોથી ભરાઇ ગયું. સભાજનોના રંગબેરંગી વસ્ત્રો અને કિમતી આભુષણોથી સભાભૂવન સ્વર્ગસદૃશ દીપવા લાગ્યું અને તેમના માંહોમાંહેના વાર્તાલાપથી તે સ્થળે મધમાખીઓના જેવો ગણગણાટ થઇ રહ્યો. સભાભૂવનના ઉપરના ભાગમાં સ્ત્રીઓને બેસવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. પરંતુ પડદાના યોગે કરીને કોઇ પણ ઇસ્લામી બાનુ ત્યાં આવી શકી ન હતી. માત્ર કેટલીક અન્ય ધર્મની સ્ત્રીઓજ ત્યાં આવી હતી. તેમના કિમતી વસ્ત્રાભુષણથી દેખાવ ઘણો રમણીય લાગતો હતો. જો કે તેમણે પોતાના મુખ ઉપર આચ્છાદન નાખેલું હતું તો પણ તેમાંથી તેમનું તેજ ફુટી નિકળતું હતું આ કારણથી સઘળાના નેત્રો ઉપરજ લાગી રહ્યાં હતાં. આ પ્રમાણે સભાભૂવનમાં સભાજનો માંહોમાંહે વાર્તાલાપ કરી રહ્યાં છે એવામાં ચોબદારોએ " નેકી " પોકારી. એટલે સર્વત્ર

શાંતિ પથરાઇ ગઇ અને સભાજનો ના૦ ખલીફાને માન આપવાને માટે પોતપોતાના આસનેથી ઉભા થઇ ગયા. નામદાર ખલીફા અને તેમના કર્માચારીઓ આસન ઉપર બેઠા પછી સભાસદો પણ પોતપોતાના આસનો ઉપર બેસી ગયા. એટલે કાર્યનો આરંભ કરતા પહેલાં એક મોલવીએ ઇસ્લામના પવિત્ર ધર્મ પુસ્તકમાંથી કેટલાક શ્લોકો કહી સંભળાવ્યા. ત્યાર પછી કર્માચારીઓ, માંડલિક રાજાઓ, દેશ વિદેશના એલચીઓ અને અમીર ઉમરાવોએ ના. ખલીફા આગળ નજરાણું મૂકયું જેના બદલામાં તેમને પણ યોગ્ય ઉપહાર પ્રદાન કરવામાં આવ્યું. આ કાર્ય થઇ રહ્યા પછી સંગીતકળાભિજ્ઞ ગવૈયાઓએ પોતાના સંગીતથી સભાજનોના મન રંજન કર્યા. સંગીતનું કામ પુરૂં થયા પછી ના. ખલીફા બોલવા માટે ઉઠતાં સભાસદોએ તાળીઓના નાદથી સભાભુવન ગુંજાવી મૂકયું. આ પ્રકારનો ઘોંઘાટ બંધ પડયા પછી ના. ખલીફાએ પોતાના ભાષણના આરંભ કરતાં કહ્યું "ગૃહસ્થો! આજનો દરબાર શા માટે ભરવામાં આવ્યો છે એ તમો સર્વેને સુપરિચિત હોવાથી તત્સંબંધિ વધુ ઉહાપોહ કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી. તો પણ તમને સઘળાને અત્રે હાજર થયેલા જોઇ એક રાજપિતા તરીકે મને જે આનંદ થયો છે એ હું તમારી સમક્ષ પ્રદર્શિત કર્યા વિના રહી શકતો નથી. ઇસ્લામી સેનાએ ઉસમાન, અબ્દુલ રહેમાન તેમજ અન્ય સેનાધ્યક્ષોની દેખરેખ તળે પીરીનીઝ અને તેના આસપાસના પ્રદેશમાં અપૂર્વ શૂરાતન બતાવી જે દિગ્વિજય પ્રાપ્ત કર્યો છે તે બદલ તેમને તેમજ તેમના સેનાધિપતિઓને અભિનંદન ઘટે છે. ખરેખર ઉસમાન અને અબ્દુલરહેમાને આ પ્રસંગે પોતાની રણકોશલ્યતા દેખાડી આપી છે. તેમની આવી અનુપમ સેવાઓથી પ્રસન્ન થઇને હું ઉસમાનને સ્પેનના વાલી તરીકે નીમું છું અને

અબ્દુલ્રરહેમાનને સમસ્ત ઇસ્લામી સેનાના વડા સેનાધિપતિ તરીકે નીમું છું. વળી ગુડિઝ અને રિચર્ડે ઇસ્લામી સેનાધ્યક્ષોને કન્યાદાન આપી આપણી સાથે જે સંબંધ બાંધ્યો છે તેના બદલામાં હું તેમને તેમના રાજ્ય પાછા સોંપું છું. માત્ર તેમની પાસેથી અમુક ખંડણી લેવામાં આવશે. ધર્મનો ભેદભાવ રાખ્યા વિના સર્વે પ્રજાને સમાન રાખવી એ ઇસ્લામનો એક મોટામાં મોટો સિદ્ધાંત છે અને તેનું અડગ રીતે પાલન કરવામાં આવે છે. આપણા રાજ્યમાં હું તેમ છતાં મારા સુબાઓને ભલામણ કરૂં છું કે તેમણે ધર્મનો કાંઇ પણ ભેદભાવ રાખ્યા વિના સર્વ પ્રજાને સમાન સુખ આપવું. કોઇના ઉપર જુલમ કે અત્યાચાર કરવો નહિ. કોઇની મિલકત પડાવી લેવી નહિ. ન્યાયાલયોમાં પણ નિષ્પક્ષપાતપણે ન્યાય કરવો. ચઢાઇ કરતી વેળાએ જેઓ સામે લઢવા આવે તેમના સિવાય બીજા કોઇનો ઘાત કરવો નહિ. વૃદ્ધ, બાળ અને સ્ત્રીઓ ઉપર દયા રાખવી. કોઇની પાસેથી લાંચ લેવી નહિ. કોઇ વેપારી પાસેથી મફત માલ લેવો નહિ અને સર્વે મનુષ્યો ભાઇ સમાન છે એવા ન્યાયે વર્તવું. કેમકે કોઇ પણ વ્યકિત ઉપર અત્યાચાર કરવાની ઇસ્લામ સાફ ના પાડે છે. તેથી જે માણસ બીજા ઉપર અત્યાચાર કરે છે તેજ તેને માટે જોખમદાર છે. ધર્મને તેવા અત્યાચારો સાથે કાંઇ પણ સંબંધ નથી. હું તમને પુનઃ ભલામણ કરૂં છું કે તમારે પ્રજા સાથે ન્યાયથી વર્તવું જોઇએ અને પ્રજાજનોએ પણ અરસપરસ ભાઇની પેઠે વર્તવું જોઇએ." આ પ્રમાણે ટુંકું ભાષણ કરીને નામદાર ખલીફા બેસી ગયા. એટલે પુનઃ તાલીઓનો ઘોંઘાટ થઇ રહ્યો. ઘોંઘાટ શાંત થયા પછી ગુડિઝે ના. ખલીફાનો આભાર માનતાં કહ્યું " ના. અમિરૂલ મોમિનીન અને હાજર રહેલા ગૃહસ્થો ! હું આપ સર્વેની સમક્ષ બે બોલ બોલવાની રજા

લઉં છું. ઇસ્લામી સેના સાથે યુદ્ધ કરવામાં અમે પરાજીત થઇને અમારૂં રાજ્ય ખોઇ બેઠેલા હોવા છતાં ના. ખલીફાએ કૃપા કરીને અમને અમારૂં રાજ્ય પાછું પ્રદાન કર્યું તે બદલ અમે તે નામદારનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અમે અમારૂં રાજ્ય ખોઇ બેઠેલા હોવાથી તે પાછું માગવાનો અમને કાંઇ પણ અધિકાર ન હતો. તેમ છતાં વગર માગ્યે અમને અમારૂં રાજ્ય પાછું આપવામાં આવ્યું એ તેમની યોગ્યતા પુરવાર કરે છે. ના. ખલીફાએ અમને પોતાના ઉપકાર તળે દાબી દીધા છે. અરે એટલુંજ નહિ પણ અમારા અંતઃકરણોને જીતી લીધાં છે. તે નામદારના આ મહદ્ ઉપકારનો બદલો અમે શી રીતે વાળી શકીશું તેનો મોટો વિચાર થઇ પડયો છે. અમે તો પ્રભુ પાસે એજ યાચીએ છીએ કે તે અમને આવા મહદ્ ઉપકારનો બદલો વાળવાની શુભ મતિ આપે. અમે ના. ખલિફાની કાંઇ પણ યોગ્ય સેવા કરવાને તત્પર છીએ અને સદા તત્પર રહીશું. એમ કહીને તેણે ના. ખલીફા આગળ કિમતી નજરાણું મૂકયું. એટલે તે નામદારે પણ તેને યોગ્ય ઉપહાર પ્રદાન કર્યું. સુડિઝ પોતાનું ભાષણ પૂરૂં કરીને બેસી ગયા પછી ઉસ્માને ઉભા થઇને ના. ખલીફાનો આભાર માનતાં કહ્યું " મારા આકા ! મારા સરકાર ! આપે આ રંક સેવક ઉપર જે મહાન ઉપકાર કર્યો છે તે કદી પણ ભૂલાય તેવો નથી હું તે બદલ આપ નામદારનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. કહેવત છે કે " રૂડા રૂડુંજ ભાખે છે " તે પ્રમાણે આપ નામદારે પણ અમારા વખાણ કરીને આપની મોટાઇ અને યોગ્યતા સિદ્ધ કરી આપી છે. નહિ તો અમે તેવા માનને લાયક નથી. અમે તો માત્ર અમારૂં કર્તવ્યજ બજાવ્યું છે. ઇસ્લામને મદદ કરવી એ પ્રત્યેક મુસલમાનનું પરમ કર્તવ્ય છે અને જો અમે પણ તેનું કાંઇ પાલન કર્યું

હોય તો અમે અમારૂં કર્તવ્ય બજાવવા ઉપરાંત વિશેષ કાંઇ પણ કર્યું નથી. છેવટે અમારી જે કદર કરવામાં આવી છે તે બદલ નામદાર ખલીફાનો આભાર માની હું બેસી જવાની રજા લઉં છું.” ઉસમાન પોતાના આસન ઉપર બેઠા પછી મંત્રીએ ઉભા થઇને કહ્યું “ ગૃહસ્થો ! આજની સભા જે ઉદ્દેશથી બોલાવવામાં આવી હતી તે ઉદ્દેશ સર્વાંશે પાર પડ્યો છે અને સભાનું સઘળું કામકાજ પુરૂં થઇ ગયું છે. આ કારણથી હવે હું દરબાર બરખાસ્ત કરૂં છું.”

મંત્રી ઉપર પ્રમાણે બોલી રહ્યો કે તરતજ એક પછી એક સભાસદે સભાગૃહમાંથી બહાર નિકળવા માંડયું અને જોતજોતામાં સભાભૂવન નિર્જન અને નિરવ થઇ ગયું.

પ્રિય પાઠક ! આપણી વાર્તાનો પણ અહિંજ અંત આવે છે. ઉસમાનને સ્પેનની સુબાગીરી મળ્યા પછી તે પ્રસ્તુત દેશમાં પોતાની પ્રિયત્તમા સહિત આનંદમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો. તેમજ અબ્દુલરહેમાન અને શાહબુદ્દીન પણ નિજ પ્રિયાઓ સાથે યથેચ્છ સુખ ઉપભોગ ભોગવવા લાગ્યા અને તેઓ સર્વે સુખી થયા.

